# વિશ્વમોહિની.

## ભાગ ૧-૨.

એક ચમત્કારપૂર્ણ રસભર નવલકથા.

અનુવાદક,
સ્વ. ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ.
અમદાવાદ.

સંપાદકઃ-
સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મ્હેતા.
શાહપુર-વડવાળીમહેતાપોળ,—અમદાવાદ.

પ્રકાશકઃ-
બુકસેલર કચરાભાઈ વનમાળીદાસ પટેલ.
મોટી હમામ—અમદાવાદ.

આવૃત્તિ બીજી. સને ૧૯૨૨. સંવત ૧૯૭૮, પ્રત ૧૦૦૦

મૂલ્ય રૂ. ૪-૦-૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



શ્રીયુત્ સાકરલાલ ગવરીશંકર વ્યાસ.

શાહપુર-અમદાવાદ.

# સમર્પણ.

## શ્રીયુત. સાકરલાલ ગવરીશંકર વ્યાસ.

શાહપુર—અમદાવાદ.

જગતમાં જન્મ ધારણ કરી જે મનુષ્ય પ્રમાણિકપણે વર્તે છે અને પોતાની સાચી ફરજ યથાર્થ રીતે સમજે છે; નીતિ અને દયાને નિરંતર હૃદયમાં સ્થાન આપે છે અને આશામય મનુષ્યોને જેની પાસેથી નિરાશ થવું પડતું નથી, એવા પવિત્ર પુણ્યાત્મા જનોને પારાવાર ધન્યવાદ ઘટે છે.

મુરબ્બી શ્રી! આપ પણ ઉપરોક્ત સદ્દગુણથી અલંકૃત થએલા છો. વિદ્યાવિલાસી અને વિદ્વાનોની યોગ્ય કદર કરનારા છો. પ્રમાણિકતા એજ મનુષ્યોનું જવલંત જીવન અને ભુષણ છે તેનું ઉજવળ દ્રષ્ટાંત જનસમાજને બતાવ્યું છે. આપે આજ પર્યંત મારીપર પણ શુભ કૃપાદ્દષ્ટિ દર્શાવી છે. અનેક શુભ શીખામણો સમયે સમય આપી છે. આપના આવા શુભ સદ્દગુણોથી પ્રેરાઇ આ નવલકથા આપના કરકમળમા સાદર સમર્પી આનંદ માનું છું.

નિરંતર શુભાકાંક્ષી,

સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

# પ્રસ્તાવના.

વિશ્વ વિખ્યાત શ્રી વીર વિક્રમના સમયમાં અંધારપટ ધારણ કરી પોતાની દેહને અદ્દશ્ય કરવાની-સંતાડવાની એક અદ્દભૂત વિદ્યા હતી. જેમ જેમ એ વિદ્યાનો પ્રચાર વધતો ગયો તેમ તેમ તેમાં સુધારો વધારો પણ ઘણા પ્રકારનો થવા લાગ્યો. વધતાં વધતાં તે વિદ્યા એટલે સુધી વધી પડી કે સુપ્રસિદ્ધ મનાતા રસાયણ શાસ્ત્રીઓ-રસજ્ઞિનોએ પણ તેમાં અપૂર્વ રસપૂર્વક ભાગ લેવા માંડયો. આ નવીન વિદ્યા-રંગવિદ્યાના આશ્રયે તેના ઉપાસકો પોતાનો દેહ અદ્દષ્ય રાખવા ઉપરાંત, ઇપ્સિત્ સ્વાંગ ધારણ કરી જગતની આંખમાં ધુળ નાંખી અર્થ સિદ્ધિ પ્રાપ્ત કરવાની અમોઘ શક્તિને પણ હસ્તા-મલકવત્ કરી શકયા. સાથે, બુદ્ધિ અને નેત્રને પણ તેમણે એવાં અસાધારણ રીતે કેળવ્યાં કે સ્હામાના સંબંધમાં માત્ર એકાદવાર આવતાંજ, બોલવી ચાલવા, ફરવા હરવા, વાતચિત કરવા વગેરેમાં અનુકરણ પૂર્ણપણે સહજમાં કરવા લાગ્યા. આ અનુકરણ તેઓ એટલી સફાઇથી કરી શકતા કે નિત્ય સંબંધમાં રહેનાર પરિચિત જનો પણ થાપ ખાઇ જતાં અને વારંવાર છેતરાતાં. આ વિદ્યાના ઉપાસક રંગીઓએ મ્હોટાં મ્હોટાં રાજ્યોની ઉથલ પાથલમાં ભાગ લઈ દિગંત કીર્તિને વર્યાનાં ઐતિહાસિક પ્રમાણો હજી પણ ક્વચિત ક્વચિત્ મળી આવે છે. ધીમે ધીમે સમય એવો આવ્યો કે દરેક રાજ્યમાં આવા થોડા ઘણા પણ અંધાર વિદ્યા અગર રંગ વિદ્યા પ્રવિણ રસાયન શાસ્ત્રિઓ રાખવાની પ્રત્યેક નૃપતિને ફરજ પડતી. આશ્ચર્ય સરખું એ હતું કે, રાજ-સન્માન પ્રાપ્ત થવા છતાં આ વિદ્યાના ઉપાસકો નેકી, ટેકી અને ઇમાનદારી માટે હમેશાં મશહુર રહેતા. જ્યાં સુધી પોતાનો આશ્રયદાતા સ્વધર્મને અનુસરતો જણાય ત્યાં સુધી બીજેથી અનંત ગુણ, દ્રવ્ય લાભ પ્રાપ્ત થતો હોય છતાં એક રાજ્યનો રંગી બીજા રાજ્યનો આશ્રય સ્વિકારવા કબુલ થતો નહિ. તેમ ગુન્હામાં પકડાયા છતાં રંગીને કદાપિ પણ દેહાંત સજા કરવામાં આવતી નહોતી. આ કારણથી જો કે આ વિદ્યાને સર્વ કોઇ અંધાર વિદ્યા કે રંગ વિદ્યાના

નામથી ઓળખતું હોવા છતાં, વાસ્તવ દૃષ્ટિવડે જોતાં યથાર્થ રાજ-વિદ્યા તેજ આ સર્વમાન્ય વિદ્યાનું સત્ય સ્વરૂપ હતું. આ વિશ્વમોહક વિદ્યાના પરિણામે થયેલા અનેક ચિત્ર વિચિત્ર ચમત્કારો અને વિરંગી રંગો આ વિશ્વમોહિની નવલમાં સ્થળે સ્થળે આલેખવા પ્રયત્ન સેવ્યો છે.

અષાડી પૂર્ણિમા, સંવત ૧૯૬૭. — અનુવાદક.

---

## દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રથમાવૃત્તિ સંવત ૧૯૬૭ માં બહાર પડી હતી. તેના અનુવાદક સ્વ. ગણપતિરામ ઉત્તમરામ ભટ્ટ હતા. સ્વર્ગસ્થનું નામ ભાગ્યેજ કોઈનાથી અજાણ્યું હશે? તેમણે સરકારની સેવા ઉપરાંત "**વાર્તાવારિધિ**" માસિક દ્વારા અને અન્ય અનેક સુબોધક પુસ્તકો દ્વારા ગુજરાતીની સાહિત્યની સારી સેવા બજાવી હતી. તેમનાં પુસ્તકો એટલાં તો લોકપ્રિય થયાં હતાં કે જેથી તેમના સુનામનું નિશદિન સ્મરણ થયાજ કરે. આ પુસ્તકની પ્રથમાવૃત્તિના પ્રકાશક અત્રેના સુપ્રસિદ્ધ તેલ અત્તરના વ્યાપારી લાલાબીશનદયાળ ધર્મદાસ હતા. પ્રથમા-વૃત્તિને બહાર પડે વર્ષો વિત્યાં, પુસ્તક રસદાયક હોવાથી જનસમાજને પ્રિય થઈ પડયું. પુસ્તકના બે ભાગ બહાર પડયા. ત્રીજો બહાર પડવાની તૈયારી થઈ; એટલામાં તો અનુવાદકને પ્રભુએ પોતાના દર-બારમાં બોલાવી લીધા. ભાગ અધુરા રહ્યા. જન સમાજે બે ભાગથી સંતોષ માન્યો. પ્રથમાવૃત્તિના બન્ને ભાગ ટુંક સમયમાં ખલાસ થયા. લોકોની માગણી વધી. વર્ષો વિત્યાં પણ તેની આવૃત્તિ કોણ કાઢે? આ નવી આવૃત્તિમાં ઘણો સુધારો વધારો કરવામાં આવ્યો છે. આશા છે કે વાચકોને આ નવી આવૃત્તિ પણ પ્રિય થઈ પડશે. અંતે પરમ-કૃપાળુ પરમાત્માને પ્રણમી અત્રેજ વીરમું છું.

વિક્રમાર્ક ૧૯૭૮.
તા. ૧૮-૬-૨૨.
શાહપુર—અમદાવાદ.

સત્યેન્દ્રપ્રસાદ મહેતા.

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.



## ભાગ ૨ જો.

તૈયાર છે   આજેજ મંગાવી લ્યો.   નકલો થોડી છે.

# કુસુમકાન્ત. ભા. ૧-૨ જો.

લખનાર—સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

સ્વદેશ સેવા એ સ્વયં ઈશ્વરની સેવા છે એવો ઉચ્ચતમ સુબોધ પ્રાપ્ત કરાવનારી અને સાથે વિસમી સદીની વિચીત્ર વિશ્વલીલાનું ભાન કરાવતી રસપૂર્ણ, જ્ઞાનમય સુરમ્ય નવીન નવલકથા. બન્ને ભાગ જુદા-જુદા બાંધેલા છે. દળદાર આકર્ષક બાઇન્ડીંગ. પ્રથમ ભાગની કિ. રૂ. રા. બીજાના સવાત્રણ. બન્ને ભાગ સાથે મંગાવનાર પાસેથી રૂ. ૫) પાંચ.

---

સંસારમાં સ્વર્ગ. અશાન્તિમાં શાન્તિ! મહાન જ્ઞાનસાગર.

# આદર્શરમણી

અથવા

# જીવનનો મહામંત્ર.

લખનાર—સત્યેન્દ્રપ્રસાદ મ્હેતા.

આ સુબોધક પુસ્તકનું વધુ વિવેચન નહિ કરતાં ફક્ત એટલુંજ જણાવવાનું કે આ પુસ્તકના વાંચનથી અનુપમ જ્ઞાન સાથે આનંદ તત્વજ્ઞાન-મનુષ્યનું સત્ય કર્તવ્ય; વિશ્વના વિવિધરંગ, સ્વદેશસેવા; દંભી-ઉજળા શાહુકારોનાં હૃદયભેદક કારસ્થાનો; વગેરેનો અસરકારક ચિતાર આપવામાં આવેલો છે. દળદાર પુસ્તકના અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનાર પાસેથી રૂપીઆ ત્રણ અને પાછળથી રૂપીઆ ચાર.

લખો—કચરાભાઇ વનમાળી પટેલ.
મોટી હમામ—અમદાવાદ.

॥ ૐ ॥

# વિશ્વમોહિની.

## પ્રકરણ ૧ લું.

### કપટનું ચપટ.

ખાડો ખોદે તે પડે, નિર્દોષી બચી જાય;
કપટ ચપટ થાતું સદા, ખુલ્લો જગનો ન્યાય.

**શ્રી** સૂર્ય ભગવાન અસ્તાચળ તરફ પધારવાની તૈયારી કરી રહ્યા હતા. પશ્ચિમાકાશ રંગ બેરંગી બની સુવર્ણ વસ્ત્રને ધારણ કરી રહ્યું હતું. પવનની મંદમંદ સુખકાર શીતળ લહરીઓ શરીરને અને મનને આનંદ અર્પી રહી હતી. સમય ખુશનુમા લાગતો હતો. પશુ પક્ષીઓ પણ પેટ પૂર્ણ ચારો ચરવાથી આનંદમય જણાતાં હતાં. નગર નિવાસીઓ ખુલ્લા મેદાનમાં અગર તો બગીચામાં હવા ખાવાને જતા નજરે પડતા હતા. ગાડી-ઘોડાના આવવા-જવાના અવાજથી રાજમાર્ગો ગાજી રહ્યા હતા. સાયંકાળના સમયને હજી વાર હતી. આ વખતે નવીનદુર્ગના રાજમહાલયમાં આવેલા એક સુરમ્ય રમણીય દિવાનખાનામાં રાજયબાળા વિશ્વમોહિની વિચાર વશ વદને એક સુંદર સોફા પર બેઠેલી હતી. વિશ્વમોહિની સુસ્વરૂપા સુંદરી હતી. તેને જોતાં જ ઉર્વશી-મેનકાનું સ્મરણ થઇ આવતું. આવી અનુપમ રૂપ લાવણ્યમયી લલીતાંગી અત્યારે ચિંતામગ્ન કેમ જણાતી હશે? તેને શાનું દુઃખ હશે? જે હશે તે હમણાં જ જણાશે.

રાજ્યબાળા થોડીવાર સુધી વિચારાવસ્થામાં બેસી રહી અને પછી વિચારનો ત્યાગ કરતાં બોલી; "બસ હવે ગમે એમ થાઓ; મારી પર દુઃખના ડુંગરાઓ ટૂટી પડો અને ભલે મારા શરીરનો નાશ થાય; પણ હું મારા ટેકથી વિચલીત થનાર નથી તે નથી જ. પિતાજી ! તમે રાજા છો. રાજાએ કોઇની પર વિશ્વાસ મૂકી કાર્ય કરવું જોઇએ નહિ. પ્રભુએ તમને સારાસારનો વિચાર કરવાને બુદ્ધિ આપેલી છે; તો તમે શા માટે અન્યની સલાહનુસાર વર્તો છો ? શું વિજયસિંહ મારે લાયક નથી ? ભલે તમારા મનથી તે મારા લાયક નહિ હોય; પણ મારા હૃદયથી તો તે મારે લાયક જ છે અને તેથી જ મેં તેને મારો આરાધ્ય દેવ માની મારા હૃદયમાં તેને સ્થાન આપ્યું છે. તેની પ્રત્યેનો મારો પ્રેમ અચળ છે. નવીન-દુર્ગની રાજકન્યાનો પ્રિયતમ વિજયસિંહ જ છે. તે રાજકુમાર મારો શીરતાજ, આંખ્યોનો તારો; હૃદયનો આનંદ અને સર્વસ્વ છે. તેના સિવાયના જગતના અન્ય પુરૂષો પિતા અને ભ્રાતા સમાન છે. પિતાજી ! હું પણ હવે તમને ચોકખે ચોકખું જણાવી દઉં છું કે મને મારા ઇચ્છિત પ્રેમી સાથે પ્રેમ લગ્નથી જોડાવા દ્યો. પ્રેમ લગ્નથી જ સંસાર સુખમય બને છે. આવાં પવિત્ર પ્રેમ લગ્નમાં વિઘ્ન નાખતાં પરીણામ સારૂં નહિ આવે. તમારી પુત્રીએ આજ પર્યંત તમારી મર્યાદા સારી રીતે સાચવી છે પણ હવે એ મર્યાદા વધુ વખત સાચવી શકાશે કે કેમ તેવી શંકા રહે છે. હું સમજદાર છું. મારી માતાએ મને શુભ જ્ઞાન સમર્પ્યું છે. તે શુભ જ્ઞાનના પ્રતાપે હું મારૂં સુખ શામાં છે તે સારી રીતે સમજી શકું છું. આ સુખમાં, મારી આ ઇચ્છામાં અંતરાય નાખવાનો અધીકાર કોઇને છે જ નહિ. હું..." રાજકન્યા વધુ બોલતાં એકાએક અટકી. કોઇના

આવવાનાં પગલાં સંભળાયાં. રાજકન્યાએ ચમકીને પ્રવેશ દ્વાર તરફ દ્રષ્ટિ કરી. તેની બે વ્હાલી સખીયો ત્યાં આવતી જણાઈ. બન્ને સખીયો સમાન વયસ્ક હતી. રૂપ લાવણ્યની સીમા ન્હોતી. સ્વર્ગની અપ્સરાઓ મૃત્યુ લોકમાં આવી હોય એમ તેમના દેખાવ પરથી અનુમાન થતું હતું. આ બન્ને સખીયોમાંથી એકનું નામ મણીકાન્તા અને બીજીનું નામ વસંતમાલતી હતું. આવાં કર્ણપ્રીય નામને લાયક જ તે બન્ને સખીયો હતી. રાજકન્યાએ અતી આનંદથી તે બન્ને સખીયોને બોલાવી પોતાની પાસે બેસારી. મણીકાન્તા ચાલાક અને હસમુખી હતી. રાજકન્યાની આંતરીક દશા તે તરત સમજી ગઇ અને બોલી, "કાં બ્હેન! આજે કંઇક બહુ વિચાર કર્યા હોય એમ જણાય છે?"

"શાના વિચાર?" રાજકન્યાએ હસીને પૂછ્યું.

"એ તો તમારા મનને જ પૂછો."

"પણ તું શા ઉપરથી કહે છે કે મેં બહુ વિચાર કર્યા છે?"

"તમારા મુખ પરથી."

"મેં તો કંઇ પણ વિચાર કર્યો જ નથી."

"શા માટે જુઠું બોલો છો? બ્હેન! જુઠું બોલવાથી આવરદા ઓછો થાય છે અને પ્રભુજી ગુસ્સે થાય છે."

"પણ હું ક્યાં જુઠું બોલું છું?"

"ત્યારે તમે કર્યો હોય તે વિચાર તરતજ જણાવી દયો?"

"મેં તને એક વખત જણાવી દીધું?"

"શું ધૂળ જણાવ્યું? કહો તો તમારા મનનો વિચાર હું પોતેજ જણાવી દઉં?"

"કહે જોઇએ?"

"તમે વિજયસિંહના વિચાર કર્યા છે કે નહિ?"

રાજકન્યા શરમાઇ. તે કંઇ પણ બોલી શકી નહિ.

પુનઃ મણીકાન્તાએ પૂછ્યું; "બોલોને? કેમ બોલતાં નથી? વિજયસિંહના વિચારેજ વ્યાકુળ બન્યાં છો કે નહિ?"

હવે રાજકન્યાને બોલ્યા સિવાય છૂટકો ન્હોતો. તે બોલી; "બ્હેન! તું ખરૂં કહે છે. વિજયસિંહના વિચાર મને અકળાવી રહ્યા છે. વ્હાલા વિજયને જોવાને આ આંખ્યો તલસી રહી છે. જીભ તેની જ જપમાળા જપી રહી છે. મને તેના વિના કંઇ પણ ચેન પડતું નથી. અધુરામાં પૂરૂં પિતા પણ વિરૂદ્ધ પડ્યા છે. દગાબાજ દુષ્મનોના માણસોના ભમાવ્યાથી ભમ્યા છે અને વિશુદ્ધ વિજયસિંહ તરફ શંકાની દ્રષ્ટે જોઇ રહ્યા છે. પરીણામે મારા પ્રત્યેની તેમની પ્રિતી પણ અપ્રિતીના રૂપમાં ફેરવાઇ ગઇ છે. સખી! આવી અવસ્થામાં મારે શું કરવું તેની મને કંઇ પણ સમજ પડતી નથી. હું ઘણી મુંઝાઉં છું. ગભરાઉં છું."

"બ્હેન! એમાં ગભરાએ કંઇ વળનાર નથી. પ્રેમનો પંથજ વિકટ હોય છે. આવા વખતે ધિરજ અને ડહાપણની ઘણી જરૂર હોય છે. તમે તમારા ટેકમાં અડગ રહો. પિતાજી બહુ કરે તો તેમને સાફ જણાવી દયો કે મારા વિચારથી હું ફરનાર નથી" વસંતમાલતીએ સલાહ આપી.

"હું પણ એવાજ નિશ્ચય પર આવીછું."

"પ્રભુ જરૂર મદદ કરશે?"

"પણ પરીણામ?"

"ફત્તેહનું."

"દુઃખ પડશે?"

"ધીરજથી સઘળું સહન કરાશે ? પ્રેમની કસોટીમાંથી પ્રેમીએ જરૂર પસાર થવું જ જોઇએ."

"હું મારા વિજયને માટે સર્વ દુઃખ સહન કરવાને તૈયારછું."

"ત્યારે તો જરૂર તમને વિજય મળશે."

"બ્હેન! આજે મને કંઇ પણ ચેન પડતું નથી. મને ભયના ભણકારા વાગી રહ્યા છે."

"રાજપૂત બાળાએ ભય પામવું જોઇએ નહિ."

"પણ સમય પ્રતિકુળ છે."

"આપણે પ્રતીકુળ સમયને પણ અનુકુળ બનાવશું. તમે શા માટે ગભરાવ છો."

"આપણે ફરવા જઇશું?"

"તમારી મરજી."

"ક્યાં જઇશું?"

"તમે કહો તો બગીચામાં."

"હા, ત્યાં જ ચાલો. બગીચામાં ગએ ઘણા દિવસ થયાછે."

રાજકન્યાએ ફરવા જવાનાં વસ્ત્ર પહેરી લીધાં. અને સખીયો સાથે રાજમહાલયમાંથી બહાર નીકળી બગીચા તરફ ચાલી. આ વખતે એક માણસ રાજમહેલની આગળના ઝાંપા આગળ ઉભો હતો. તેની પાસે થઇને જ તે ત્રણે સખીઓ નીકળી. પેલા માણસે કાતિલ નજરે રાજકન્યા તરફ જોયું અને પછી તરત જ ત્યાંથી પ્રયાણ કર્યું.

રાજમહેલથી બગીચો કંઇક દૂર આવેલો હતો. ત્રણે સખીયો થોડીવારે બગીચા આગળ આવી. બગીચાના દ્વાર આગળ એક વૃદ્ધ માળી બેઠેલો હતો. તેની પાસે જઇ મણીકાન્તાએ પૂછ્યું, "રામદાસ! આ વખતે બગીચામાં કોઇ છે કે?"

"નાજી."

"ઠીક, અમે અંદર જઇએ છીએ. તમે કોઇને અંદર આવવા દેશો નહિ."

"બહુ સારૂં; પણ આજે આટલાં અસુરે કેમ આવ્યાં?"

"રાજકન્યાનો વિચાર અત્યારે જ થયો."

"ઠીક બા ઠીક, જાવ પધારો." વૃદ્ધ માળીએ કહ્યું.

"કેવો ભલો અને ઘરડો માણસ?" આમ બોલતી મણીકાન્તા રાજકન્યાનો હાથ પકડી બગીચામાં પ્રવેશી. વૃદ્ધ માળીના દેદાર નિહાળી રાજકન્યા બોલી; "સખી: ગરીબ માણસને જોઇ મને રડવું આવે છે? પ્રભુએ ગરીબજનોને શા માટે ઉત્પન્ન કર્યા હશે?"

"બ્હેન! કોઇ ગરીબ ન હોય તો શ્રીમંત કેવી રીતે ઓળખાય? વળી જો જગતમાં કોઇ ગરીબ ન હોય તો મનુષ્યથી પરોપકાર ધર્મ પણ કેવી રીતે જાણી શકાય? પૈસાપાત્ર અને સુખી માણસોનો પરમ ધર્મ છે કે ગરીબોને સુખી કરવાં. પણ આજકાલ આ સૂત્ર શ્રીમાન મનુષ્યો સમજતા હોય એમ જણાતું નથી. ખરો શ્રીમાન તો એજ કહેવાય કે, જે ગરીબોને જોતાં જ તેને પ્રેમથી બોલાવે; તેના આંસુ લુછે અને એક સગા ભાઇની જેમ તેની ઉન્નતિ કરવાના પ્રયત્ન કરે. બ્હેન! આ ભાવના દરેક ભારતનિવાસી શ્રીમાનોના હૃદયમાં ઉત્પન્ન થવી જોઇએ. આ ભાવના જેના હૃદયમાં હોય તેજ ખરેખરો શ્રીમાન; બાકી મારા મત પ્રમાણેના તો સઘળા સ્વાર્થી શયતાન?"

ત્રણે સખીયો બગીચાની મધ્ય વિભાગે આવી. ત્યાં એક નાનકડું સરોવર આવેલું હતું. સરોવરની ચારે તરફ પત્થરની પાળ બાંધેલી હતી. પત્થરની એક સમચોરસ બેઠક પણ ત્યાં બનાવેલી હતી.

તે બેઠક પર ત્રણે સખીઓ બેઠી. અને આસપાસની રમ્ય લીલા નિહાળવા લાગી. થોડીવારે રાજકન્યાને કંઇક યાદ આવતાં તેણે મણીકાન્તા પ્રત્યે કહ્યું, "બ્હેન! અત્યારનો સમય રમણીય છે. તું પેલો ગરબો ગાય તો ઠીક લાગે."

"કયો ગરબો?" મણીકાન્તાએ પૂછ્યું.

"તેં તે દિવસે ગાયો હતો તે."

"એતો તમે ઘણી વખત સાંભળ્યો છે?"

"છતાં પણ આજે ફરીથી ગા."

"જેવી તમારી ઇચ્છા."

મણીકાન્તાએ તેના કોકિલ કંઠથી એક ગરબી ગાવી શરૂ કરી.

આવો સાહેલી (૨) કેળવણીની આજ કદર કંઇતો કરીએ;
આર્ય દુહિતા--વીર પ્રસુતા, આર્યાભિમાનને ઉજવીએ—
સુધર્યા વિણ સ્ત્રી જાતિ જગમાં, જન ડૂબે દુઃખને દરીએ;
જાતી કુળ ગૌરવ અજવાળી આર્યાવૃત્ત અભરે ભરીએ—
અવિદ્યા વાદળ ને વેરી, જ્ઞાન રવી તેજે તરીએ;
ધર્મ સનાતન વાટે સતિવૃત્ત, શુભ ગણીને સંચરીએ—
પ્રાણ થકી પતિવૃત્તની મહત્તા, શ્રેષ્ટ ગણી સમજી રહીએ;
સતસંગી સંજોગ મળે તો, ધીક જીવન જાણી મરીએ—
સ્વપર શ્રદ્ધા પર પર ઘૃણા, આર્ય ટેક તાજી કરીએ;
આવો સાહેલી (૨) કેળવણીની આજ કદર કંઇ તો કરીએ-

સંગીત સમાપ્ત થયું. વસંતમાલતી બોલી; "કેવું મઝાનું ગાન?"

"વસંત! તેં આ સંગીતમાંથી શું પસંદ કર્યું?" રાજકન્યાએ પૂછ્યું.

"એટલે?"

"તેં રાગ પસંદ કર્યો કે ભાવાર્થ?"

"બન્ને."

"કેવો અનુપમ ઉપદેશ છે?"

"પણ આવા ઉપદેશ પ્રમાણે વર્તે છે કોણ?"વસંતમાલતી બોલી.

"બસ તેથી જ જગતજનો દુઃખના દરીયામાં ડુબે છે. વિદ્વાનજનો જે કાંઇ કહે છે અગર લખે છે તેનું તત્વ નહિ સમજનાર વખતે અનર્થ પણ કરે છે અને દુઃખી થાય છે. તત્વ નહિ સમજવાથી આજે જનસમાજની કેટલી અધોગતી થઇ રહી છે? સ્નેહલગ્નનું નામ નિશાન પણ ક્યાંઇ નજરે પડતું નથી. સંસારમાં જ્યાં ત્યાં સ્વાર્થ અને ક્લેશ કંકાશનું સામ્રાજ્ય નજરે પડે છે. કહેવાતાં લગ્નથી જોડાનાર દંપતિ દસ દિવસ સુધી જ કંઇક આનંદી જણાય છે. તે પછી તેમના હૃદયની ઐક્યતા વિના પરસ્પરમાં દારૂણ ક્લેશ ઉત્પન્ન થાય છે. આગળનું દૈવી સુખ ચાલુ જમાનામાં અદૃશ્ય થઇ ગયું છે. માબાપે પસંદ કરેલો વર કન્યાએ પરણવો જ જોઈએ. આવું થવાથી સુખ ક્યાંથી સંભવે?"

"બ્હેન! એમાં વળી બાળલગ્ન–વૃદ્ધ વિવાહ–કન્યાવિક્રય આવા આવા રાક્ષસી રીવાજોથી સંસાર સ્મશાનવત્ બનતો જાય છે. પરીણામે કજોડાં અને વિધવાઓ ઠામ ઠામ નજરે પડે છે. પ્રભુ આવા દુષ્ટ રીવાજને નાબુદ કરો અને કન્યાવિક્રય, બાળલગ્નથી દેશની દુર્દશા કરનારા અને ઇચ્છનારા દારૂણ દુઃખી થઇને મરો."

આવી રીતનો વાર્તાલાપ કરતાં વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી બગીચામાં આમતેમ ફરી રહ્યાં હતાં. મંદમંદ વહેતો સુગંધમિશ્રિત સમીર મહેકી રહ્યો હતો. ઉદ્યાન–બાગની શોભા ઓર બની રહેલી જણાતી હતી. નાના પ્રકારનાં પુષ્પો ખીલી રહ્યાં હતાં.

અસ્તાદ્રિએ આવી રહેલ આમ્રવૃક્ષઘટાની બહાર અને તેમાં પ્રવેશેલાં સૂર્યનાં કિરણોની ચમક એક અજબ આનંદ આપી રહી હતી. ફુલ ક્યારીઓ અને રવેશો ઉપર થયેલો છંટકાવ શીતળતા પ્રસારી રહ્યો હતો. ગુલાબ, જુઈ, જાઇ, કેતકી આદિ અનેક પુષ્પ વૃક્ષો અને વેલાઓ તેમજ મોતીની ક્યારીઓ એક એકથી અધિક શોભા આપતાં હતાં. એક તરફ આવી રહેલ વિશાળ સપ્રભ મહેલ અને બીજી બાજુ તરફ આવેલ સુંદર બે બુરજીઓથી શોભામાં અતી વધારો થઇ રહ્યો હતો.

ચન્દ્રના સમાન તેજવાળી, મણીસમ શોભતી મણીકાન્તા, ચાલાક ચંચળ હાવભાવયુક્ત લુમતી, રૂમતી ઝુમતી સખી વિશ્વમોહિનીનાં વખાણ કરતી, ખુશબોદાર ફુલોને તોડી એક પછી એક તેના હાથમાં મુકી તેને રંજન કરવા અનેક ઉપાયો કરતી હતી. તો પણ વિશ્વમોહિનીનું ધ્યાન કશા તરફ લાગતું નથી. આખા વિશ્વને મોહ પમાડનારી વિશ્વમોહિની પોતે વિજયસિંહથી મોહ પામેલી તેના વિરહથી ચિંતાતુર બનેલી છે. તેનું ચિત કશા ઉપર ચોંટતું ન હોવાથી અને મન કંઇ પણ વસ્તુ ઉપર લાગતું ન હોવાથી તેને કોઇ પણ રીતે પ્રસન્ન કરવા અને શાંતિ આપવાના ઉદ્દેશથી જ તેની સખીઓ તેને સમજાવી બગીચામાં લાવી હતી.

આ પછી સખી વસંતમાલતી ફુલનો છડો બનાવવાને માટે ફુલ તોડતી તોડતી માલતી લતાના ઝુંડ તરફ ચાલી ગઇ અને વિશ્વમોહિનીને લેઈ મણીકાન્તા ધીમે ધીમે ફરતી ફરતી બગીચાના મધ્યમાં આવેલા એક ફુંવારા નજીક જઇ પહોંચી. જલયંત્ર ઉપર આવી રહેલા ચક્રરમાંથી નીકળતી જળની પંચધારા જોતી ત્યાંજ ઉભી અને થોડીવારે કંઇક વિચાર ઉદ્‌ભવતાં એકાએક બોલી:—"અરે! વસંતમાલતી ક્યાં આડી અવળી નીકળી ગઇ!!"

આટલામાં જ ક્યાંક આમતેમ ફુલ વીણતી હશે." વિશ્વ-મોહિનીએ ઉતર વાળ્યો.

"અરે! પણ તેને છુટાં પડયે ઘણી વાર થઇ."

"ચાલો આપણે તપાસ કરીએ."

એટલામાંજ સ્હામેથી વસંતમાલતી આવતી જણાઇ. તેને આવતી જોઈ વિશ્વમોહિનીએ કહ્યું:-"લે જો આ આવી."

"અરે! આ વખતે વસંતમાલતીની ચાલમાં મને કંઇક ફેર લાગે છે જો!" મણીકાન્તા મનમાંજ બબડી.

વસંતમાલતી નજીક આવી પહોંચી અને તેણે બનાવી આણેલો એક સુંદર ફુલછડો વિશ્વમોહિનીના હાથમાં આપતાં કહ્યું:-"બ્હેન! જુઓ આ કેવો સુંદર છડો છે? જો આ વખતે વિજયસિંહ અહીં હાજર હોત તો તે મારાં બહુજ વખાણ કરત અને મને કાંઈ ભારે ઇનામ આપત."

વિજયસિંહનું નામ એકાએક સાંભળતાંજ વિશ્વમોહિનીની સ્થિતિ વિચિત્ર બની. ભુલેલી વાત ફરી યાદ આવી. કમલમુખ વિલાયું. તે શ્વાસ નિઃશ્વાસ લેવા લાગી. તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને તે બડબડવા લાગી:-"મારા ભાગ્યમાં વિધાતાએ શું લખ્યું છે તે હું હતભાગિનીને ખબર નથી. મેં ગયે જન્મ શાંએ પાપ કર્યાં હશે કે મારે આ જન્મમાં આવું દુઃખ ભોગવવું પડે છે. અરેરે પિતાને શું એ ધૂન ભરાઇ છે કે તે કહે છે-વિશ્વ-મોહિનીને હું કુંવારીજ રાખીશ. હત્ દૈવ! વિજયસિંહના પિતાશ્રીનો લગ્ન કરવાનો કેટલો આગ્રહ! પણ એ દુષ્ટ દુર્જનના પિતાએ એમને એવા પોતાના કરી લીધા છે કે બધું ધુળમાં મેળવે છે. દુષ્ટ દુર્જન પોતે મને પોતાની કરવા ધારે છે." એવામાં એકાએક મણીકાન્તાએ વિશ્વમોહિનીનો હાથ ધીરેથી દબાવ્યો અને તેને મૌન ધરવાને ઇશારો

કર્યો. વિશ્વમોહિની સમજી અને તરતજ શાંત થઇ ગઇ અને મણીકાન્તા સાથે ચાલી આમતેમ ફરવા લાગી. ફરતાં ફરતાં મણીકાન્તાએ જાણી જોઈ પોતાનો રૂમાલ પાડી નાખ્યો. થોડે દુર આગળ જઇ તેણે વસંતમાલતી તરફ ફરીને કહ્યું કેઃ—"જોને બ્હેન! મારો રૂમાલ ફુવારા નજીક પડયો કે રહી ગયો છે?"

વસંતમાલતી રૂમાલ લેવા ફુવારા તરફ ચાલી. એકલાં પડતાં વિશ્વમોહિનીએ મણીકાન્તાને પૂછ્યુંઃ—"બ્હેન! તેં એકાએક બોલતાં બોલતાં મને કેમ રોકી?"

"બ્હેન! મને કંઇક શક પડયો છે. વસંતમાલતીના બોલવા ચાલવા ઉપરથી અને ચાળા ઉપરથી મને લાગે છે કે જાણે તે ખરી વસંતમાલતીજ ન હોય!" મણીકાન્તાએ ઉત્તર વાળ્યો અને એટલામાં જ સ્હામેથી રૂમાલ લઇ આવતી વસંતમાલતી જણાઇ.

રૂમાલ લાવી વસંતમાલતીએ વિશ્વમોહિનીને આપ્યો.

"બ્હેન વસંતમાલતી! કાલે રાત્રે મેં તને પેલું જે કહ્યું હતું તે તેં કર્યું કે નહિ?" મણીકાન્તાએ વસંતમાલતી તરફ જોઇ પૂછ્યું.

"ના. સખિ! એતો હું તદ્દન ભુલી જ ગઇ." ટુંકમા જ ઉત્તર વાળ્યો.

"પણ શું કહ્યું હતું એતો યાદ છે ને?!" પુનઃ પ્રશ્ન થયો.

"હા, તે તો બરાબર યાદ છે." પુનઃ ટુંકો ઉત્તર મળ્યો.

"વારૂ શું કહ્યું હતું તે કહે જોઇએ કે તું બરોબર સમજી છે કે નહીં તે તો જણાય." મણીકાન્તાએ વધારે ચલાવ્યું.

ઉત્તર ઉડાવ્યો. વસંતમાલતીએ વાત ફેરવીને બીજી વાત ઉપાડી. શક વધતો ગયો અને હવે મણીકાન્તાને નક્કી એમ લાગ્યું કે આ વસંતમાલતી નથી. મણીકાન્તાને તરતજ એક યુક્તિ સુઝી આવી. તેણે

વસંમાલતીને એક બાજુપર લીધી અને કહ્યું:–" બ્હેન! કાલથી મારા કાનમાં મને ઘણું જ દર્દ થાય છે, જોને અંદર કાંઇ દુર્ગંધ તો નથી થઈ."

વસંતમાલતી ફસાઇ. તેણે તરત જ મણીકાન્તાના કાન જોવા માંડયા. બદબો આવે છે કે કેમ તે સુંઘવા લાગી. સુંઘતાં જ વસંતમાલતી એકદમ ત્યાંજ બેહોશ થઈને પડી.

બાદ બુમ પાડીને વિશ્વમોહિનીને બોલાવી અને વસંતમાલતીના હાલ તપાસવા મણીકાન્તાએ કહ્યું.

વિશ્વમોહિની પાસે આવી અને તેણે વસંતમાલતીને બેહોશ પડેલી જોઇ. તેણે મણીકાન્તાને કહ્યું:—" જોજો બહેન પછી આપણે જ ન બનીએ અને વસંતમાલતી આગળ શરમાવું ન પડે."

" ના, તેમ નહીં થાય." મણીકાન્તાએ દ્રઢતાપૂર્વક કહ્યું. આ પછી વસંતમાલતીને ઉપાડી ફુવારા પાસે લાવી મુકીને તે બોલી:– " બ્હેન! આમાંથી પાણીના ચાંગળાં ભરીને તેના મ્હોપર રેડો, હું તેનું મ્હોં ધોઉં."

વિશ્વમોહિનીએ પાણી રેડયું અને મણીકાન્તાએ તેનું મ્હોં ધોવા માંડયું. તરત જ વસંતમાલતીનો ચહેરો બદલાયો. સ્ત્રીનું મુખ પુરુષનું બન્યું અને થોડી જ ક્ષણમાં જણાયું કે તે તો દુષ્ટ અહમદ હતો. અહમદને જોતાં જ વિશ્વમોહિની ક્રોધથી લાલચોળ થઈ ગઇ. મણીકાન્તા તરફ ફરીને તે બોલી:–" બ્હેન! ખરેખર આ શયતાને ઘણી જ બેઅદબી કરી છે."

" હવે જુઓ! હું શું કરૂં છું તે "–કહેતાં મણીકાન્તાએ ફરી અહમદને ઉપાડયો અને બગીચાના એક ખુણા ઉપરના બુરજ પાસે, જ્યાં એક ઓરડો આવેલો હતો, ત્યાં લઇ ગઈ. અહમદ હજી બેહોશ જ

હતો. મણીકાન્તાએ એક દોર મંગાવી તેનાથી અહમદના બંને હાથ અને પગ બાંધ્યા. પછી એક ડબી તેને સુંઘાડી. સુંઘતાં જ છીંક આવી અને તે શુદ્ધિમાં આવવા લાગ્યો. મણીકાન્તા ચાબુક લઇ સ્હામે જ ઉભી હતી તેણે હવે પોતાનું બળ વાપરવા માંડયું.

"માફ કરો, મેં મ્હોટો ગુન્હો કર્યો છે. હવે હું કદી પણ આવું કામ નહીં કરૂં–અરે આવા કામનું નામ પણ નહિ લઉં." અહમદ પોકેપોક રડી કહેવા લાગ્યો. પણ તેનું કહેવું કોણ સાંભળે ? ચાબુકના સપાટા મણીકાન્તા એક પછી એક ઝપાટે જતી હતી અને કહેતી હતી કેઃ—" હજુ તારી પીડની ચેળ મટી નહિ હોય ? તું શું કામ આવ્યો હતો ? કેમ બાગની હવા સારી રીતે ખાધીને ? શું તું નહોતો જાણતો કે મણીકાન્તા ત્યાં હશે ? હરામખોર ! શઠ, બે ઇમાન, બોલ ક્યા બાપના કહેવાથી આ કામ કર્યું છે ? હું તેની પણ તબીયત ખુશ કરી નાખું "–વગેરે વગેરે કહેતી જતી અને કોરડા માર્યે જતી હતી. બાદ મણીકાન્તા આખરે નરમ પડી અને પૂછ્યુંઃ—" ખરેખરૂં કહે કે વસંતમાલતી ક્યાં છે ? "

મારની બ્હીકે અહમદે કહ્યું કેઃ—" વસંતમાલતીને બેહોશ કરી માલતી લતામાં તેને બેહોશ જ નાખી તેનાં કપડાં મેં પહેરી લીધાં અને તેના જેવો ચહેરો બનાવી હું તમારી તરફ આવ્યો છું. લ્યો મેં ખરેખરી હકીકત જણાવી દીધી છે. હવે મને છોડી દો."

"હા, હવે છોડું છું." કહેતાં મણીકાન્તાએ ચાબુકના પાંચ છ સપાટા પુનઃ ઝપાટી કાઢયા, હવે તો અહમદ મોટેથી રડવા લાગ્યો. મણીકાન્તાએ વિશ્વમોહિનીને કહ્યુંઃ—" બ્હેન ! તમે આ દુષ્ટના ઉપર દેખરેખ રાખો. હું વસંતમાલતીને શોધી કાઢું. વખતે આ પાજી કદાચ જુઠું જ કહેતો હોય !"

માલતીલતા તરફ વસંતમાલતીને શોધવા મણીકાન્તા ચાલી.

ખરેખર ત્યાં એક ઝાડીમાં તે બીચારી બેહોશ પડી હતી. તેના શરીર ઉપર એક પણ વસ્ત્ર નહોતું. દવા સુંઘાડી તેને શુદ્ધિમાં આણી. હોશમાં આવતાં જ મણીકાન્તાએ તેને પૂછયું:—"વસંત તબીયત કેમ છે? સપડાઈ ગયાં કે બ્હેન!?"

"મને શું ખબર કે આમ સપડાવાશે. અહીં એક ફુલની છડી પડી હતી, તે સુંઘતાં જ હું બેહોશ થઇ ગઇ, પછી શું થયું તેની મને ખબર નથી. હાયહાય! કોણે મને બેહોશ કરી?! મારાં કપડાં ઉતારી લીધાં. બહુ કિમતી હતાં." ગળગળિત ચહેરે તે બોલી.

"પેલા દુષ્ટ અહમદે તારી આવી ભયંકર દશા કરી છે."

"એમ! હું તે પાજીને હવે બરાબર બદલો આપીશ."

"તારા પહેલાં જ મેં બદલો આપી દીધો છે. ચાબુકથી તેની પીડ સુજાવી દીધી છે. લે ચાલ હવે. તે દુષ્ટનાં કપડાં પહેરી લે."

અહમદનાં કપડાં ત્યાં પડેલાં હતાં. તેમાંથી એક બે લઇ વસંતમાલતીનું શરીર ઢાંકવામાં આવ્યું. બન્ને સખીઓ વિશ્વમોહિની પાસે જ આવવા નીકળી. ત્યાં આવતાં અહમદ તરફ આંગળી બતાવી મણીકાન્તાએ જણાવ્યું કે–"આ મહાપુરૂષે જ તારા તરફ ભલમનસાઇનું કૃત્ય કર્યું હતું." તેને જોતાં જ વસંતમાલતીનાં ગુસ્સાનો પાર ન રહ્યો અને કહ્યું:–"બ્હેન રજા આપો તો હું પણ ચાબુકના બે ચારેક સપાટા લગાવી મારો ગુસ્સો શાંત કરૂં."

મણીકાન્તાએ રજા આપી.

મનમાનતા સપાટા વસંતમાલતીએ પણ અહમદને લગાવ્યા. અહમદ ખરેખર ગભરાયો અને મનમાં કહેવા લાગ્યો કે:–"સત્યાનાશ જજો એ સાલા દુર્જનસિંહનું કે તેને લીધે મારે આ ભોગવવું પડે છે."

આ પછી બુરજના ખંડેરમાં અહમદને બરાબર કેદ કરી ત્રણે સખીઓ મહેલમાં ગઇ.

---

## પ્રકરણ ૨ જું.

### બુદ્ધિની બલિહારી.

બુદ્ધિના ઉપયોગથી, થાય ક્ષુદ્ર પણ દેવ;
બુદ્ધિ તારી સર્વદા, સન્માર્ગે જન ટેવ.

રાત્રિ અજવાળી હતી. આશરે દશ વાગ્યાનો અમલ થયો હતો. ાશમાં ચાંદની ખીલી. આ વખતે એક યુવાન નવીનદુર્ગના રાજ-ાની આસપાસ આંટા મારી રહ્યો હતો. પહેરાવાળાઓ હોંશી- હતા. આથી તેમની આંખ્યોમાં ધુળ નાખી મહેલમાં દાખલ તે કાંઈ સહેલું કામ નહોતું.

પરંતુ ઉત્સાહી યુવાન એમ ના હિમ્મત બની પાછો ફરે તેમ તું. તુરતજ તેણે એક યુક્તિ શોધી કાઢી અને અમલમાં મૂકી. બદલી ગમે તે સ્વાંગ ધારણ કરવામાં તે એક્કો હતો. તુરતજ એક ચોપદારનો વેશ ધારણ કર્યો અને હિમ્મતથી મહેલના દરવા-ી દોઢી ઉપર અવાયો અને એક મધુરૂં ગાન લલકારવા લાગ્યો.

નથી કંઇ ભેદને ન્હોતો, છતાં ઉંધું તમે ભાળો;
તમારી આંખમાં કમળો, કહો કરવું અમારે શું?
નથી ખાધું નથી પીધું, નથી દીધું મફત કાંઇ;
હતું લાજીમ અને લીધું, શરમ તેની અમારે શું?
ઉંધું તકદીર તમારૂં તો, બધી તદબીર ખોટી છે;
રૂવો કે દાંત દેખાડી હસો તેથી અમારે શું?
ગયું તે તો સદા માટે, હવે મુસ્કેલ મેળવવું;
મળ્યો બદલો ભલો ભુંડો, તમોને તો અમારે શું?

હરીફે જો અમે લાંબા, તણી ટુંકા તમે કરશો;
થશો માંદા અગર મરશો, ન માનો તો અમારે શું ?
નમો કે ના નમો અમને, નમેલા છો તમે મુળથી;
અહો ઝોળી-જપો માળા-હવે તેનું અમારે શું ?

દરવાજે દરવાનો પૈકી કેટલાક બેઠા બેઠા વાતોના તડાકા મારી રહ્યા હતા, તો કેટલાક આમતેમ ફરી પહેરો ભરતા હતા. રાત્રિના સમયે ગાન સાંભળી સઘળા ચમક્યા અને ધ્યાનપૂર્વક ગાનાર તરફ જોઇ ગાનને ધ્યાનપૂર્વક સાંભળી રહ્યા. તેમને ગાયન ગમ્યું હોય એમ જણાયું. ગાન સમાપ્ત થતાં જ એક પહેરેગીરે બૂમ મારી કહ્યું; "અલ્યા એ ગાનાર ?"

"ક્યમ છે તે ?" ગાનારે તેમના જેવો જ જવાબ આપ્યો.

"આમ આવ, આમ." એક સિપાહીએ કહ્યું.

"શું કામ છે ?"

"હવે આવતો હોય તો આવની ?"

"લે આ આવ્યો." ચોપદારનો સ્વાંગ ધારણ કરનાર સર્વેની સમક્ષ આવીને ઉભો.

"તું કુણસે ?" એક અફીણી હવાલદારે પૂછ્યું.

"તને શું જણાય છે ?" આવનારે પણ પૂછ્યું.

"માણુહ."

"ત્યારે શું કરવા પૂછે છે કે કુણસે ?" ચોપદારે ચાળા પાડી કહ્યું.

"ઓય માળો. આતે કોઇક નવું પુતળું ? એલા ! તું શું નોકરી કરે છે ?"

"રાજા સાહેબનો ખીજમતદાર છું."

"શાબાશ, શાબાશ હવે ઓળખાણ પડયું. આવો ભા. અહિં બેહો."

ચોપદાર તેમની નજીકમાં બેઠો. પુનઃ હવાલદાર બોલ્યો; "બોલ્યું થોડીવાર પરતું ગાણું તમે ગાયું હતું કે ?"

"હા."

"ત્યારે બીજું નહિ હંભળાવો ?"

"મારી પાસે ગાયનનો ખજાનો ભરેલો નથી."

"ભા ! આકળો શાને થાય છે ? તારે એક ગાણું તો હંભળાવું જ પડશે ? અફીણ ઉતર્યું હોય તો લે આ દાબડીમાંથી થોડુંક ઉડાવ." હવાલદારે દાબડી ધરી.

નવો ચોપદાર બોલ્યો; "મેં થોડીવાર પરજ અફીણ ખાધેલું છે."

"તારે ગાંડા ગાણું હંભળાવને ?"

"તમારે હાંભળવું જ છે ?"

"હા, તારા પગના હમ."

"ત્યારે બરાબર કાન ઉઘાડીને હાંભળજો. હું ગાણું ગાવું હવે શરૂ કરૂં છું."

ગાનારે ગાવાની તૈયારી કરી. પહેરો ભરતા પહેરેગીરો પણ ત્યાંથી થોડેક દૂર ઉભા રહી ગાયન સાંભળવા લાગ્યા. ગાનારે થોડીક વાર ગમ્મતને માટે આ–આ–આ કરી એક અર્થ સુચક ગાન ગાવું શરૂ કર્યું.

નથી પ્રીતિ લેશ નરેશની તો, પછી ધર્મી બન્યેથી શું થાય ?
કોક ત્યજી થડ–ઝાડની ડાળી, કુદી પકડવા જાય–નથી પ્રીતી.
સમજ્યા વણુ સત્ય મુળને, નવ પલ્લવ સીંચાય,
ફળ ફુલ ફાલ ફળે નહીં, મ્હેનત મારી જાય.
પ્રેમ પ્રેમ મુખથી કહે, પ્રેમી તે ન ગણાય;
સાકર ગુણ સંભાળતાં, મુખ મીઠું નવ થાય.

ભક્તિ રાજ્યની એજ વીશેષ છે, નીતિધારક ને જગમાંય;
નથી પ્રીતિ લેશ નરેશની તો, પછી ધર્મી બન્નેથી શું થાય.

ગાન ગવાઇ રહ્યું. સાંભળનારા ખુશી થઇ વાહ વાહ ઉચ્ચારવા લાગ્યા.

આ પછી પહેરેદારો ચાલ્યા ગયા અને બેઠેલાઓમાંથી હવાલદારે પૂછ્યું, "આ તરફ ક્યાંથી આવી ચડ્યા?"

ચોપદારે કહ્યું. "યારો! અત્યારે મારી પાળી બદલાઇ છે. આથી ચાંદનીમાં રાતની મઝા જોતો-જોતો આ તરફ જતો હતો તો તમો લોકોને તમાકુ પીતા જોઇને મને મનમાં એમ થઈ આવ્યું કે લાવ હું પણ એક બે ફુંકો મારતો જાઉં. આપણ બંધાણીઓને તમાકુની મજા કેવી લાગે છે તે તો તમો સહુ સારી રીતે જાણો છો."

"બરાબર-બરાબર. લ્યો બે દમ લગાવો." કહી એક જમાદારે હુક્કો લાવી આગળ ધર્યો.

"હું જાતે હિન્દુ છું તેથી તમારો પીધેલો હુક્કો તો નહીં પીઉં, પણ એમજ બે દમ મારી લઇશ." કહેતાં તેણે ચલમ ઉતારીને પીવા માંડી.

તમાકુના એક બે દમ લીધા એટલામાં તો તે ખુખુ કરવા મંડી પડયો. તેણે એટલી બધી ખાંસી ખાધી કે તેના મોંમાંથી પાણી પણ નીકળી પડયું.

"મિયાં સાહેબ! તમે તો અજબ આકરી તમાકુ પીઓ છો જો." ખુખુ કરતાં જ તેણે ચલાવ્યું. "હું તો હમેશ સરકારી તમાકુ પીઉં છું. મહારાજના હુક્કા ભરનાર સાથે ભાઇબંધી બાંધી છે એટલે તે બીચારો જે તમાકુ મહારાજા સાહેબ પીએ છે તેમાંથી જ મને

આપ્યા કરે છે. આથી હવે તો એવી ટેવ પડી ગઇ છે કે જાણે તે તમાકુ સિવાય બીજી જાતની ગમતી જ નથી."

આપણા કૃત્રિમ ચોપદારે પોતાની એક ન્હાની ચમચી કાઢી અને તેમાંથી તમાકુ કાઢી ત્યાંના ચોપદારને આપતાં કહ્યું:–"જુઓ આ તમાકુ કેવી લાગે છે?"

બીચારાઓએ સ્વપ્નામાં પણ મહારાજને પીવાની તંબાકુ શાની જોઇ હોય! તો પીવાની તો વાત જ શી? તુરતજ હાથ લાંબો કરી કહ્યું:–"લાવો ભાઇ! ભલા તમારી મહેરબાનીથી આજ સરકારી તંબાકુ પીવાની મળી. તમે ખરેખરા ભાગ્યશાળી છો કે ખાસ મહારાજા સાહેબની ખીજમતમાં રહેવાનું અને ચેન બાજી ઉડાવાની." નકલી ચોપદારના હાથમાંથી તમાકુ લેઇ એવડો માવો તૈયાર કર્યો અને તેના સ્હામે ધર્યો.

"હાં. ખુબ દમ ઉડાવો. પછી હું પણ પીઉં છું. મારે ક્યાં નવાઇ છે." નવીન ચોપદારે કહ્યું.

જમાદાર અને ચોપદારો આનંદ પામ્યા અને હુક્કો તૈયાર કરી મઝેથી હુક્કા ગડગડવા લાગ્યા. સાથે ગપ્પાં પણ ચાલવા માંડયાં. એક પછી એક ત્યાં હાજર હતા તે તમામ પહેરવાનોએ પણ હુક્કાની લહેજતનો લાભ લીધો.

પણ થોડીજ વારમાં અજબ અસર થઇ. એક પછી એક સર્વ ઝોકે ચઢયા અને જોત જોતામાં તો જમીન સાથે વાતો કરવા લાગ્યા.

આપણો નવો ચોપદાર જાગૃત જ હતો. તે ખુબ હસ્યો અને પછી તુરત જ તેણે દરવાજામાં પ્રવેશ કર્યો અને છેક નજરબાગ સુધી પહોંચ્યો. એવામાં સ્હામેથી એક દાસીને તેના હાથમાં દીવા સાથે પોતાની તરફ આવતી જોઇ. ઝડપથી તેની પાસે જઇ આપણા

નવીન ચોપદારે પૂછ્યું, "દીવો લઇ અત્યારે ક્યાં જાવ છો ?"

અજાણ્યાને પૂછતો જાણી દાસી કંઈ છેડાઇ પડી બોલી, "કેમ તારે શું કામ છે ?"

"કામ વિના કોઇ પૂછતું હશે કે ?"

"તું કોણ છે ?" દાસીએ પૂછ્યું.

"હું રાજાનો માનીતો ખીદમતગાર છું."

"અત્યારે ક્યાં જાવ છો ?"

ચોપદાર સાહેબે જવાબ નહિ આપતાં તેના ઉપર એક એવો પ્રયોગ કર્યો કે તે ન બોલી શકી કે જરા ગુમ પણ ન પાડી શકી. પરંતુ તે ભાન વગરની બનીને નીચે પડી. તુરત જ તેને ઉંચકી આ વેશધારી ચોપદાર એક એકાંતની બાજુ લઈ ગયો. પોતાની પાસે રાખેલી મીણબત્તીથી દીવો કરી તેની મુખાકૃતિ બરોબર નીહાળી લક્ષમાં લીધી. થોડીવારે બેશુદ્ધ દાસી ત્યાંજ પડેલી હતી પણ તેના જ જેવા રૂપવાળી અને જાણે તેજ હોય નહીં તેવી બીજી એક કૃત્રિમ દાસી મહેલ તરફ જતી જણાઇ. ચોપદાર પણ અદૃશ્ય થઇ ગયો. જ્યાં વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી બીજી પાંચદસ દાસીઓ સાથે વાતોના તડાકા મારી રહી હતી, ત્યાં પેલી નવી બનેલી દાસી હાજર થઇ એક બાજુ પર જઇ બેઠી.

"કેમ ચંદ્રકાન્તા! તને કામ સોંપ્યું હતું તે કરીને આવી કે? પણ આમ ધીમે રહીને આવીને બેસી કેમ ગઇ ?" મણીકાન્તાએ પૂછ્યું.

યુવાન કે જે નવીન દાસી બનીને આવેલો હતો; તે મણીકાન્તાનો પ્રશ્ન સાંભળી પ્રથમ તો ગભરાયો, પણ પછી તરત જ સાવધ થઇ ગયો. આપણા યુવાનને હવે જ સમજાયું કે જે દાસીને બેહોશ કરી તેનો વેશ ધારણ કર્યો છે તેનું નામ ચંદ્રકાન્તા છે.

તરત જ તેણે વિનયથી જવાબ આપ્યો,

"હા, કામ કરવા તો ગઈ હતી પણ રસ્તામાં એક કૌતક દીઠું તેથી તે તમને કહેવાને હું આવી છું."

"શું કૌતક જોયું? કહે." મણીકાન્તા બોલી ઉઠી.

"આ સર્વને અત્રેથી દૂર કરો. માત્ર રાજકુમારી અને તમને જ તે વાત કહેવા જેવી છે."

મણીકાન્તા વિસ્મય પામી. તેણે સર્વ સખીઓને દૂર જવાનું જણાવ્યું. સઘળાં ગયાં, અને માત્ર વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી જ ત્યાં રહ્યાં.

"કંઇ ઇનામ આપો તો એક વધામણીની ખબર કહું." ચંદ્રકાન્તાએ કહ્યું.

વિશ્વમોહિનીને લાગ્યું કે વખતે વિજયસિંહની કાંઇ ખબર તે લાવી હશે. પણ વળી તેને વિચાર આવ્યો કે અરે આજ સુધી વિજયસિંહનું નામ પણ તેના આગળ લેવામાં આવ્યું નથી, ત્યારે શું હશે?! એવી કઈ ખુશ ખબર તે લાવી હશે કે તેને માટે તે પ્રથમથીજ ઇનામ માગે છે. વિશ્વમોહિની વિચારમાં પડી, અને અંતે કંઇક નિર્ણય ઉપર આવી બોલી.

"ચાલ ઠીક, તને ઇનામ મળશે. પણ તું કહે તો ખરી કે શું વધામણી છે?" વિશ્વમોહિની ચંદ્રકાન્તા સામે જોઇ રહી.

"જો પહેલું ઇનામ આપો તો કહું, નહીં તો હું તો આ ચાલી." કહી ચંદ્રકાન્તા ઉઠી ઉભી થઇ.

ચંદ્રકાન્તાનાં નખરાં મણીકાન્તાથી ન ખમાયાં. તે બોલીઃ—
"કેમરે અલી! આજ તો તું કાંઇ બહુ બહેકી છે જો. કહે છે કે બે લાત લગાવું."

"શું હું તમારાથી કમજોર છું કે તમારી લાતો ખાઇશ."

"પણ ભસી મરને કે તું કહેવા શું માગે છે?"

"અમારી મરજી હશે તો કહીશું?"

"બ્હેન બા આગળ આટલી બધી જક શાને કરે છે?"

"એ અમારી મોજની વાત છે."

"એવી મોજ નહિ ચાલે?" મણીકાન્તાએ છેડાઇને કહ્યું.

"નહિ તો શું કરશો?"

"ચાર–પાંચ તમાચાજ ખેંચી કાઢીશ."

"તે પહેલાં તમારે પણ મારા હાથનો સ્વાદ ચાખવો પડશે."

મણીકાન્તાથી હવે ન રહેવાયું, તે ચંદ્રકાન્તાને પકડવા દોડી અને બન્નેનો ભેટો થવાનો પ્રસંગ આવ્યો.

ઝપાઝપીમાં મણીકાન્તાનો હાથ ચંદ્રકાન્તાની છાતીને અડકયો. મણીકાન્તા ચમકી, તેને તુરત જ વ્હેમ પડયો. તે સાથે જ મણીકાન્તાને ધ્રાસકો પડયો અને તે તરત છુટી થઇ ગઇ.

"કેમ ખસી ગયાં, આવો ને લડવું હોય તો." હસતાં હસતાં ચંદ્રકાન્તાએ કહ્યું.

મણીકાન્તા રાતીચોળ બની અને કમરમાંથી એકદમ કટાર કાઢી ચંદ્રકાન્તા ઉપર ધસી અને બોલી:—"બોલ ખરેખર કે તું કોણ છે? નહિ તો આ કટાર તારી છાતી ચીરી નાખશે."

ઉત્તર ન મળ્યો પણ એક ચીઠી વિશ્વમોહિની તરફ ધરવામાં આવી. મણીકાન્તાનું ધ્યાન પણ તે તરફ ખેંચાયું. અક્ષર પરિચિત લાગ્યા. વિજયસિંહજી તરફનું પત્ર જોતાં જ વિશ્વમોહિની અને મણીકાન્તા આ પત્ર લાવનારને ઓળખી ગયાં. મણીકાન્તા શરમાઇ અને તેથી થોડીવાર સુધી તો તે નીચેથી ઉંચું પણ ન જોઇ શકી. આવનાર

લાકી અને હોંશીઆરીની છાપ ઉંડી ઉતરી અને તેની મોહક તેંએ મણીકાન્તાના હૃદયમાં ઘર કર્યું.

વિશ્વમોહિનીએ ઘણા જ પ્રેમથી પત્રને વાંચ્યો. એકવાર વાંચ્યો. વાર વાંચ્યો. તે ન ધરાઇ. પત્રને તેણે છાતી સરસો દબાવ્યો. બન કર્યું અને પછી તે આવનાર નવીન આકૃતિ સાથે વાર્તાલાપમાં પડી.

" કેમ તેઓશ્રી ખુશીમાં તો છે ને ? !" વિશ્વમોહિનીએ પૂછ્યું.

" અરે કંઇ કહેવાની જ વાત નથી. "

" કેમ વારૂ ? "

" કુમારશ્રી તમારા દેદારનાં દર્શન કરવાને દિવાના બન્યા છે."

" પણ કુશળ તો છેને ? " ·

" શું ધૂળ ખુશીમાં છે. ખાવું પીવું સહુ છોડયું છે. રોઇ રોઇને ાંખ્યો સૂઝાડી છે. દિવસ અને રાત્રિ તે તમારૂં જ રટણ કર્યા કરે . તમારા વિના તેને શાંતિ ક્યાં છે ? ! ગમે તેમ સમજાવતાં પણ ાંભળે છેજ કોણ ? ! જો કે કાલે જ હું તમારો પત્ર લેઇને અહીંથી યો હતો, તો પણ આજે જ તેની સ્થિતિ વિચિત્ર થવાથી મારે ાાવવું પડયું. અરે તે તો મારી સાથે જ આવવા તૈયાર થયેલ પણ રાણે રોક્યા છે, અને સમજાવ્યું છે કે, આ વખતે હું જઇને બંદો-ાસ્ત કરી આવું ત્યાર પછી સાથે લઇ જઇશ કે જેથી કાંઇ આપ-તેમાં આવી પડવું ન પડે. મહા મુસ્કેલીથી તે સમજ્યા છે અને મારા પત્રનો આ ઉત્તર મારી સાથે મોકલ્યો છે. " પત્ર લાવનારે ાલવું બંધ કર્યું.

વિશ્વમોહિની હૃદયમાં વ્યાકુળતા અનુભવતી કહેવા લાગી.

" અરેરે ત્યારે તમારી સાથે તેમને કેમ ન લાવ્યા ? ! હું તેમનાં ર્શન તો કરત, અહીં દુષ્ટ દુર્જને તેના પેલા બે છદ્મવેષીઓ અહમદ

અને મહમદદ્વારા એટલો બધો ઉપદ્રવ મચાવ્યો છે કે કાંઇ કહેવાની વાત નહિ. પિતાજીને સમજાવતાં છતાં કોણ જાણે શાએ ઉંધા પાટા ભરાવ્યા છે કે તે માનતા જ નથી. મારી અને કુમારશ્રીની બાબતમાં કાંઇ એવું ઉંધુંચતું ભેરવી દીધું છે કે, મહારાજ દુર્જનનેજ સાચો અને સ્નેહી ગણે છે અને અહમદ, મહમદ તથા દુર્જન ખરી રીતે દુશ્મન છે એ વાત ઉપર તે લક્ષ આપતા નથી. હરહંમેશ તે મહારાજના કાન ભંભેર્યો જ જાય છે પણ આજ કાંઇક લાગ મળ્યો છે. બ્હેન મણીકાન્તાએ આજરોજ પછવાડેના બાગમાં અહમદને કેદ પકડયો છે. કાલે હું તેને મહારાજની સ્હામે લઇ જઇશ અને તેમની ખાત્રી કરી આપીશ કે દુર્જનસિંહ કેટલો દુષ્ટ છે, અને જો કદાપિ તેને મારા ઉપર દેખરેખ રાખવા નીમ્યો હોય તો તેને આમ વેશ ધરીને બાગમાં આવવાનું શું કારણ !" વિશ્વમોહિનીએ અહમદને કેદ પકડયાની અને તેને ખંડેરમાં કેદ કર્યાની હકીકત અથ ઇતિ કહી.

"અહમદ કોને ઠગી તમારી પાસે આવવામાં ફાવ્યો હતો ?"

"આ વસંતને ?"

"તે ઓળખાયો શી રીતે ?"

"મણીકાન્તાની ચાલાકીથી."

"તે સામે ના થયો ?"

"તેવો પ્રયત્ન કરે તે પહેલાં જ મણીકાન્તાએ તેને બેશમ બનાવ્યો."

"મણીકાન્તા ચાલાક અને જબરાં તો ખરાં."

"તે વાત જ ન પૂછો. તે શયતાનને સાવધ કરી મણીકાન્તાએ ચાબુકોના સપાટાથી તેની પીઠ જ સુઝાડી દીધી છે. બીચારો જીવશે ત્યાં સુધી મારી સખીને યાદજ કર્યા કરશે."

મણીકાન્તાની ચાલાકી સાંભળી તે યુવાનના હૃદયમાં પણ પ્રેમાંકુરો સ્ફુર્યાં. થોડીવાર વિચાર કરી તે બોલ્યો. "મણીકાન્તાએ હોંશીઆરી તો વાપરી પણ આખરે ઠગાયાં."

"હેં! તમે શું કહો છો?" વિશ્વમોહિનીએ પૂછ્યું.

"તે ઠગાયાં છો."

"ઠગાયાં." શબ્દ સાંભળી મણીકાન્તાને પેટમાં અવળ સવળ થવા માંડયું. કેવી રીતે ઠગાઇ તે તેના સમજવામાં ન આવ્યું. આખરે તેણે તે પ્રેમમૂર્તિને દયામણે ચ્હેરે પૂછ્યું—"હું કેવી રીતે છેતરાઇ એ તો કહો?"

"શું તમને એમ પણ વિચાર ન આવ્યો કે જ્યારે અહમદ બાગમાં આવ્યો તો મહમદ પણ એટલામાં જ હશે? તો પછી અહમદને બગીચામાં કેદ રાખવાથી શું ફળ?! જો તમે કેદ કર્યો તો મહેલમાં શું કામ ન લાઇ ગયાં અગર મહારાજ પાસે તુરતજ તેને કેમ ન મોકલ્યો?! હવે શું તમે ધારો છો કે તેને મહમદે છોડાવ્યો નહિ હોય?! ક્યારનોય તે છોડાવી લઇ ગયો હશે અને ના માનતાં હો તો ખાત્રી કરી જુઓ."

વિશ્વમોહિનીનાં હાજાં ગગડી ગયાં. તેને ધ્રાસકો પડયો.

મણીકાન્તાના પણ હોશ કોશ ઉડી ગયા અને મોટી ભૂલ થઇ એમ તેને તરત જ સ્પષ્ટ સમજાયું.

વિશેષ ખાત્રી કરવા મણીકાન્તા ઉઠી અને ખંડેર તરફ દોડી. તેનું સર્વાંગ કંપતું હતું. તે ભગ્ન મને ખંડેરમાં પ્રવેશી અને તપાસ કરતાં દરવાજો ખુલ્લો જણાયો. ખંડેર ખાલી હતું. અહમદ ત્યાં નહોતો.

હાથ ઘસતી ઉદાસ ચ્હેરે મણીકાન્તા પાછી ફરી. નવીન યુવાને તેને બનાવવામાં બાકી ન મેલી. "કેમ ચાલાકી તો બહુએ કરો છો

ને આમ સહેજમાં છેતરાયાં કે ?" વગેરે માર્મિક શબ્દો સાંભળતાં તેણે પ્રતિજ્ઞા લીધી કે હું ત્યારે જ ખરી કે અહમદ તથા મહમદ બન્નેને કેદ પકડી આ ઠેકાણે લાવી મનમાનતો ચાબુકનો સ્વાદ ચખાડું."

"અરે જોઈ તમારી હોંશીઆરી ! તમે તો પકડતાં પકડશો પણ તે પહેલાં તમે મારી પાસેથી જ અજબ સમાચાર સાંભળશો ?"

"તે વળી શું ?"

"તમારે સાંભળવું જ છે ?"

"હા."

"ત્યારે સાંભળો. હું અહિંથી પાછો જતાં તે બન્ને બદમાસોમાંથી એકને તો મારી સાથે જ હું કેદ પકડી લઇ જઇશ."

"પણ તમે અહિં આવ્યા કેવી રીતે ?"

"ત્યાર બાદ આ નવીન યુવાને પોતે કેવી રીતે આવ્યો તે સર્વ હકીકત કહી અને ચંદ્રકાન્તાને અમુક ખૂણામાં બેહોશ કરી નાંખી છે ત્યાંથી જગાડી લાવવા પણ જણાવ્યું. તેમ વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી સીવાય ચોથું કોઇ આ વાત નાં જાણે, નહીં તો બાજી બગડશે, તેમ ખાસ ધ્યાનમાં રાખવા સુચના કરી અને પોતે ચંદ્રકાન્તાના વેશમાં જ પાછો ફરવા તૈયાર થયો.

વિશ્વમોહિની તેને જવા તૈયાર થએલો જોઇ ગળગળી થઇ ગઇ. તે ડસકાં ખાતી કહેવા લાગીઃ—"શું મારા ભાગ્યમાં કુમારશ્રીની મુલાકાત નથી જ ?" તે ધ્રૂસકે ને ધ્રુસકે રડવા લાગી.

"જુઓ, સર્વ તમારા મેળાપ માટે જ થાય છે. માટે આમ રડવાથી કે ગભરાવાથી કાંઇ લાભ થનાર નથી." એમ ઘણું ઘણું કહી સમજાવી વિશ્વમોહિનીને શાંત કરી ચંદ્રકાન્તાના વેશમાં જ તે દરવાજે આવ્યો.

તેણે દરવાજે આવી બારીકાઇથી આસપાસ જોયું તો જણાયું કે એક બે માણસો હોંશીઆરીમાં આવ્યા હતા, હજી બીજા ત્રણ ચાર બેચિત્ત જ હતા. એકાદ બે અર્ધ જાગૃત સ્થિતિમાં ઝોકાં ખાતા હતા. ચંદ્રકાન્તાએ રોફમાં જ ત્યાં આવી કહ્યું:–"અરે તમે લોકો તે પહેરો ભરો છો કે જમીન સુંઘો છો? એવું કેટલું અફીણ ખાઓ છો કે જેથી આમ ઝોકે ચઢ્યા છો? વાહ! નોકરી આમ થતી હશે કે? જુઓ હવે હું મહારાણીશ્રીને કહીને તમારી ખબર લઉં છું તે. આવા અફીણીયાઓ નોકરીને માટે તદ્દન નાલાયક જ છે."

જે સિપાહીઓ હોંશીયારીમાં આવ્યા હતા તે ચંદ્રકાન્તાની વાત સાંભળી નરમ ઘેંશ જેવા થઇ ગયા, અને વિનયથી હાથ જોડી કહેવા લાગ્યા.

"બ્હેન! માફ કરો. આજ એક સરકારી ચોપદારે અમને છેતર્યાં અને ઝેરી તમાકુ પાઇ તેથી અમારી આવી હાલત થઇ છે. એ પાજીનો તો અમને જાનથી મારવાનો વિચાર હશે પણ તમારે પુણ્યે જ અમે બચ્યા છીએ. માટે આજની કસુર માફ કરો. જો હવે આવું જણાય તો ફાવે તે સજા કરજો.

"હશે આજ તો હું તમને છોડી દઉં છું પણ ખબરદાર જો હવે ગફલત કરી છે તો." એમ કહેતી ચંદ્રકાન્તા રોફભેર બહાર નીકળી ગઇ. ભયને લીધે કોઇએ તેને એમ પણ ન પૂછ્યું કે તું ક્યાં જાય છે.

# પ્રકરણ ૩ જું.

## ચતુરની ચતુરાઈ.

ફંદી ફંદ કરી મરે, પાપી પાપે ધાય;
ધન્ય ચતુર ચતુરાઇ તુજ, સહુને પાણી પાય.

રજનીદેવી સમસમાકાર અવાજે વ્યતીત થઇ રહી હતી. સર્વ સ્થળે નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. નિશાચર પક્ષીઓના કર્કશ અવાજ વારંવાર સંભળાતા હતાં. શિયાળાની ઋતુ હોવાથી ઠંડી પણ પુષ્કળ પડી હતી. રસ્તાઓ જનશૂન્ય જણાતા હતા. શ્વાન અને શીયાળવાંના રૂદન ધ્વની દૂરના ભાગમાં સંભળાતા હતા. નગર રક્ષકો પણ સખ્ત ઠંડીના કારણે બહાર ફરવા નીકળ્યા હોય એમ જણાતું નહોતું. આ વખતે રાજમહેલમાંથી બહાર નીકળેલો યુવાન કે જે હજી ચંદ્રકાન્તાના વેશમાં હતો; તે હજી રાજ મહેલના મુખ્ય દરવાજા નજીક ઉભો રહ્યો હતો. તે કંઇક વિચાર કરતો હોય એમ જણાતું હતું. મુખ્ય દરવાજે આ વખતે દરવાન નહોતો. યુવાન વિચારવશ વદને ઘણીવાર ઉભો રહ્યો. મધ્યરાત્રિ થઇ ચૂકી હતી. જગત અપૂર્વ શાન્તિમાં સૂતેલું હતું. આ વખતે કાળા જબ્ભાથી ઢંકાએલી બે પુરૂષ આકૃતિયો દરવાજા તરફ આવતી જણાઇ, યુવાન ચોંકયો અને આટલી રાત્રે આવનાર એ વ્યક્તિયોને ચોર અગર હરામખોર માની પોતે એક બાજુએ છૂપાયો. આવનાર બન્ને જણા મુખ્ય દરવાજાની અંદર આવેલી ચોકીના ઓટલા પર બેઠા. યુવાન તેમની નજીકમાં જ છૂપાએલો હતો. કે જ્યાંથી તે બન્નેની વાતો બરાબર સાંભળી શકાય એમ હતું. તે બન્ને હવે શું

કરે છે તે જાણવાના ઇરાદે છૂપાઇ રહેલો યુવાન આતુરતાથી તે બન્નેની તરફ જોઇ રહ્યો. ચોકી પર બેઠેલા બન્નેમાંથી એકે બીજાને કહ્યું, "અહમદ! તું મરદ થઇ એક અબળાથી ફસાયો અને તેના હાથનો માર ખાધો?"

છૂપાઈ ઉભેલા યુવકે તરત જ આ બન્નેને ઓળખ્યા. તેઓ અહમદ તથા મહમદ હતા. તે યુવક ધ્યાનથી તે બન્નેની વાતો સાંભળવા લાગ્યો. અહમદ બોલ્યો; "ભાઇ! તે રાંડ અબળા નથી પણ જીવતી બલા છે. તેણે અજબ ચાલાકીથી મને પકડ્યો અને માર માર્યો."

મહમદ હસ્યો અને બોલ્યો; "રાંડનો દુર્જનસિંહ વિશ્વ-મોહિની પર દિવાનો બન્યો છે. તે સ્વર્ગની પરીને મેળવવા પોતાનું સર્વ ગુમાવવા પણ તૈયાર થયો છે."

"ભાઇ! એતો ઇશ્કનો રંગ જ એવો છે. એતો જેને અનુભવ હોય તે જાણે; બાકી બીજાને શું ખબર પડે? મહમદ! આપણે ગભરાવાનું નથી. આપણે હરકોઇ ઉપાયે તેની મુરાદ બર લાવીશું; પણ મને એક મોટો વ્હેમ છે."

"તે વાત શું" મહમદે પૂછ્યું.

"રાંડનો કદાચ દગો દેશે તો?"

"કોણ?"

"દુર્જનસાલ."

"એવો વ્હેમ લાવવાની જરૂર નથી. તેણે આપણને કાગળમાં લખી આપ્યું છે કે જો વિશ્વમોહિની મળશે તો તમને ન્યાલ કરીશ અને પછી પેલાં...કામ પૂર્ણ થશે અને મને રાજ્યગાદી મળશે તો હું ઇસ્લામધર્મ સ્વીકારીશ."

"તે પોતાનું લખેલું પોઈ પીશે તો ?"

"તે વખતે જોઇ લેવાશે. અત્યારે તો મોજ ઉડાવો. વિશ્વમોહિની તેને મળવાની હશે ત્યારે મળશે પણ તેના બ્હાનાથી લુંટાય એટલું લુંટો. આવો અક્કલનો ખજાનો ફરી ફરીને આપણા હાથમાં આવશે નહિ."

"તારૂં કહેવું ખરૂં છે. પણ યાર! તે જેટલો શાણો છે એટલો વધુ ભયંકર પણ છે. જેને કેટલાં ગુપ્ત ખંડેરો, કેટલા સેવકો તેની પાસે છે. હું તો પેલા તેના ગુપ્ત ખંડેરમાં એક દિવસ ગયો અને ત્યાં આવેલો એક ઓરડો જોતાં જ કારમી ચીસ પાડી ધ્રુજી ઉઠયો. યા અલ્લા! તે વખતનો દેખાવ અત્યારે યાદ કરતાં મને ધ્રુજારી વછૂટે છે. જો ભાઇ! શરીરે પણ પસીનો થઇ આવ્યો."

"તેમાં આટલો બધો ગભરાય છે શાને? મેં પોતે પણ તે ઓરડો ત્રણ વખત જોયો છે. આપણે એક ભયંકર માણસના મદદગાર મિત્રો છીએ. આપણે આપણાં હૃદય પત્થરનાં રાખવાં જોઈએ. દોસ્ત! દુનિયાં દોલતની છે. દોલતમાં જ ખુદા છે. એ ખુદાને મેળવવા હોય તો દુનીયામાં ખૂના મરકી ચલાવવી જોઇએ. કાળાં ધોળાં કરતાં પાછી પાની કરવી જોઈએ નહિ."

"ચાલ જવા દે એ વાત અને આપણી અસલ વાત ઉપર આવ."

"અસલ વાતમાં શું બળ્યું છે? ત્હેં એક રંડીનો માર ખાધો જાણી મને હસવું આવે છે."

"ખુદા કરે ને તું પણ મારી માફક એક વખત તે બલાના પંજામાં સપડાય."

"અરે જા. હું તો એવી બલાને જોત જોતામાં મારી જાનેજીગર બનાવી દઉં."

"એતો વખત આવે જણાશે."

"પણ અહમદ! કહે તો ખરો કે તું કેવી રીતે ત્યાં ગયો અને સપડાયો?"

"વારંવાર એ વાત કરતાં મને લજ્જા આવે છે."

"તેં મને ક્યાં બધી વાત જણાવી છે?"

"પણ એમાં જાણવા જેવું કંઇ જ નથી."

"છતાં પણ કહે." મહમદે આગ્રહ કર્યો.

"હે ચાલ ઉભો થા. આપણે ચાલતાં-ચાલતાં જ તે વાત કરીએ."

મહમદ ઉભો.થયો. બન્ને ત્યાંથી ચાલવા લાગ્યા. ચંદ્રકાન્તાના વેશમાં ઉભેલો યુવાન પણ તરત જ તેઓની પાછળ ચાલ્યો. અહમદ અને મહમદ ધીમે ધીમે વાતો કરતા ચાલ્યા જતા હતા. અહમદે પોતે બાગમાં કેવી રીતે પેઠો, કેવી રીતે વસંતમાલતી બન્યો, કેમ સપડાયો અને આખરે કોરડાનો કેવો સખ્ત સ્વાદ ચાખ્યો વગેરે સર્વ વીતી મહમદને કહી સંભળાવી. સઘળી વાત સાંભળી મહમદે કહ્યું:

"ખરેખર જ્યાં સુધી પ્રથમ મણીકાન્તા સપાટામાં નહીં આવે ત્યાંસુધી આપણી મુરાદ હાંસિલ થવી મુશ્કેલ છે; કારણ તે એક ઘણીજ ચાલાક અને ફરંદી છે. ધીમે ધીમે તે વસંતમાલતીને પણ હોંશીઆર બનાવતી જાય છે અને જો હવે જલદી તે સપાટામાં નહિ સપડાય તો એકનાં બે થશે અને આપણને ઘણું જ મુશીબતમાં પડવું પડશે."

"એ ખરૂં છે, પણ આજ તો કાંઇ થઇ શકે તેમ નથી. આજ તો આ જીવ જેમ તેમ બચ્યો છે. કાલે પ્રથમજ એ કામ કરવું કે કોઇ પણ યુક્તિએ મણીકાન્તાને પકડવી અને એવી જગ્યાએ છુપાવવી

કે જ્યાં તેનો પત્તો જ ન લાગે. આપણું કામ થાય અને આપણા ઉપર કોઇનો શક પણ ન જાય."

આવી રીતે વાત કરતા કરતા તેઓ મહેલનાં આગલા દરવાજા આગળ લગભગ જઇ પહોંચ્યાં. તેમની પાછળ ચાલનાર જુવાન એક રસ્તો આવતાં તેમની આગળ નીકળ્યો અને તે બન્નેની નજર પડે એમ ચાલ્યો. બન્નેએ તેને દીઠો. પણ તે પુરૂષ છે એવો ખ્યાલ તેમને ન આવ્યો. તેઓ તો એમ જ સમજ્યા કે તે વિશ્વમોહિનીની દાસી ચંદ્રકાન્તા છે.

યુવાન–ચંદ્રકાન્તાએ પણ અહમદ અને મહમદને જોયા અને "ઠીક બરોબર વખતેજ મળી ગયા," એમ મનમાંજ બોલતી તે જાણી જોઇને તેમને ઘસડાઇને દમ ભેરજ આગળ ચાલી.

અત્યારે અસુરે વખતે ચંદ્રકાન્તા ક્યાં જતી હશે તે જાણવાની ઇચ્છા અહમદ અને મહમદને થઇ અને તેથી તે બન્ને તેની પછવાડે પછવાડે થોડે છેટે ચાલવા લાગ્યા.

થોડીવાર ચાલી ચંદ્રકાન્તાએ પાછું ફરીને જોયું અને તેણે અહમદ અને મહમદ તરફ જોઇ કહ્યું:–"તમારે મારો પીછો લેવાનું શું કામ છે?! તમને જે કામ સોંપ્યું છે તે કરો એટલે પત્યું."

"શું કામ સોંપ્યું છે?! ચંદ્રકાન્તા! અમારે શું કામ કરવાનું છે તેની તમને શું ખબર?" અહમદે પૂછ્યું.

"હા. હું તો બધુંએ જાણું છું. એવું કામ કરો કે જેથી મણીકાન્તાના હાથે તમારા નશીબમાં લખેલાં જૂતાં ખાવાં પડે. અરે જાઓરે મિયાંજી! તમારાથી તે શું બનવાનું છે? જ્યાં સુધી તમારી મદદે કોઇ ભેદુ દાસી ન હોય ત્યાં સુધી તમારૂં શું વળવાનું છે?" ચંદ્રકાન્તાએ રોફ ભેર કહ્યું.

ચંદ્રકાન્તાની વાત સાંભળીને અહમદ અને મહમદ ચકીત થઇ ગયા. આ દાસી ઘણી જ ચાલાક છે અને જો તે આપણા પક્ષમાં આવે તો ઠીક થાય. લાગે છે તો એમ. લાલચથી તે જરૂર પલળશે. ત્યારે શું દાવ અજમાવવો? જો આવી દાસી મળી જાય તો, બેડો પાર. કામ ફત્તેહ. રંડીયો દૌલતની દાસ બને છે. તો આ ચંદ્રકાન્તા ચળકતા શિક્કા જોઈ કેમ નહિ લલચાય? જરૂર લલચાશે અને અમારા કહ્યા મુજબ કરશે. બન્નેએ આવી રીતનો મનમાં વિચાર કર્યો અને પછી અહમદે કહેવા માંડયું.

"ચંદ્રકાન્તા! તમે જાણો છો કે અમારે કેવું જોખમનું કામ કરવાનું છે. જો અમે પકડાવાથી કે મરવાથી બ્હીએ તો અમારૂં કામ કેમ નભે?! વાત વાતમાં હજારો રૂપિયા ઇનામના મારી લેઇએ છીએ તે કેમ બને? વળી ખુદાની મહેરબાનીથી તમારા જેવાની મદદ પણ મળ્યે જાય છે. જુઓને આજ તમે અમને મળી ગયાં કની? અમારી ખાત્રી છે કે તમે અમને મદદ કરશો જ અને જો કરશો તો અમને મળશે તેમાં તમારો પણ ભાગ ગણીશું?" અહમદે કહ્યું.

"મીયાં સાહેબ! જુઓ, સાંભળો. હું કાંઇ આશાના હવાઇ કિલ્લા બાંધુ તેવી નથી. એવી તો કોઇ હશે બીજી. આપણે તો પહેલા પૈસા અને પછી વાત કરનાર ઘરાક છીએ. જો કાંઇ તમે દત્તો એમ હો તો હમણાં હું પ્રતાપસિંહને તમારા હાથમાં સપડાવું. નહીં તો જાઓ તમે તમારે રસ્તે અને હું મારે રસ્તે."

પ્રતાપસિંહને પકડવાની વાત સાંભળતાંજ બન્ને પ્રસન્ન થઈ ગયા.

"જો આજે પ્રતાપસિંહને પકડાવો તો મોં માગ્યું ઇનામ આપીએ." અહમદે કહ્યું.

"તો એક હજાર રૂપિયા ધરી દો સ્હામે. એક કોડી પણ ઓછી નહીં ચાલે."

"પણ અત્યારે અર્ધી રાત્રે રૂપિયા ક્યાંથી લાવી આપવા? કાલે જરૂર તમને આપીશું."

"તો કાલની વાત કાલે, મેં પ્રથમથીજ નથી કહ્યું કે હું ઉધાર સોદો નથી કરતી. લ્યો સાહેબજી! હું તો હવે જઇશ." ચંદ્રકાન્તાએ ચાલવા માંડયું.

"અરે આમ નાશભાગ શું કરો છો, ઉભાં તો રહો." તેની આગળ ફરી વળી તેને જતી અટકાવી અહમદે કહેવા માંડયું:– "આમ ગુસ્સે શું કામ થાઓ છો? શું તમને અમારો ઇતબાર નથી? અને જો તેમજ છે તો તમે અહીં રોકાઓ. અમે જઇને આ પળેજ રૂપિયા લાવીએ છીએ."

"હા, ત્યારે તો ઠીક, એક જણ મારી પાસે રહો અને એક જણ જઇને રૂપિયા જલ્દીથી લઇ આવો."

"મહમદ અહીં તમારી પાસે રહેશે ને હું રૂપિયા લેઇને હાલજ પાછો આવું છું." અહમદ મહમદને ત્યાંજ રહેવા દઇ મનમાં મલકાતો રૂપિયા લેવા દોડયો.

અહમદના ગયા પછી થોડીવાર આડી અવળી વાતો ચંદ્રકાન્તા અને મહમદ વચ્ચે ચાલી. વાત કરતાં કરતાં બે ચાર ઇલાયચીના દાણા ગજવામાંથી ચંદ્રકાન્તાએ કાઢી એક બે પોતે ખાધા અને બીજા મહમદને આપ્યા. પ્રતાપને પકડવાની આશામાં મહમદને એવી અંતરમાં ખુશાલી થઇ રહી હતી કે તેણે જરા પણ આડો અવળો વિચાર કર્યા વગર એલચી દાણાને મુખમાં મૂકયા અને સપાટાબંધ ખાઇ ગયો.

પણ અરે! આ શું? બે ત્રણ ક્ષણમાંજ મહમદનું માથું ફરવા

હવેજ તેને કાંઇક કપટ થયું હોય તેમ સમજાયું. એકાએક ારમાંથી ખંજર ખેંચી કાઢયું અને ચંદ્રકાન્તા તરફ ફેંક્યું. ા પ્રથમથીજ સાવધાન હતી, આથી ખંજરનો ઘા ખાલી ેલચી દાણાની અસર પુરેપુરી પ્રસરી. બીજીજ ક્ષણે મહમદ થયો. ચતુર ચંદ્રકાન્તાએ ચપળતાથી તેને એક ચાદરમાં ી પેઠે બાંધ્યો અને પ્રસન્ન ચિત્તે વિજયગઢનો રસ્તો લીધો. મહમદ જલદી પાછો આવે અને પીછો લે તે ભયથી રસ્તામાં પગલે કદમ ચાલતાં હતાં અને કામ પાર પાડવાથી પગ રમાં હતા.

ંદ્રકાન્તા અને મહમદને મૂકી રૂપિયા લેવા ગયેલો અહમદ ર્જનસિંહના ઘેર પહોંચ્યો. દુર્જનસિંહ નવીનદુર્ગના રાજમં-ત્ર હતો. તે પોતાના રાજા ખડ્ગસિંહની રાજકન્યા વિશ્વમો-સ્વરૂપથી અંજાયો હતો અને કોઇ પણ રીતે તેની સાથે વાના નિશ્ચયવાળો થઇ ગયો હતો. પ્રથમ તો તેણે વિશ્વમોહિ-રકોઇ રીતે પ્રીતિ મેળવવા પ્રયત્ન કર્યો પણ તેમાં તે નિષ્ફળ ાર્યો જુગારી બમણું રમે તે ન્યાયે તેણે પરાણે પ્રીત કરવાનું મેટલામાં થોડાજ વખતમાં તેને જણાયું કે વિશ્વમોહિની વિજ-રાજકુમાર વિજયસિંહને ચ્હાય છે. હવે વિજયસિંહનું કાશળ મને વિશ્વમોહિનીને કોઇ પણ યુક્તિથી પોતાને હાથ કરવી ણે દઢ પ્રતિજ્ઞા લીધી. પોતે મંત્રીનો પુત્ર તેથી રાજા પોતાને ાપે નહીં તો તેને પણ હતો ન હતો કરવો એમ પણ તેણે વિશ્વમોહિનીને ઉપાડીને ક્યાંઇ જતા રહેવાનો પણ વચ્ચે ચાર કર્યો. પણ લેઇને ક્યાં જવું ? ! વળી તેમ કરતાં મહા-તાનાં સગાં-વ્હાલાંની પણ ઘણીજ દુર્દશા કરે અને છેવટે

પોતાથી પણ પકડાઈ જવાય તો પરિણામ ઠીક ન આવે, એ વિચારથી તેનાથી કાંઇજ બન્યું નહીં. આખરે વિજયસિંહ અને તેના મિત્ર પ્રતાપસિંહને પકડવા, તેમનું એવું ઠેકાણું પાડવું કે પત્તોજ ન ખાય અને પછી મહારાજાને પાર કરી પોતેજ ગાદીપતિ બનવું અને વિશ્વમોહિનીની સાથે આરામમાં જીંદગી ગુજારવી એવો નિશ્ચય કર્યો. ધારેલું કાર્ય સિદ્ધ કરવા તેણે અહમદ અને મહમદ નામના બે મુસલમાન દુષ્ટોને પોતાના દાવમાં લીધા અને તેમની સહાયથી સર્વ ધાર્યું પાર પાડવાનું ઠર્યું. જો દુર્જનસિંહને રાજગાદી મળે તો તેણે મુસલમાની ધર્મનો સ્વીકાર કરવો. અહમદ તથા મહમદને વજીર પદ આપવું અને બદલામાં અહમદ તથા મહમદે દુર્જનસિંહને તેની સર્વ ધારણા પાર પાડી આપવી, ગાદી મેળવી આપવી અને સર્વ મુસલમાન ભાઇઓ તેને રાજા તરીકે સ્વીકારે એની વ્યવસ્થા કરવી એવો ઠરાવ કરવામાં આવ્યો.

પ્રપંચનાં પગથિઆં ચણવા શરૂ કર્યાં. આવી રીતે તે શયતાન અને તેના મદદગારો તરફથી વિજયસિંહની નીતિ રીતિ સારી નથી એવું મહારાજાને પ્રથમ ભંભેરવામાં આવ્યું અને તેમાં દુર્જન ફાવ્યો. ત્યારબાદ તે વિશ્વમોહિની સાથે છુપો સંબંધ રાખે છે એમ જણાવ્યું. તેમ કરતો તેને અટકાવવાને વિશ્વમોહિનીના મહેલનો બંદોબસ્ત રાખવાનું કામ તેણે પોતાને માથે રાજાજીને સમજાવીને લીધું અને અહમદ અને મહમદને તેણે તે કામ સોંપ્યું. ભવિષ્યની આશામાં આ બે મુસલમાન દોસ્તોએ એકનિષ્ઠાથી કામ કરવું શરૂ કર્યું. વેશ બદલવાના કામમાં અને ગમે તે પ્રપંચ કરવામાં આ બન્ને ઘણુજ પાવરધા અને હોંશિઆર હતા, વળી બાતમીદારનું કામ કરવામાં તે ખરેખરા પ્રવીણ હતા. ગયા પ્રકરણમાં વાંચ્યા પ્રમાણે વિશ્વમોહિની

મણીકાન્તા અને વસંતમાલતી બગીચામાં હવા ખાવા આવ્યાં હતાં ત્યારે બાતમી મેળવવાના હેતુથીજ આ બન્ને બાગમાં આવ્યા હતા. અહમદે વસંતમાલતી બની બાતમી મેળવવા પ્રયત્ન કર્યો હતો પણ તેમાં તે ન ફાવ્યો અને મણીકાન્તાના સપાટામાં સપડાયો.

• મહમદ પણ તે વખતે બગીચામાંજ હતો. ત્રણે સખીઓને બગીચામાંથી મહેલમાં જતી જોઇ. અહમદે શું કર્યું તે જાણવાની અભિલાષાએ બાગમાં તે તેને શોધવા લાગ્યો પણ અહમદ ક્યાંઈ ફરતો જણાયો નહીં. આખરે ખંડેરમાં તે સપડાયલો જણાતાં તેને છોડવ્યો અને બગીચામાંથી બન્ને વાતો કરતા કરતા તેઓ રસ્તામાં જતા હતા તે વખતે ચંદ્રકાન્તાનો મેળાપ તેમને થયો. બગીચામાં અહમદ સપડાયો હતો તો મહમદ ચંદ્રકાન્તાના પ્રપંચમાં ફસાયો તે હકીકત આપણે જોઈ.

અહમદ દુર્જનસિંહને ઘેર પહોંચ્યો તે વખતે દુર્જનસિંહ ગાઢ નિદ્રામાં ઘોરતો હતો. અહમદે જઇને તેને જગાડ્યો.

દુર્જનસિંહ દારૂથી ચક્ચૂર થઇને ઉંઘતો હતો. અચાનક નિદ્રા ટૂટવાથી તે ગભરાટથી બેઠો થઇ નીસાની ઝુમમાં બોલી ઉઠ્યો; "મને કોણે જગાડ્યો."

"સરદાર! ધીમેથી બોલો." અહમદે ઝીણી બત્તીને સતેજ કરી તેની નજીક આવી ઉભો.

અહમદને જોતાંજ દુર્જનસિંહ ખુશી થઇ બોલ્યો; "કેમ દોસ્ત! અત્યારે ક્યાંથી આવ્યો?"

"અરે જાવરે મહેરબાન! તમે આમ નચિંત થઇને ઘોરો છો અને અમે તમારા માટે ઉજાગરા કરીને મરીએ છીએ."

"ત્યારે શું કરૂં? શું હું પણ તમારી પાછળ ફર્યા કરૂં?" દુર્જનસિંહે પૂછ્યું.

"ના, મહેરબાન! ના. પણ આવા કટોકટીના વખતે બહુ ઉંઘવું સારૂં નહિ. કહેવત છે કે ઉંઘ ખોરાક અને વિષય વધાર્યાં વધે છે; માટે તેને કાબુમાં રાખવાં જોઇએ. એ ત્રણ વસ્તુઓ જે કાબુમાં રાખે તે ધારે તે કરી શકે."

"ઠીક; એ બધું અમે સમજીએ છીએ. તું હવે જણાવી દે કે એકાએક ક્યાંથી આવ્યો?"

"રાજમહેલમાંથી."

"શું મારી દિલોજાન પરીની પાસેથી?" દુર્જનસિંહે પ્રસન્નતાથી પૂછ્યું.

"અરે મહેરબાન! પરી તો હજી દૂર છે. તેનાં દેદારનાં દર્શન કરવાને માટે તો હજી ઘણાં જોખમ ખેડવાં પડશે."

"તૈયાર છું. તે દીલારામને મારી દીલબર બનાવવાને માટે આખા જગતને ડોલાવવા, આ ધરાને ધ્રુજાવવા; મારી માલ મીલકત ફના કરવા અને આ જીગર જાનેમંદને સમર્પવા હું તૈયાર છું. લે દોસ્ત! ખુશાલીમાં ઉડાવ શરાબનું એક જામ." દુર્જનસિંહે ટેબલ પર પડેલી સૂરાની સિરોહી ઉપાડી અને તેમાંથી એક પ્યાલો પૂર્ણ ભરી અહમદના કરમાં આપ્યો. અહમદ સૂરાને પેટમાં સ્થાન આપી બોલ્યો; "તમે હવે મારૂં કહેવું શાન્તિથી સાંભળો. મારે મોડું થાય છે મારે તરતજ પાછા ફરવું છે."

"તારે ક્યાં જવું છે?"

"મહમદ પાસે."

"મહમદ ક્યાં છે?"

"ચંદ્રકાન્તા પાસે."

"શું ચંદ્રકાન્તા પાસે? તે વળી કોણ?" દુર્જને વિસ્મય થઈ પૂછ્યું.

" તમારી દિલબરની દાશી. "

" શું તે આપણા પક્ષમાં આવી મળી ? "

" દોલત તેને મનાવશે. "

" સઘળી વાત ટુંકમાં જણાવ ? "

દુર્જનસિંહ સઘળું જાણવાને વ્યાકુળ બની રહ્યો.

અહમદે પ્રથમ તો બગીચામાં પોતાની વીતિ અથ ઇતિ ટુંકમાં જણાવી, ત્યાર બાદ પ્રતાપને પકડવાનો લાગ આવ્યો છે અને ચંદ્રકાન્તાને એક હજાર રૂપિયા આપતાં તે કામ પાર પડે તેમ છે તેમ જણાવી મહમદ અને ચંદ્રકાન્તા રાહ જોતાં ઉભાં છે તે પણ જણાવી દીધું.

બગીચામાં અહમદને વેઠવું પડયું તેને માટે દુર્જને દિલગીરી બતાવી; છતાં પણ પ્રતાપને પકડવાની ઉમેદમાં તે આવેશમાં આવી ગયો, અને બોલ્યો.

" ચાલ હજાર રૂપિયા લઇ હું જાતેજ તારી સાથે આવું છું"–એમ કહી હજાર રૂપિયાની મહોરો ઝપાટા બંધ તેણે પેટીમાંથી કાઢી અને એક કપડામાં બાંધી બન્ને જણા પ્રતાપને પકડવા નીકળ્યા.

બન્ને જણા ઝપાટાબંધ પગ ઉપાડતા જ્યાં ચંદ્રકાન્તા અને મહમદ ઉભાં હતાં ત્યાં આવી પહોંચ્યા પણ ત્યાં ન મળે ચંદ્રકાન્તા કે ન મળે મહમદ. " દગો થયો. " અહમદના મ્હોંમાંથી અચાનક શબ્દો નીકળી પડયા.

દુર્જનના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તે રાતો પીળો થઇ બોલી ઉઠયો.

" કેમ ક્યાં છે ? શું થયું ? ? "

" મહમદ ફસાયો. " અહમદે ગળગળે સાદે કહ્યું.

" અને ચંદ્રકાન્તા ?" દુર્જને પૂછ્યું.

" એ ચંદ્રકાન્તા નહિ પણ કોઇ ધોકાબાજ. તેણેજ મહમદને ફસાવ્યો."

" ઠીક, બાગમાં તું દંડાયો, હવે બાકી હતું તે મહમદ પણ જુતિયાં ખાવા ગયો. ચાલો પાર પડ્યું." દુર્જન બબડ્યો.

આમ તેમ શોધવામાં બન્નેએ બાકી ન રાખી અને આખરે કકળતા બન્ને ઘર તરફ વળ્યા.

---

## પ્રકરણ ૪. થું.

---

### સ્નેહીનો સ્નેહ.

સ્નેહી કેરા સ્નેહને, સમજે શાણા કોઇ;
તન, મન, ધન અર્પણ કરે, ભેદ ભાવને ખોઇ.

પ્રાતઃકાળ થવાને હવે બહુ વાર નહોતી. નવીનદુર્ગ ગયેલા પ્રતાપી પ્રતાપને જેમ બને તેમ જલદી પાછો આવવા કહેલું છતાં મધ્ય રાત્રિ વીતી તો પણ તે ન આવી પહોંચવાથી વિજયસિંહની ચિંતા અને ગભરાટ વધ્યાં. કાંઇ પણ કામમાં તેનું ચિત્ત ચોંટવા લાગ્યું નહીં. વિશ્વમોહિનીનું સ્મરણ કરતો માથું નીચું ઘાલી તે ઘડીમાં બેસતો, તો ઘડીમાં તેની પ્રતિમા સ્હામે ધરી તેની સાથે જાણે વાતો કરતો હોય તેમ ચાળા કરતો વળી વચ્ચે વચ્ચે પલંગમાં પડી આમતેમ આળોટતો, માથે હાથ દઇ ધ્રુસકેને ધ્રુસકે રડતો. વળી શાંત થઇ એક ટસ માંડી દરવાજા બહાર પ્રતાપસિંહને આવતો નિહાળવા જોતો અને પાછો તેમાં નિરાશ થતાં મહેલમાં જતો. જેમ તેમ કરતાં આવો દુઃખી વખત વીત્યો અને અંતે પ્રતાપસિંહ માથે

એક ગાંસડી સાથે આવતો જણાતાં તેની દિલગીરી દૂર થવા લાગી. પ્રતાપસિંહે પણ પોતાની વાટ જોતા જાગતા બેસી રહેલા રાજકુમારને જોયો.

"કાં ભાઈ! સુખરૂપે આવી પહોંચ્યો?" વિજયે આનંદથી તેની સામે જઇ પૂછ્યું.

"હા, હુંતો ધારતો હતો કે તમે હજી ઉંઘતાજ હશો!"

"ભાઇ! તારા વિયોગથી મને ઉંઘ કેમ આવે?"

"મારા વિયોગથી કે વિશ્વમોહિની પ્રત્યેના પ્રેમથી?" પ્રતાપે માથા પરની ગાંસડી નીચે મૂકતાં કહ્યું.

વિજય શરમાયો. આ પછી તેણે પ્રતાપનું કુશળ પૂછી પૂછ્યું.

"ભાઇ! શું ખબર લાવ્યો?"

પ્રતાપસિંહે ત્યાંની સર્વ હકીકત જણાવી વિશ્વમોહિનીએ આપેલી ચીઠ્ઠી આપી અને ગાંસડી છોડી બતાવતાં કહ્યું:–"આ ચીઠ્ઠી છે અને આ મુદ્દો."

છબ્બરંગી મહમદને જોઇને વિજયસિંહ ઘણોજ ખુશી થયો અને તેણે પ્રતાપને કહ્યું:–"આ દુષ્ટને એવી જગાએ રાખવો જોઇએ કે કોઇને ખબરજ ન પડે કે તે ક્યાં છે અને તેનું શું થયું. જો ખડગસિંહને આવી ખબર પડશે તો ટંટો વધી જશે."

"તે બાબતનો મેં પ્રથમથીજ વિચાર કર્યો છે. આને એવી જગાએ હું મુકીશ કે તે જગાને માત્ર હુંજ જાણું છું." એમ કહેતાં પ્રતાપે ફરીથી મહમદની ગાંસડી બાંધી. મહમદ હજુ પણ બેશુદ્ધજ હતો.

આ પછી પ્રતાપે નીચેથી એક સિપાહીને ઉપર બોલાવ્યો અને તેને નવલસિંહને બોલાવવા મોકલ્યો. નવલસિંહ પ્રતાપસિંહનો એક

જીવજાન દોસ્ત હતો, નવલસિંહ કદાવર અને બહાદુર હતો, ચાલાકીમાં, હોંશીઆરીમાં અને બુદ્ધિપ્રપંચમાં તે કોઈ પણ રીતે પ્રતાપથી ઉતરે તેવો નહોતો. નવલસિંહ આવી પહોંચતાંજ પ્રતાપે પુનઃ ગાંસડી પોતાની પીઠ ઉપર લીધી અને નવલસિંહને કહ્યું:–" તમે મારી સાથે ચાલો, મારે તમારૂં એક અગત્યનું કામ છે."

" એ તો ઠીક છે. પણ મારા છતાં તમે આ બોજ ઉઠાવો એ મને ઠીક નથી લાગતું, માટે આ ગાંસડી મને આપો." કહી નવલે પ્રતાપના માથેથી ગાંસડી પોતે લીધી અને પ્રતાપસિંહની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

રસ્તે ચાલતાં પ્રતાપે સઘળી વાત નવલને જણાવી. નવલ ખુશી થયો અને પ્રતાપને ધન્યવાદ આપવા લાગ્યો. પ્રતાપ બહાદુર અને હિંમતબાજ હતો. તેની બહાદુરીની પ્રશંસા આખા રાજસ્થાનમાં થતી. તેને માટે અનેક કન્યાંઓનાં માગાં આવતાં. પણ પ્રતાપ અને નવલ એ ઉપાધીથી મૂક્ત રહેવાને ઇચ્છતા હતા. પ્રભાતના પ્રથમ પ્રહરના આછા પ્રકાશમાં બન્ને બહાદુરો પ્હાડી પ્રદેશમાં આગળ ચાલ્યા જતા હતા.

શહેરની બહાર, જંગલ અને પહાડોમાં થઇને આડા અવળા રસ્તાઓમાં થઇને લગભગ બે ત્રણ ગાઉ દુર જતાં એક અંધારી ખોજ આવી. બન્ને તેમાં પ્રવેશ્યા. આગળ ચાલતાં અજવાળુ આવતાં પ્રતાપસિંહ ત્યાંજ અટકયો અને નવલને કહ્યું:—" હવે ગાંસડી નીચે મુકો."

" ખરેખર આ અજબ જગા છે! આજ સુધી હું આ તરફ કદી આવ્યો નથી. તેમ આવી શકત પણ નહીં. વળી કોઇ આવે તો તે પાછો ભાગ્યેજ જઇ શકે." નવલે આશ્ચર્ય પામતાં કહ્યું.

" હા, તેમજ છે. આ સ્થાનની માહિતી મારા શિવાય અન્ય

ઇને નથી. તમને મારા પોતાનાજ સમજીને હું અહિં લાવ્યો છું. ણ હવે તમારે બહુ કામ કરવાનું છે." પ્રતાપે ઉત્તર વાળ્યો.

"હું તમારો તાબેદાર છું. અને કદાપિ જો આ જાનની દર- :ર હોય તો તે આપવા પણ તૈયાર છું."

"જુઓ ત્યારે સાંભળો. હું જે કહું તેને બરાબર ખ્યાલમાં ખો. આ સ્હામે જે પથ્થરનો દરવાજો દેખાય છે તેને કેમ ઉઘાડવો મારા શિવાય કોઇ જાણતું નથી. મારા ગુરૂજી જેણે મને રંગવિ- ણું શિક્ષણ આપ્યું છે તે જાણતા હતા. પણ તે હવે નથી. તે મરી યા છે. હાલ મારા શિવાય બીજું કોઇ નથી જાણતું. હું આજે તેને કેમ ઘાડવો તે તમને બતાવું છું. જેને જેને હવે આપણા હસ્તક પકડ- ામાં આવે તેને અહીં લાવી પુરવાથી નહીં કોઇને જણાય, કે નહીં ઇ તેમને છોડાવી લઈ જઇ શકે. અહીં જે કેદીને કેદ કર્યા તેમના ાથ પગ બાંધવાની પણ જરૂર નથી; પણ માત્ર તે કેદી છે એમ તે ણે તેને માટે તેમના પગમાં બેડી માત્ર ઘાલવી. આથી તેઓ ધીમે ીમે ફરી શકશે. વળી કેદીઓને ખાવા પીવાની ફિકર પણ અહીં રવાની નથી, કારણ અંદર એક ન્હાની પાણીની નહેર કુદરતી અખં- ત વહ્યા જાય છે. તેમ ખાવા માટે ફળાદિ પુષ્કળ મેવો થાય છે."

"શું આ જગા એવી અજબ છે?" નવલે પૂછ્યું.

"એતો તમે જોશો ત્યારે ખબર પડશે."

"દુર્જનસિંહ પાસે પણ અનેક ભેદી મકાનો છે."

"તે હું જાણુંછું. પણ આપણી આ જગા જેવી એકે જગા ની પાસે નથી."

"તેની એક જગા મેં જોઇ છે; પણ તે નકામી છે. અને જણાઇ ાવે તેવી છે. બોલો હવે; આપને જે જણાવવું હોય તે જણાવી દયો."

" સાંભળો, આ કેદીને પણ આપણે અહીં કેદ કરીએ છીએ. ત્યાર બાદ પાછા ફરતાં તમારે મહારાજને એમ જણાવવું કે આજ કાલ હું બિમાર રહું છું અને તેથી એક મહિનાની રજા આપો તો હવા ફેર કરી આવું. એમ કહી એક મહીનાની રજા લેવી. હું તમને પ્રયત્ન કરીને પણ રજા અપાવીશ. રજા મળતાં તમારે વેશ બદલીને નવીનદુર્ગમાં જવું, અને ત્યાંજ ધામા નાખવા, ત્યાંની હરેક પ્રકારની બાતમી રાખવી અને મને વારંવાર મળી તેનાથી જાણીતો રાખજો. વળી ઝપાટામાં જે દુષ્ટો આવે તેને પકડી આ જગાએ પુરવા–" વિગેરે ઘણી વાતો પ્રતાપસિંહે નવલસિંહને સમજાવી અને પછી દરવાજો ઉઘાડવાની શરૂઆત કરી.

દરવાજાના ઉપર એક મ્હોટો લાંબો પ્હોળો બનાવટી વાઘ બનાવી મુકવામાં આવ્યો હતો. એ જણા પાસે જતાંજ વાઘે મ્હોં વિકાસ્યું. પ્રતાપસિંહે નવલસિંહને કહ્યું કે–" આ વાઘના મ્હોંમાં હાથ ઘાલો અને તેની જીભ બહાર ખેંચી કાઢો. જુઓ તેજીથી આ કામ કરજો, નહિ તો વાઘ મ્હોં બંધ કરી દેશે અને તેથી તમારે હાથ ખોવો પડશે. "

નવલસિંહે પ્રતાપસિંહની સૂચના પ્રમાણે તૈયાર થઈ પોતાનો હાથ વાઘના મ્હોંમાં નાખી તેની જીભ તત્કાળ ઝડપી અને એક હાથ જેટલી બહાર ખેંચી કાઢી. એક મ્હોટો અવાજ થયો અને સ્હામેનો દરવાજો ખુલ્લો થઇ ગયો. મહમદની બાંધેલી ગાંસડી લેઇ બન્ને અંદર પ્રવેશ્યા. નવલસિંહને એક વર્ણુંજ મ્હોટું મેદાન લગભગ એક ગાઉ જેટલા વિસ્તાર વાળું જણાયું. ચારે તરફ કોઇ પણ રીતે માણસ ચઢી ન શકે તેવી પ્હાડી દિવાલો આવી રહી હતી. વચ્ચો વચ્ચ એક ન્હાનું ઝરણ વહન કરી રહ્યું હતું અને સ્થાન

ંગલી મેવાથી ભરપુર સોહામણું લાગતું હતું. ચારે બાજુ આવી ફુલી પહાડી ઝાડી જુદા જુદા પ્રકારની વનસ્પતિથી શોભી રહી ી. સ્ફટીક જેવા જણાતા નિર્ઝરોમાંથી ખળખળ અવાજ કરતાં ચે ઉતરી આવતા પાણીનો મધુરો અવાજ ઘણોજ કર્ણ પ્રિય ગતો હતો. પવન વહન થવાથી હાલતા વૃક્ષપલ્લવોનો ઘણઘણાટ ણે વાજીંત્ર સમ નાદ કરતો દુઃખી દિલની પણ ઉદાસિનતા દૂર ે તેવો હતો. વચમાં વચમાં થતા મયુરોના ટહુકા વાજીંત્રમાં શર- ાઇની માફક આહ્‌લાદક જણાતા. પૂર્વથી પશ્ચિમ તરફ વહન કરતા ઝરના બન્ને બાજુ આવી રહેલાં વૃક્ષોનાં ફળો પરિપક્વ થયેલાં ણે હમણાં ટુટી નીચે પડશે એમ લટકી રહ્યાં હતાં, પાણી એટલું મળ હતું કે નીચેની જમીન સાફ જણાતી હતી. પાણી કોઇ ઠેકાણે થભર તો કોઈ ઠેકાણે કમરભર તો કોઇ ઠેકાણે વળી એથી વધારે ઓછું એમ ઉંડું હતું. કંઇ કંઇ પહાડમાં કુદરતી જાણે ઓરડીઓ નેલી જણાતી હતી, અને આ સર્વથી આ સ્થાન જાણે વિલાસી- ના વિલાસ-સ્થાન જેવું જણાતું હતું. એવું સુરમ્ય અને મોહક ા સ્થાન હતું કે વર્ષોનાં વર્ષો રહેતાં પણ કોઇ પણ પ્રકારની શાંતિ ન થતાં સદૈવ પ્રસન્નતા વધતીજ રહે. આવું સુંદર સ્થાન હોવા છતાં પણ જ્યારે તે કેદખાના તરીકે વપરાતું તો તેને પ્રસંગે જારો વર્ષ પર્યન્ત પણ સપડાયલા કેદીને તે મુક્ત થવાને માર્ગ આપે તું ન હોવાથી તે તેવે પ્રસંગે ગમે તેવા કઠણ હૃદયને પણ કંપાવે તું બીહામણું ભાસે તો તે સ્વાભાવિક જ છે.

પ્રાતઃકાળ થયો. સૂર્યોદય થયો. મહમદની ગાંસડી છોડી તેમાંથી ાક ખંજર અને વેશ બદલવાની બચકી જે મહમદની હતી તે લેઇ ધી. તેના પગમાં એક ખુલતી બેડી નાંખી દીધી અને પછી તેને

શુદ્ધિમાં આણ્યો. શુદ્ધિમાં આવતાં તે પોતે એક અજાણ્યા સ્થળે છે અને પગમાં બેડી છે એમ જોતાંજ તેને તેનાં સોયે વર્ષ પૂરાં થઇ ગયાં છે અને દેવના દૂતોજ તેને ત્યાં લાવ્યા છે, એમ લાગ્યું. તે તો આખરની બંદગી કરવા મંડી પડયો. આ બંદગી ઉપર પ્રતાપને હાસ્ય થયું અને તે બોલ્યોઃ—

"કાં! કંઇ ઓળખાણ પડે છે કે?"

મહમદ મૌન રહ્યો.

પુનઃ પ્રતાપે પૂછ્યુંઃ "સમશેરખાન! બોલોને? કેમ બોલતા નથી? ભાંગ–ગાંજાનું ઘેન તો ચઢયું નથી ને?"

"કદાપિ રંગ પાણી વધુ પ્રમાણમાં લેવાયાં હોય તો શી ખબર?" નવલે જણાવ્યું.

પ્રતાપે તરતજ તેના ખભે હાથ મૂકી કહ્યું, "મિયાં સાહેબ! તમે અમારા કેદી છો માટે આમ જુઓ."

મહમદે ઉચું જોયું. પ્રતાપસિંહને ઓળખ્યો. ઓળખતાંજ તેનાં હાજાં ગગડી ગયાં. અને હવે તેને સ્પષ્ટ લાગ્યું કે જો નહોતા મુઆ તો હવે મુઆ. બીબી ચન્દ્રકાન્તાની સુરતને બદલે પ્રતાપની મૂરત જોવાથી તે એટલો ગભરાયો કે એક પણ શબ્દ મુખેથી બોલી ન શક્યો.

બાદ મહમદને ત્યાંજ નિર્ઝર કિનારે પડતો મુકી પ્રતાપસિંહ અને નવલસિંહ બન્ને મિત્રો બહાર નીકળ્યા.

મહમદ દીનવદને બન્નેને જતા જોઈ રહ્યો. પણ મુખથી બોલી શક્યો નહિ. જેવી રીતે વાઘના મ્હોંમાંથી જીભ બહાર ખેંચી કાઢી હતી તેવીજ રીતે અંદર પાછી મુકી તેની પાસેથી દુર ખસી આવો." બહાર નીકળતાં પ્રતાપસિંહે નવલસિંહને કહ્યું.

આજ્ઞા પ્રમાણે નવલસિંહે કરતાંજ જોરથી અવાજ સાથે દર-

વાજો બંધ થયો અને પૂર્વવત્ ગલીમાં થઇને બન્ને મહેલ તરફ પાછા વળ્યા.

ફરી બન્ને મિત્રો જ્યારે વિજયસિંહ પાસે આવ્યા ત્યારે લગભગ પહોર દહાડો ચઢી ગયો હતો. બન્નેને જોઈ પ્રતાપને આનંદ થયો. નવલસિંહે કુમારની ખુશખબર પૂછી.

" એવો તે ક્યાં મહમદને પૂર્યો કે આટલી બધી વાર લાગી ? " વિજયસિંહે પ્રતાપસિંહને પૂછ્યું.

" સમય આવે આપને પણ તે સ્થાન બતાવીશ. " પ્રતાપે ઉત્તર વાળ્યો અને નવલસિંહને નવીનદુર્ગમાં રજા લઇ જવા સંબંધી જે સૂચના પ્રતાપે આપી હતી તે સર્વ હકીકત વિજયસિંહને તેણે કહી.

સ્નાન પૂજા વિગેરે આવશ્યક કાર્યોથી પરવારી નવલસિંહને લેઈ પ્રતાપસિંહ મહારાણાશ્રી અજીતસિંહના દરબારમાં ગયા. સરદારો અને અન્ય નાગરીકોથી દરબાર ચિકાર ભરાઇ રહ્યો હતો. ત્યાં નવલસિંહે રજાને માટે અરજ કરી. મહારાજા નવલસિંહને ઘણાજ ચ્હાતા હતા અને તેથી આમ માંદો થઈ એક માસ બીજે તે જાય તે તેમને ઠીક ન લાગ્યું. "અહિંજ દવા કરીશું." એમ કહી તેને રજા ન આપી. વિજયસિંહ અને પ્રતાપસિંહ વચમાં પડ્યા અને તેમની ભલામણ થતાં આખરે મહારાજાશ્રીએ તેને રજા આપી.

દરબાર બરખાસ્ત થયો. કુમાર વિજયસિંહ મહારાજા અજીતસિંહ સાથે મહેલમાં સીધાવ્યા અને પ્રતાપસિંહ પણ પોતાના પિતા ચતુરસિંહની સાથે પોતાને ઘેર ગયો.

નવલસિંહે રવાના થવાની તૈયારી કરી. જતાં જતાં અનેક ગુપ્ત વાર્તાઓ નવલસિંહ અને પ્રતાપસિંહ વચ્ચે થઇ.

બીજે દિવસે પ્રતાપસિંહે વિજયસિંહને જે સ્થાને મહમદને કેદ પૂર્યો હતો તે સ્થાન બતાવ્યું. કુમાર તે જગા જોઇ ઘણોજ ખુશી થયો અને બોલ્યોઃ-" ભાઇ આ જગા જોઇ મારા મનમાં ઘણી ઘણી વાતો ઉત્પન્ન થાય છે."

"હા, મને આપનાથીએ વધારે થતું હતું, પણ ગુરૂજીએ ખુલાસો બતાવી સંદેહ નિવાર્યો ત્યારે શાંતિ થઇ. એ સર્વ હકીકત વળી આપને કોઈ વેળા કહીશ."

વિજયસિંહે આ શું હકીકત છે તે જાણવા હઠ લીધી અને પ્રતાપસિંહે છેવટે પોતના ગુરૂજીએ જે હકીકત કહી હતી તે સર્વે હકીકત વિજયસિંહને જણાવી. વિજયસિંહને આ સાંભળતાં અંતરમાં જાણે ઉંડી પ્રસન્નતા થઇ.

પ્રતાપસિંહે વિજયસિંહને શી હકીકત કહી અને શાથી વિજયસિંહ એટલો બધો ખુશી થયો તે આગળ ઉપર વાંચકોને જણાવાશે.

બન્ને જણા પાછા મકાને આવ્યા. વિજયસિંહે પ્રતાપસિંહને કહ્યુંઃ-" ભાઇ હવે મારાથી ધીરજ ધરી શકાતી નથી. જાણે એમ થાય છે કે સામા હરીફોને મારી નાખીએ. વિશ્વમોહિની વિના મને કંઈ ચેન પડતુંજ નથી. રાત્રિ-દિવસ હું તેનાજ જાપ જપ્યા કરૂં છું નિદ્રા પણ આવતી નથી. સ્વપ્નમાં પણ એ સુંદરી મને સતાવતી નજરે પડે છે. ટુંકાણમાં જાણે મારી એ પ્રેમમૂર્તિ મારી આસપાસ છાયારૂપે ફરતી હોય એમ મને થયા કરે છે. ભાઇ! તારી ઇચ્છા હોય તો ચાલને આપણે તે નગરપર ખુલ્લી ચઢાઈ કરીએ."

"એતો ઠીક છે. પણ તેમ કરવાથી વિશ્વમોહિનીના જીવને વિશેષ દુઃખ ઉત્પન્ન કરવા જેવું થશે. માટે આમ ન ગભરાઓ, ન મુઝાઓ. હું કાલે ફરીથી નવીનદુર્ગ જઇશ અને મહમદના ત્યાં ગુપ્ત

થવાથી ત્યાં શી હકીકત બની છે તેની ખબર કાઢીશ. ત્યાર બાદ વળી આપણે બન્ને ત્યાં જઇશું."

"ભાઇ! તું મને શા માટે તલસાવે છે?"

"હું જે કરૂંછું તે ઠીક જ કરૂંછું."

"નહીં, આમ કરીને બેસી રહેવું તે મરદાઇનું કામ નથી. માટે આજ તો હું જરૂર આવીશ જ." વિજયસિંહે આગ્રહી ઉત્તર આપ્યો.

"તો ઠીક, જઇશું; તેમાં શું હરકત છે. પણ એક કામ કરવું પડશે. શીકારના બ્હાને મહારાજાની ચાર પાંચ દિવસ રજા લેજો અને આપણી સરહદ ઉપર તંબુ લગાવજો. ત્યાંથી અઢી ગાઉ જ માત્ર વિશ્વમોહિનીનો મહેલ છે. પછી યોગ્ય લાગશે એમ કરીશું."

આ વાત કુમારને પસંદ પડી અને તે પ્રમાણે કરવાનું ઠર્યું.

થોડા દિવસ વીતતાં વિજયસિંહે શિકાર જવાને બહાને રાજા અજીતસિંહની રજા આઠ દિવસ માટે આખરે મેળવી. વિશ્વાસુ અને ચાલાક ખાસ મન પસંદ હજુરીઆને સાથે લેવામાં આવ્યા હતા. નવિનદુર્ગ અને વિજયગઢની સરહદ ઉપર સવારી આવી પહોંચી અને ડેરા તંબુ નંખાયા ત્યારે માત્ર કંઇક જ દિવસ બાકી હતો. વિજયસિંહને તંબુમાં જ આરામ લેવાની વિનંતિ કરી પ્રતાપસિંહે પ્રથમ નગરમાં પ્રવેશી ત્યાંના હાલ હવાલ મેળવવાનું યોગ્ય વિચાર્યું. ત્યાં તપાસ કરતાં રાજમંત્રી મરણ પામવાની અને સૂતક ઉતરતાં દુર્જનને મંત્રિપદ મળશે એવી બાતમી મળી. એકાએક મંત્રિનું મરણ શાથી નિપજ્યું તે સંબંધી વાચકોને વિચાર ઉદ્દભવવાનો સંભવ તેથી તેનું નિરાકરણ પ્રથમથી જ કરવામાં આવે છે.

મહમદ ગુમ થયો, આથી અહમદ ઘણો જ ઉદાસ થઇ ગયો. દુર્જનસિંહને પણ બહુ લાગ્યું. રખેને પોતાને પણ વખતે પકડી ન

જાય એમ ભય ઉત્પન્ન થયો અને તે સંબંધી ચિંતા કિટ કાળજુ કોરવા લાગ્યો. ખડગસિંહ મહારાજાના દરબારમાં તો રોજ તેને જવાનું તેથી ત્યાં પણ સાચી જૂઠી ઠોકી તે મહારાજાને ચોંકાવવા લાગ્યો.

એક દિવશે, અહમદે દુર્જનને એવી સલાહ આપી કે, હવે જેમ બને તેમ જલદી તેના પિતા વેરસિંહને રામ શરણ કરવો અને મંત્રિપદ મેળવવું. આથી સતા વધતાં કામ જલદી પાર પડશે. દુષ્ટ દુર્જનને આ વાત ગળે ઉતરી. એકવાર લાગ સાધી બાપને તેણે જહેર દીધું અને પોતાના બાપને પુરા કરી દીધા. વેરસિંહ ગુજરવાથી મહારાજાએ ઘણો શોક કર્યો, શહેરમાં પણ શોક છવાયો અને કેટલાક દિવસ દરબાર પણ ભરવામાં ન આવ્યો.

પિતાનો શોક દેખીતી રીતે તો દુર્જને પણ ઘણો જ પાળવા માંડયો પણ તેની આંતર સ્થિતિ જુદા પ્રકારની હતી. દિવસે શોકના સર્વ ચિન્હો ધારણ કરતો ત્યારે રાત્રે તે અહમદની સાથે કેવી રીતે વિશ્વમોહિનીને મેળવવી અને વિજય તથા પ્રતાપને કેમ સત્વર પકડવા તેના જ વિચારનાં અને તેની જ યુક્તિઓ રચવામાં મશગુલ રહેતો. વિજયસિંહે શિકાર કરવાના નિમિતે સરહદ ઉપર ડેરા તંબુ લગાવેલા હતા. અહમદે આ ખબર દુર્જનને પહોંચાડી હતી અને વિશ્વમોહિની માટે જ વિજયસિંહનું આવાગમન થયેલું એમ તે માનતા હતા. આ વખતે મહમદની ખરેખરી જરૂર હતી ત્યારે તે ગુમ થયો હતો, તેની ખરી ખોટ પડી હતી. હવે તેના વગર કામ ચલાવ્યા શિવાય છુટકો નથી એમ આશ્વાસન આપતો અહમદ રજા લેઇ કાર્ય પ્રવૃત્ત થવા ચાલ્યો.



# પ્રકરણ ૫ મું.

## પાસા પલટાયા.

ઇશ્વરની ઇચ્છા વિના, તૂટે ન તરણું એક,
માનવ બુદ્ધિ શું કરે, જ્યાં પ્રભુ રાખે ટેક.

રાત્રિનો પ્રથમ પ્રહર ચાલતો હતો. આ વખતે બે યુવાન મિત્રો નવીનદુર્ગ તરફ ઝડપથી ચાલ્યા જતા હતા. બન્નેનો પોશાક આકર્ષક હતો. તેઓએ શિકારી પોશાક પરીધાન કર્યો હતો: બન્નેની કમ્મરે તલ્વારો લટકતી હતી. દેખાવ બહાદુરોને પણ ઘડીભર આશ્ચર્ય પમાડે એવો હતો. માથાપર પંજાબી ઘાટના ફેંટા બાંધેલા હતા. મુખ ગૌર અને ભવ્ય જણાતાં હતાં. શરીર બળવાન અને કસાએલા હોય એમ જણાતું હતું. આ બન્ને યુવકો અત્યારે ક્યાં જવા નીકળ્યા હશે? અંધકારમયી રાત્રિ હતી. જગત સ્મશાન જણાતું હતું. માર્ગ વિકટ અને ખાડા ટેકરાવાળો હતો. બન્ને બહાદુરો હિંમતથી આગળ વધે જતા હતા. ભય શું છે એ વસ્તુ તેમના સમજવામાં હશેજ નહિ એમ જોનાર તરત જ જાણી શકે. આવી રીતે નિર્ભયતાથી ચાલતા બન્ને યુવકો એક સ્થળે આવીને અટક્યા. આ સ્થળે ઝાડી પુષ્કળ આવેલી હતી. ટેકરાઓ પણ આસ પાસ આવી રહેલા હતા, થોડીકવાર ત્યાં ઉભા રહી. એક યુવકે બીજાને ઉદ્દેશી પૂછ્યું, "આપણે નગરમાં ક્યારે જઇશું?"

"એક કલાક પછી" જવાબ મળ્યો.

"ત્યાં સુધી શું અહિં જ રોકાવું છે?"

"હા."

" કારણ ? "

" આપણો પેલો માણસ અહિં જ મળવાનો છે. "

" તે ક્યારે આવશે ? "

" સમય થવા આવ્યો છે. આટલા બધા અકળાવ છો શાને ?"

" દોસ્ત ! દિલદારના દેદારનાં દર્શન કરવાની પ્રબળ ઇચ્છાથી હૃદય વ્યાકુળ બની રહ્યું છે, મારા દિલમાં વિજળીની માફક ચમકારા થયા કરે છે. "

પાઠકો ! તમે આ બન્નેને ઓળખ્યા હશે ? આ યુવકો અન્ય કોઇ નહિ પણ વિજયકુમાર અને પ્રતાપસિંહ હતા. તેઓ આ કાળી રાત્રિના સમયનો લાભ લઈ તેમની હૃદયદેવીયોને મળવાની ઇચ્છાથી આવ્યા હતા.

વિજયને વ્યાકુળ બનતો જાણી પ્રતાપે કહ્યું: " આપણે કેટલું સાહસ ઉઠાવ્યું છે તેનો કંઇક ખ્યાલ કરવો જોઇએ. પ્રેમ પ્રતિમાઓ આપણી છે અને તેઓ જરૂર મળશેજ. "

" આપણા તે...માણસને ક્યાં મોકલ્યો છે ? "

" નગરમાં. "

" કેમ વારૂ ? "

" બાતમી મેળવવા. "

" શાની ? "

" આપણાં હરીફની. "

" શું કંઇ નવીન છે ? "

" હા. "

" શું ? "

પ્રતાપ જવાબ આપે તેટલામાં તો દૂરથી એક કાળો ઓળો

ઝડપથી ચાલ્યો આવતો તારાઓના ઝાંખા પ્રકાશમાં જણાયો. પ્રતાપે ધીમે રહી વિજયને કહ્યું, "જો; પણે પેલું કોઇક આવે છે."

વિજયે સાવધ થઈ એ તરફ જોયું.

પ્રતાપ પણ એ તરફ જોઇ રહ્યો. આગંતુક થોડેક આગળ વધી એકાએક અટકી ઉભો અને તેણે કંઇક સંજ્ઞાદર્શક અવાજ કર્યો.

તેનો અવાજ સાંભળી પ્રતાપ આનંદ પામ્યો. તેણે તરત જ સંજ્ઞાસૂચક સ્વરથી પ્રત્યુત્તર વાળ્યો.

દૂર ઉભેલો માણસ બન્નેની નજીક દોડી આવ્યો.

પ્રતાપે પૂછ્યું; "કાં દોસ્ત?"

"મઝામાં. મારી જ રાહ જોતા હતા ને?" આગંતુકે પૂછ્યું.

"હા."

"હું આવી પહોંચ્યો છું."

"એ તો તને જોઇને જ જાણ્યું. હજીએ તારો સ્વભાવ એનો એ રહ્યો. ચાલ હવે જલ્દીથી અને ટુંકામાં જણાવ કે શું કરી આવ્યો?

"ફતેહ. બહાદુર માણસ ઢીલા લમણે કદી આવે જ નહિ."

"દુશ્મનની શી ખબર છે?"

"તેણે તેના બાપને જમરાજને સ્વાધીન કર્યો છે."

"એટલે? ચોકખું જણાવી દેને?"

"મારી નાખ્યો."

"શું પાપીએ તેના બાપનું જ ખૂન કર્યું?"

"અરે ના બાપુ ના."

"ત્યારે શું?"

"કાતીલ ઝેર દીધું."

"ખરેખર અધમે અધમ કાર્ય કર્યું. પોતાના પિતાને જ નિર્ભાગી

પુત્રે ઝેર દીધું. સ્વાર્થ અને સત્તાના લોભને કારણે મનુષ્યો શું નથી કરતાં? ઠીક; દુશ્મનનો રસ્તો હવે સાફ થયો. વારૂ બીજું કાંઈ?"

"તમને અને રાજકુંવરને પકડવાનો તેણે નિશ્ચય કર્યો છે."

"એ તો ઠીક. બીજું કાંઇ?"

"રાજકન્યા મઝામાં છે."

"તેં નજરે જોયાં હતાં?"

"હા, હું અત્યારે ત્યાંથી જ ચાલ્યો આવ્યો છું."

"રાજકન્યા ક્યાં છે?"

"બગીચામાં."

"ઠીક; હવે તું પેલા...કામે જા."

"પાછો ક્યાં આવી મળું?"

"હું જાતે જ તને મળીશ. અને નહિ તો...મળજે" પ્રતાપે તેના કાનમાં ધીમેથી કંઇક કહ્યું.

આવનાર માણસ બન્નેને નમન કરી રસ્તે પડયો અને જોતજોતામાં ગાઢ અંધકારની અંદર ગૂમ થઇ ગયો. તેના ગયા પછી પ્રતાપસિંહ વિચારમાં પડયો અને પછી થોડીવારે બોલ્યો; "ઇશ્વરથી નહી ડરનાર મનુષ્યો આ દુનીયાંમાં ગજબના કામ કરનાર છે."

"ખરેખર દુર્જનની દુર્જનતાનો તો છેડો જ નથી. તેણે પોતાના પિતાને માર્યો તો તે બીજું પણ શું ન કરે?! અરે રાજા ઉપર પણ હાથ ઉઠાવે તો! તેનું શું ઠેકાણું?"

"સત્ય છે. એ પાજી ઘણોજ નાલાયક છે. એ બનશે ત્યાં સુધી આપ કહો છો તેમ બહુજ જલ્દીથી મહારાજા ઉપર પણ ચાલાકી કરવા પ્રયત્ન કરસેજ,"

"ત્યારે હવે આપણે ચાલો." પ્રતાપ અને વિજયે ત્યાંથી પ્રયાણ કર્યું. થોડીવારે તેઓ નગરમાં પ્રવેશ્યા અને ધારેલા સ્થળે આવી ઉભા. ત્યાં આ વખતે કોઇ પહેરેગીર ન્હોતો.

રાત્રિ ઘોર અંધારી હતી. આથી એક દીવો મુકી તેનાથી થોડે છેટે એક સોફા ઉપર ત્રણ સખીઓ વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી વાર્તાલાપમાં પડેલી બેઠી હતી. મણીકાન્તાનું ધ્યાન વાર્તામાં હોવા છતાં તેની નજર ચારે તરફ ફરતી હતી.

પ્રતાપ અને વિજય ત્યાં થોડેક દૂર ઉભા હતા. દીપક ઝાંખો બળતો હતો. રાત્રિના વખતે રમણીયોને બગીચામાં જોઈ પ્રતાપ અને વિજય આશ્ચર્ય પામ્યા. દેખાવ મોહક હતો. દેવ સુંદરીયો રમણ કરવાને ઉતરી આવી હોય એમ જણાતું હતું.

પ્રતાપ થોડીક્ષણ એ દૃશ્ય અવલોકી રહ્યો પણ વિજયકુમારની સ્થિતિ અવનવી બની.

વિજયસિંહે છેટેથી વિશ્વમોહિનીને વાર્તા કરતાં જોઇ. તેને જોતાંજ તેની સ્થિતિ ચિત્ર વિચિત્ર બની. શરીર કમકમવા લાગ્યું અને તે શુદ્ધિ ખોઇ નીચે પડયો. પ્રતાપે તુરત જ તેને દવા સુંઘાડી જાગૃતિમાં આણ્યો અને કહ્યું:–"આ પ્રમાણે પારકી જગામાં શુદ્ધિ ખોવી તે બરોબર નથી."

• વિજયસિંહ શરમાયો. તેને તે ક્યે ઠેકાણે છે તેવું ભાન આવ્યું અને સાવધ થઇ બોલ્યો; "હું હવે બરાબર સાવધ છું."

"ત્યારે તમે અહિંજ ઉભા રહો. હું પાછો આવું છું કે તમને ત્યાં બોલાવું છું."

વિજયસિંહને ત્યાંજ છેટે ઉભો રહેવા દઇ પ્રતાપ ત્રણે સખીઓ વાતો કરતી હતી તે તરફ વળ્યો.

પ્રતાપ થોડીક વારમાં રાજકન્યા આગળ આવી ઉભો. રાજકન્યા ચમકી.

પ્રતાપસિંહને એકલો આવેલો જોતાંજ વિશ્વમોહિની બોલી ઉઠી:–

"શું તમે એકલાજ આવ્યા છો?! બહાદુરી આનુંજ નામ કે? આવી હિમ્મત રાખવા કરતાં ચૂડી પહેરી લ્યો ને! ખોટી શીશાયારી શું કામ મારો છો?? તે જો મને મળી શકે તેમ નથી તો પછી મારૂં આ જીવન નકામું જ છે."

પ્રતાપ સ્તબ્ધ બન્યો અને બોલ્યો.

"અહા! આતો અજબ રીત જોઇ! નથી ખબર પૂછતાં, નથી કાંઈ બોલતાં અને તરત જ બીજું બોલવા માંડે છે. તમે બન્ને વિચિત્ર છો. તમારે તમારા સ્વાર્થનુંજ કામ."

"પ્રેમિનાં હૃદય તમે કેવી રીતે ઓળખી શકો?"

"હું પણ એક પ્રેમનોજ અનુભવી છું." પ્રતાપે મણીકાન્તા તરફ નજર કરી કહ્યું.

"કહોને? કુમાર શ્રી મને ક્યારે મળશે?" વિશ્વમોહિનીએ પૂછ્યું.

"આ પળેજ."

"સાચું?"

"જુઓ હું તેમને બોલાવી લાવું." પ્રતાપસિંહે કહ્યું અને તુરંત તે વિજયસિંહ તરફ પાછો ફર્યો.

થોડીજ પળમાં પ્રતાપ અને વિજયસિંહ બન્ને ત્યાં આવી ઉભા. કુમારને જોતાં રાજકન્યા ઘણીજ પ્રસન્ન થઈ. બન્નેની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. એક બીજાની સાથે બોલી પણ ન શક્યાં. બાદ ધીમે ધીમે શાંત પડતાં સર્વ પ્રેમવિનોદમાં પડ્યાં.

આ અરસ્સામાં એક અજબ બનાવ બન્યો. બદમાસ અહમદ આ તરફ ફરતો ફરતો આજ વખતે બગીચામાં આવી પહોંચ્યો. આનંદ ઉડાવતી મંડળી જોઇ તેના પેટમાં હોળી સળગી અને તુરંતજ દુર્જનસિંહને તે ખબર કહેવા વિજળી વેગે દોડ્યો.

ગભરાતો દોડતો અહમદ દુર્જનના મકાને આવ્યો. અને તરત દુર્જન પાસે આવી ઉભો. તેની સ્થિતિ અવલોકી દુર્જને પૂછયું:—
"કેમ શું છે?!"

"અરે શું, શું છે?! હું જે ધારતો હતો તેજ થયું છે. લાગ ઉત્તમ છે. જો આ દાવ ખાલી ગયો તો પછી આપણું ફરી વળ્યુંજ સમજવું."

"પણ છે શું તે તો કહે? સ્પષ્ટ બોલ્યા વગર શું ખબર પડે કે તું શું કહે છે."

"લ્યો ત્યારે ચો મે ચોકખું જણાવું છું કે, વિજયસિંહ અને પ્રતાપસિંહ અત્યારે બાગમાં આવેલ છે અને આ વખતે વિશ્વમોહિનીની સાથે ચેન બાજી ઉડાવે છે."

"શું ખરૂં કહે છે?"

"તમારા પગના સોગન."

"વિજયની સાથે બીજું કોણ છે?"

"પ્રતાપ."

આ વાત સાંભળતાંજ દુર્જનની આંખ્યો લાલચોળ થઇ ગઇ. આખી દુનિયાં જાણે તેને સ્મશાનવત્ બની. પિતાના જાહેર શોકમાં તેણે મુછો ઉતરાવેલી તેથી વગર મુછે તે બહાર ક્યાંઇ જતો નહોતો પણ આ ખબર સાંભળતાં તત્કાળ તે ઉભો થયો અને જેમતેમ કપડાં પહેરી લેઈ મહારાજા ખડગસિંહની પાસે જવા દોડયો.

મહારાજાનો મહેલ પણ આ વખતે તેને દૂર લાગ્યો. ક્યારે મહારાજ પાસે પહોંચી જાઉં અને દુષ્મનોને પકડાવું એમ તેના મનમાં થઇ રહ્યું હતું.

થોડીવારે રાજમહેલ આગળ આવ્યો અને વ્યાકુળતા અનુભવતો દુર્જન મહારાજા સમક્ષ આવી ઘુંટણે પડયો.

એકાએક આમ બ્હેબાકળા બનેલા, હાંફલા હાંફલા શિરમુંડ દુર્જનને આવેલો જોઇ મહારાજા સાહેબ બોલ્યાઃ—

"કેમ રે દુર્જનસિંહ! આ પ્રમાણે એકાએક શું છે?! પિતાનો શોક છોડી દઈ આમ તમને બહાર નીકળેલા જોઇ મુને આશ્ચર્ય થાય છે."

"કૃપાનાથ? મારા પિતા તો આપજ છો. તે બાપે પેંદા કર્યો પણ પાલણ પોષણ કરી નભાવનાર પિતા તો આપજ છો. જ્યાં આપની આબરૂને બટ્ટો લાગવાનો પ્રસંગ આવે ત્યાં મારી જીંદગી શું કામની અને હું કેવો ગણાઉં?!" દુર્જને ઉતાવળે ઉતાવળે કહી નાખ્યું.

વાર્તા સાંભળતાં મહારાજાને સ્વભાવિકજ ગુસ્સો ઉત્પન્ન થયો. તેઓ લાલચોળ નેત્રો કરી બોલ્યા.

"દુર્જન! એવો કોણ દુષ્ટ છે કે મારી ઇજ્જત ઉપર હાથ નાંખે છે?"

"એક રાંકો આદમી" દુર્જને ઘણીજ નરમાશથી ઉત્તર વાળ્યો.

"જલદી બોલો કે તે કોણ છે?! ખરેખર તેના માથે મરણ ભમતું હોવું જોઇએ." દાંત પીસતા મહારાજા ગાજ્યા.

"વિજયસિંહ" વિશેષ નરમાશથી દુર્જને ધીમેથી કહ્યું.

"અરે તેનું શું ગજું કે તે મારી સાથે મુકાબલો કરે? તે બીચારો શું ઇજ્જત બગાડી શકે? દુર્જનસિંહ તમારી વાત બરાબર સમજાતી નથી માટે સ્પષ્ટ કહો કે વિજય ક્યાં છે?!" મહારાજાએ વિશેષ પૂછ્યું.

"આપના નજરબાગમાં."

"શું બાગમાં?"

"હા, સાથે રાજકન્યા પણ છે."

"આહ!" મહારાજાએ ઉદ્દગાર કાઢયો. બાદ મહારાજાએ તુરતજ બાગને ચારે બાજુએથી ઘેરી લેવાની આજ્ઞા કરવા સેના-

પતીને બોલાવ્યો. સેનાપતિ હાજર થતાંજ મહારાજાએ જણાવ્યું કે, પૂરતા બંદોબસ્તથી બાગને ઘેરો. એક પણ દુષ્મન છટકી શકે નહિ તેની કાળજી રાખજો.

સેનાપતી નમન કરી ચાલતો થયો, આ પછી મહારાજા પોતે પણ ત્યાં જવા તૈયાર થવા લાગ્યા.

અહીં વિજયસિંહ વિશ્વમોહિની સાથે અને પ્રતાપસિંહ મણિકાન્તા સાથે ધીમે ધીમે મીઠી મીઠી વાતોમાં મશગુલ થઇ ગયાં છે. વસંતમાલતી બીચારી બેઠી બેઠી વાર્તા કરતાં પ્રેમી યુગલનાં મ્હોં જોતી બેઠી છે એવામાં એકાએક એક કાળા વિરૂપ બાહુકજીએ કુદકો મારી ત્યાં પ્રવેશ કર્યો. વિશ્વમોહિની, મણિકાન્તા અને વસંતમાલતી આ અણધારી આફતથી એકદમ ચોંક્યાં, વિજયસિંહને પણ આ નવીન આકૃતિ જોતાં હાસ્ય અને આશ્ચર્ય થયું પણ પ્રતાપસિંહને કાંઈ પણ નવાઇ ન લાગી. બાહુકજીએ આવતાંજ પ્રતાતસિંહ સ્હામું જોયું અને કહ્યું:—

ખબર પડી રાજાજીને તે આવે હમણાં અહીં;
સાવધ હો, તત્પર હો, શાણા ક્ષણ રોકાશો નહીં.

આવી રીતે એક દિવાના માણસની માફક બોલી તરતજ તે વિરૂપ આકૃતિ કુદતી કૂદતી અદૃશ્ય થઇ ગઈ. પણ જતાં જતાં વસંતમાલતીને પકડી થોડે દૂર સુધી ધસડી અને પછી છોડી દીધી. સર્વ આ બલાથી ગભરાયાં અને વસંત તો બીચારી આભીજ બની ગઇ. બલા દૂર થતાં તુર્ત પ્રતાપસિંહે કુમાર તરફ જોતાં કહ્યું:—"હવે જલદી કરો. એક ક્ષણ પણ અહીં ટકવાનો હવે વખત નથી. મહારાજા આ તરફ આવે છે. તે આવે ત્યાં સુધી તમો ત્રણે સખીઓ

જેમનાં તેમ બેસી રહેજો. અમારે આજ એકાએક જવું પડે છે તેથી બીલકુલ દિલગીર ન થશો."

વિજયસિંહ અને પ્રતાપસિંહે જવા માંડયું. તેમને જતા રોકી વિશ્વમોહિનીએ કહ્યું:-"પણ તે કોણ હતું કે જેના કહેવાથી આમ એકાએક જવું પડે છે?"

"અત્યારે વિશેષ વાર્તા કરવાનો વખત નથી. અમને જવાદો નહીંતો પરિણામ ભયંકર આવશે." પ્રતાપે ટુંકમાં જ ઉત્તર વાળ્યો અને પછી બન્ને મિત્રો ત્યાંથી બહાર જવા નિકળ્યા.

વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

કુમારના આ પ્રમાણે એકાએક જવાથી વિશ્વમોહિનીને ઠીક ના લાગ્યું. તેની આંખોમાંથી ચોધાર આંસુ નીકળવા લાગ્યાં. રડતાં રડતાંજ તેણે મણિકાન્તાને પૂછ્યું:-"બ્હેન! એ ઘડીમાં શો રંગ ફરી ગયો તે કાંઇ સમજાતુંજ નથી. તે પિશાચને જોઇ હાય હું કેટલું ડરી. જો તો ખરી મારૂં હૃદય કેવું કંપે છે. જાણે અમુઝણ થાય છે. બ્હેન આમાં તને શું સમજાયું?"

"જો કે બરોબર તો સમજ ન પડી પણ મને તો એટલું લાગ્યું કે કુમાર અહીં આવ્યા છે તેની ખબર મહારાજાને પડી છે અને તેથી કુમાર અને પ્રતાપસિંહને જવાનું તે બલાએ સૂચવ્યું. મારા માનવા મુજબ મહારાજા અહીં આવતા હશે." મણિકાન્તાએ ઉત્તર વાળ્યો.

"પણ કોણ જાણે તેને મારી સાથે શું વેર હશે કે જેથી તેણે મને પજવી." વસંતમાલતીથી બોલ્યા વગર ના રહેવાયું.

આ વાત સાંભળી મણીકાન્તા હસી. તેને પણ શું થઇ ગયું

તેની સમજ ન પડી. આ સંબંધીજ વાતો થોડી ક્ષણ ચાલી. એટલામાં ચારે બાજુએથી માણસોનો અવાજ આવવા લાગ્યો.

" આ બાગ સિપાઇઓએ ચારે તરફથી ઘેર્યો લાગે છે જો. " વસંતમાલતી બોલી અને તેજ ક્ષણે સ્હામેથી આવતા ખડગસિંહ મહારાજા તરફ ત્રણે સખીઓની દૃષ્ટિ પડી.

ત્રણે સખીઓ ઉભી થઈ. વિશ્વમોહિનીએ પિતાશ્રીને નમન કરતાં કહ્યું:–" આમ એકાએક આપ મુરબ્બી અત્રે આવવાથી—" વિશ્વમોહિની વધારે બોલી શકી નહિ.

વસંત અને મણીકાન્તા મહારાજાને નમન કરી એક બાજુએ ઉભાં રહ્યાં.

મહારાજા શંકાશિલ દ્રષ્ટે ચારે તરફ જોવા લાગ્યા. પણ કંઇ જણાયું નહિ. પુનઃ વિશ્વમોહિનીએ પૂછ્યું; " બાપુ ! બોલોને ? અત્યારે એકાએક આપનું આ તરફ કેમ આવવું થયું ? "

હવે મહારાજાને જવાબ આપ્યા વિના ચાલે એમ નહોતું. તે બોલ્યા,

" બ્હેન ? સ્હેજ જ આવ્યો છું. એકાએક તું મને યાદ આવી અને તું બાગમાં છું એવી ખબર મળતાં જ તને જોવાને હું નીકળી આવ્યો. બ્હેન હવે મહેલમાં જાઓ. બાગમાં ઠંડી વધારે જણાય છે અને તેથી વખતે તબીઅત બગડશે. " મહારાજાએ ઉતર વાળ્યો અને તે પણ તરત મહેલ તરફ વળ્યા.

વિશ્વમોહિની, મણીકાન્તા અને વસંતમાલતી ત્રણે સખીઓ પણ તેમની પાછળ પાછળ મહેલ તરફ ચાલી. મહારાજા પોતાના ખંડમાં પધાર્યા, તેમના મુખપર શોકની છાયા જાણે પ્રસરી રહી હોય તેમ સ્પષ્ટ જણાતું હતું. તે આત્મગત્ બોલતા હતા કે " ખરેખર બીચારી ભોળી

બાળાને દુષ્ટ દુર્જન નાહક બદનામ કરતો હતો. તે અધર્મીએ શું ધાર્યું છે તે સમજાતું નથી. ખુલ્લી રીતે આળ મુક્યું, હવે તે પુત્રિ સાંભળશે તો શું કહેશે અને કરશે? આવા કૃતઘ્નિનું તો મ્હોં પણ ના જોવું જોઇએ. અરે તેને એવી સજા કરવી જોઇએ કે જેથી ફરી આવું કાળું કર્મ તે કરી જ શકે નહીં." મહારાજા મનમાં જ ક્રોધયુક્ત મુદ્રાથી બબડયા અને દુર્જનને બોલાવી લાવવા એક સિપાહીને દોડાવ્યો.

ઘણા સિપાઇઓની સરદારી કરતો, દુર્જનસિંહ પ્રસન્ન ચિત્તથી બાગની આસપાસ આમ તેમ ઘુમતો હતો. ત્યાં આવી સિપાહીએ મહારાજા સાહેબ બોલાવે છે એવી ખબર આપી.

"મહારાજ ક્યાં છે?! શું કરે છે?!" દુર્જને ચોંકતા સ્વરે પૂછ્યું.

"મહેલમાં છે. હમણાં જ બાગમાંથી પાછાં પધાર્યાં છે. ગુસ્સામાં હોય તેમ જણાય છે અને આપને જલદી ત્યાં બોલાવે છે." સિપાહીએ સવિનય ઉત્તર વાળ્યો.

આ સાંભળતાં જ દુર્જનના પેટમાં તેલ રેડાયું. શું ચોર નહિ મળ્યો હોય? મનમાં શંકા થઇ અને ના છુટકે તે સભય હૃદયે મહારાજા પાસે સિપાહી સાથે આવ્યો.

દુર્જનને દેખતાં જ મહારાજાની આંખ્યો લાલચોળ થઇ ગઇ; દુર્જન પ્રત્યે ધિક્કારની દ્રષ્ટિ ફેંકી. આંખ્યોમાંથી આતસના અંગારા ઝરતા હોય એમ દુર્જનને તરત જ જણાયું. અને આજે નક્કી કંઇ નવાજુની થવાની છે એમ કલ્પી દુર્જન મહારાજને નમન કરી બાજુમાં ઉભો. થોડીવારે જ મહારાજાનો ક્રોધ બહાર નીકળ્યો અને આવેશમાં આવી બોલ્યાઃ—"કેમરે દુર્જન! તુંજ મારી પુત્રિને ખોટું કલંક લગાડનાર કે?! તુંજ મિથ્યા બાગને આટલા બધા માણસોથી ઘેર-

નાર અને નકામી પ્રજેતી કરનાર કે?! તુંજ આમ નાહક સર્વને હેરાન કરનાર કે?! બોલ દુષ્ટ, ચંડાળ, અધર્મી, વિજયસિંહ બાગમાં ક્યાં છે?!"

મહારાજાના ક્રોધ ભર્યા શબ્દો સાંભળતાં દુર્જનના હોસ કોસ ઉડયા. તેના પગ ધ્રુજવા લાગ્યા. લથડતે અવાજે તે ભાગ્યા તુટયા શબ્દો બોલ્યો:-" મહેલના પહેરા ઉપર મુકરર કરેલા અહમદે મને ખબર આપી હતી. બાકી હું તો તદ્દન નિર્દોષ છું."

તરત જ અહમદને પકડી મંગાવવાનું ફરમાન થતાં થોડી જ ક્ષણમાં તેને પણ હાજર કરવામાં આવ્યો.

ભયથી અહમદનું શરીર કંપતું હતું અને તેની નાઉમેદીનો પાર રહ્યો નહોતો. તેને પૂછતાં માત્ર એટલું જ કહી શકયો કે:-" મેં જે નજરો નજર જોયું હતું તેજ દુર્જનસિંહને કહ્યું હતું પણ વખતે કોઇ બીજે રસ્તે તે જતો રહ્યો હશે. મહારાજ! મેં તે ચોરને બરાબર મારી નજરો નજર જોયો છે."

આથી મહારાજાનો ગુસ્સો હાથ ન રહ્યો. પચાશ કોરડા દુર્જનને અને સો કોરડા અહમદને મારવાનો હુકમ કર્યો. અને પછી મહારાજાએ કહ્યું.

"જાઓ, આજે આટલાથી જ છોડું છું. પણ હવે જો કોઇ વખત આવું નાલાયક કામ કર્યું છે તો શિરચ્છેદ થશે. દુર્જન! તું મંત્રિ થવાને લાયક નથી જણાતો." મહારાજાએ કહ્યું.

આ વખતે જ એક ભીમકાય સિપાહી હાજર થયો. તેના હાથમાં મજબુત કોરડો હતો. મહારાજાએ ફટકાવવાની આજ્ઞા આપી. આજ્ઞા થતાં જ કોરડાના સપાટા પડવા લાગ્યા. બન્નેએ રડારોળ કરવા માંડી, પણ તેથી મહારાજા શાંત ન થયા. કોરડા પુરા થતાં

બન્નેને બહાર લેઇ જવામાં આવ્યા. મહારાજા આરામગૃહમાં ગયા અને રાત્રિ અસ્વસ્થ સ્થિતિમાં જ કાઢી.

દુર્જન અને અહમદ રાજમહેલથી થોડેક દૂર જઈ બેઠા. બન્નેના આંતરીક કષ્ટનો પાર નહોતો. દુર્જનની આંખ્યો રાતીચોળ થઈ હતી. વૈરનો બદલો જરૂર લઇશ. આ દુર્જન આજથી ખડગસિંહનો પાકો વૈરી છે. આમ નિશ્ચય કરી દુર્જન અને અહમદ ત્યાંથી ચાલ્યા અને મકાને આવ્યા. થોડીવાર શાન્તિમાં બેસી દુર્જન બોલ્યો.

"ખરેખર તારે લીધે મારી આબરૂપર ધુળ ફરી. હું થોડાજ રોજમાં મંત્રિપદ મેળવત પણ તે તો જાણે ગયું પણ તારા પ્રતાપે ઉલટો કોરડાનો માર ખાવો પડયો."

"અરે ઉલટો ચોર કોટવાળને દંડે એવું થાય છે. તમારે લીધે મારે વેઠવું પડયું કે મારે લીધે તમારે?! પડે નહીં વિશ્વમોહિની અને વિજય ચૂલામાં. મારે શું તે હું કોરડાનો સવાદ ચાખું." અહમદે સ્હામો ઉતર આપ્યો.

"ખરેખર આપણ બન્નેને ધિક્કાર છે કે આટલું થતાં પણ વિજયસિંહ પકડાયો તો નહીંજ." દુર્જને ઝગડો પતાવવા કહ્યું.

"હવે નક્કી જાણજો કે કુમાર મહેલમાં રોજ આવ જા કરશે. આથીજ તેણે પોતાનો મુકામ સરહદ ઉપર રાખ્યો છે, પણ હવે ડહાપણ કરવાનો વખત નથી. વળી તેને નજરો નજર જોઇએ, ખબર કરીએ અને પકડાતાં પહેલાં તે કોઈ રીતે છટકે તો હવે તો મુઆજ સમજવા." અહમદે જવાબ વાળ્યો.

"હવે તો એવી યુક્તિ કરવી જોઇએ કે મહારાજા સાહેબ નજરો નજર વિજયસિંહને જુએ. આથી આપણને કાંઈ વેઠવું ન પડે અને આપણી મુરાદ હાંસિલ થાય." દુર્જનસિંહે અહમદ તરફ જોઈ કહ્યું.

"હા, હવે તો તેમ થાય તોજ બચવાનો આરો છે."

શું કરવું તેનો ઘણો વખત વિચાર કરી-ઘણી ઘણી વાતો કરી આખરે બન્ને છુટા પડયા.

## પ્રકરણ ૬ ઠું.

### કરણી-પાર ઉતરણી.

બુદ્ધિ છે માનવ વિષે, શુદ્ધ દૈવી બક્ષિસ;
નૃપતિ પણ તે વાપર્યે, સહસા નામે શિષ.

પ્રાતઃકાળ થઇ ગયો હતો. મહારાજા ખડ્ગસિંહ આખી રાત્રિ અસ્વસ્થ અવસ્થામાં ગાળી વ્હેલા ઉઠી નાહી ધોઇ પરવારી દિવાનખાનામાં એક ઉમદા ગાદી ઉપર બેઠા બેઠા હુકો ગગડાવી રૂહ્યા હતા. આ વખતે ઉઘાડે માથે ધુળ ઉડાડતો, કેશ ખેંચતો રડતો કકળતો એક મનુષ્ય ત્યાં આવી પહોંચ્યો. દરવાનોએ તેને મહારાજા તરફ જતાં રોકાયો પણ તે શોર બકોર એટલો કરતો હતો કે, મહારાજાનું ધ્યાનજ તેની તરફ દોરાયું અને તે કોણ છે, કેમ આવ્યો છે અને શાથી આટલું કલ્પાંત કરે છે તે જાણવા એક સિપાહીને મોકલી તેને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. મહારાજાએ તેને આક્રંદ કરવાનું કારણ પૂછ્યું.

આજ્ઞા થતાંજ રડતી આકૃતિએ કહેવા માંડયુંઃ—"ખુદાવિંદ હું દુર્જનસિંહનો એક નોકર છું. મારૂં નામ સોમનાથ છે. મેં તેમને ઘણીએ ના કહી ચોખ્ખું કહ્યું કે મહારાજનું નિમક ખાધું છે તે હ-રામ ના કરો પણ પેલા અહમદની શીખવણી આગળ મારૂં કાંઇ ના

ચાલ્યું, ઉલટો ખુબ માર ખાધો અને મારી પાસે હતું તે સર્વસ્વ લૂંટી લઇ તે બન્ને આપ કૃપાળુનું શરણ છોડી અમલગઢના રાજાને શરણે ગયા છે. અરેરે મારૂં સત્યાનાશ વળી ગયું. મારી ત્રણ વર્ષની કમાણી ધુળ મળી ગઈ. સત્યાનાશ જજો એનું કે મને મારીને અધમુઓ કરી નાખ્યો. એક પાઇ પણ રહેવા ન દીધી. હવે હું બાળબચ્ચાંને શું ખવાડીશ રે મારા બાપ." સોમનાથે પોકેપોક મૂકીને રડવા માંડયું. તેને પરાણે છાનો રાખવામાં આવ્યો. મહારાજાશ્રીને હકીકત સાંભળી ઘણોજ ગુસ્સો ચઢયો. તુરતજ દુર્જન કયાં છે તેની તપાસ કરાવી. ખબર આવી કે દુર્જનસિંહ ઘણાજ બીમાર છે અને ઉઠી પણ શકે તેમ નથી. સોમનાથે હાથ જોડી કહ્યું કે, "મહારાજ સઘળો પ્રપંચ છે. ઘરનાં માણસો પણ સર્વે ફુટેલાં છે. માટે તપાસ કરશો તો સત્ય તરી આવશે ને જૂઠ પકડાશે."

આ પછી તરતજ દિવાનને ત્યાં બોલાવ્યા અને મહારાજાએ દિવાનને જાતે જઈ ખાત્રી કરી આવવા આજ્ઞા કરી. દિવાન સાહેબે તપાસ કરી આવી મહારાજાશ્રીને જણાવ્યું કે, "કૃપાનાથ! દુર્જન ઘરમાં તો નથીજ અને ઘરનાં માણસો તે ક્યાં છે તેનો યોગ્ય પત્તો બતાવતાં નથી."

આવું સાંભળતાંજ મહારાજાના ક્રોધમાં અતિવૃદ્ધિ થઇ. બળતમાં ઘી હોમાયું. ખાત્રી થઇ કે દુર્જન જરૂર અમલગઢ ગયો હશે. બાદ તેના એક નોકરને દુર્જનને ઘેરથી પકડી મંગાવી તેને મહારાજાએ પૂછવા માંડયું. નોકરે ભાગ્યા તુટયા ઉડાઉ ઉત્તરો આપ્યા. ખરો પત્તો ન આપ્યો. તરતજ સોમનાથે કહ્યું, જ્યાં સુધી તેને તેના અપરાધનું ફળ નહીં મળે ત્યાં સુધી તે નહીં માને. મહારાજાએ તેને માર મારવાનું ફરમાન કર્યું. નોકરના હાંજાં ગગડી ગયાં અને

માર ખાતા પહેલાંજ તેણે જણાવી દીધું કે દુર્જનસિંહ અને અહમદ અમલગઢ ગયા છે.

ખડ્ગસિંહ મહારાજ ક્રોધાક્રાન્ત બન્યા. તેમના કોપનું વર્ણન કરવા લેખિની અસમર્થ છે. મહારાજાએ ભયાનક બૂમ મારી. નીચેથી કેટલાક સિપાહીઓને ઉપર બોલાવ્યા. સિપાહીઓ ભયભીત થયા અને વિજળીની ઝડપે મહારાજા સમક્ષ આવી ઉભા. તરતજ મહારાજા તેમને આજ્ઞા આપી કે,

(૧) દુર્જનના મકાનનાં સર્વ સ્ત્રી પુરૂષોને એક કલાકની અંદર તે મકાનમાંથી નીકળી જઇ પોતાના જીવની પરવા હોય તો રાજની સરહદની બહાર જતાં રહેવાનું કહેવું.

(૨) દુર્જનનું મકાન લૂટાવી દેવું.

(૩) મકાન લૂંટતાં જે રોકડ નાણું મળી આવે તે પૈકી જેટલું સોમનાથ પોતે ઉંચકી લઈ જઈ શકે તેટલું તેને લઇ જવા દેવું અને બાકીનું સરકાર તિજોરીમાં જમા કરવું.

સોમનાથને રાજમાં નોકરી કરવી હોય તો તેને આપવી.

હજુર ફરમાન થતાંજ સોમનાથ સહુથી પહેલો દુર્જનના મકાને પહોંચ્યો. બીજાં પણ દરબારી માણસો દિવાનસહ થોડીવારમાં આવી પહોંચ્યાં. જમાદારે દુર્જનનાં કુટુંબી જનોને મહારાજાશ્રીનું ફરમાન નિવેદન કર્યું. અને તુરતજ મકાનનું તમામ રોકડ જવાહીર નાણું દિવાને એક બાજુ એકઠું કરવા માંડયું. એકઠું કરવા માંડયા પૂર્વેજ સોમનાથ તો ક્યારનોએ પોતાનો ભાગ લેવા તૈયાર થઇજ રહ્યો હતો. દિવાને બે હજાર રૂપિયા સોમનાથને આપવા માંડયા. સોમનાથે કહ્યું:-આમાં તે હું શું લઉ ?! આટલા તો મારી એક કુખમાં હું દબાવી

લઇશ. મહારાજાની આજ્ઞા પ્રમાણે મારાથી લેવાય તેટલું લેવા દો. દિવાનજી આથી બળી ઉઠયા પણ મહારાજનું ફરમાન ત્યાં શું ચાલે? સોમનાથને ખજાનાના ઢગલા અગાડી ઉભો કરવામાં આવ્યો અને "લે તારાથી લેવાય તેટલું ઉડાવ જોઇએ." એમ દિવાને કહેતાંજ સોમનાથે જોતજોતાંમાં દશ બાર હજાર રૂપિયા ઉડાવ્યા. કેટલાક માથે પોટલું બાંધી મુક્યા. કેટલાક બગલે લટકાવ્યા, કેટલાક પીડે લાધ્યા અને કેટલાક હતા તે મ્હોંમાં પણ ભર્યા, અને રસ્તો લીધો. હાજર હતાં તે સર્વે કહેવા લાગ્યાં કે ખરેખર આ મનુષ્ય નથી પણ માનવરૂપે રાક્ષસજ છે. જોનાર તેની પાછળ જોઈ રહ્યા. ત્વરીત ગતીએ ચાલ્યો જતો સોમનાથ જોત જોતામાં દૃષ્ટિ મર્યાદામાંથી દૂર નીકળી ગયો. તેને નોકરી આપવાનું મહારાજાનું સૂચન થયું હતું; પણ ધન મળતાં કોણ અભાગી હોય કે નોકરી કરે?

હજુર ફરમાન પ્રમાણે દુર્જનનું મકાન લુટાયું. સ્ત્રી પુરૂષોએ રોતાં કકળતાં મકાનમાંથી નીકળી અમલગઢનો રસ્તો લીધો.

સોમનાથ પૈસા સાથે સીધો સરહદ ઉપર ડેરા તંબુ નાખી પડેલા કુમાર વિજયસિંહ પાસે આવ્યો અને તમામ મિલકત તેના આગળ ધરીને બોલ્યો:–" કુમારશ્રીની ફતેહ. આજનો દિવસ આનંદનો છે, દ્રવ્ય ખુબ મળ્યું છે પણ તે ધન હરામીનું હોવાથી હરામનું છે, માટે આપ પણ તેમાં કાંઈ ઉમેરો કે જેથી પવિત્ર થાય."

પણ આ સોમનાથ કોણ?! અને તેણે વિજયકુમારને આ પ્રમાણે દ્રવ્ય નજર કરવાનું શું કારણ?! તે દુર્જનનો નોકર હોવા છતાં તેને અને વિજયસિંહને શો સંબંધ વગેરે પ્રશ્ન સ્વાભાવિક ઉઠવા સંભવ હોવાથી વાચકને તેનાથી સજ્ઞાત કરવાનું અત્રે યોગ્ય ધાર્યું છે.

સોમનાથ ખરી રીતે સોમનાથ નહોતો. તેમ તે દુર્જનનો નોકર નહોતો પણ તે તો અન્ય કોઇ નહીં પણ આપણો પ્રતાપી પ્રતાપજ હતો.

બાગમાંથી બહાર નીકળી જ્યારે વિજયસિંહ અને પ્રતાપસિંહ પોતાના મુકામે પહોંચ્યા ત્યારે લગભગ મધ્યરાત્રિ થવા આવી હતી. કુમારને તંબુમાં સ્વસ્થ નિદ્રા લેવાનું સુચવી પ્રતાપ પોતાના તંબુમાં આવ્યો. પણ ત્યાં તેને ચેન ન પડયું. પોતાની પાછળ મહારાજા બાગમાં ગયા ત્યાં શું બીના બની. દુર્જનનું શું થયું અને ત્યાં શી નવાજુની થઇ વગેરે જાણવાની તેને ઉત્કંઠા થઈ આવી. તેથી પાછો તે આવ્યો હતો તે નગરમાં જવા તૈયાર થયો. તંબુએ પોતાનાં માણસોને કહ્યું કે સવારમાં જો કુમારશ્રી તરફથી બોલાવા કોઇ આવે તો કહેવું કે રાત્રિના થાક્યા પાક્યા સુતા છે, તબિયત સહેજ નરમ છે તેથી ઉઠશે ત્યારે મોકલીશું.

તે પછી સાહસિક, ચાલાક, અડગ ધૈર્યવાન પ્રતાપસિંહે નગરમાં આવી થોડીજ વારમાં ત્યાં જે બન્યું હતું તે અથ ઇતિ હકીકત મેળવી લીધી. ત્યાંથી તે રાત્રેજ દુર્જનસિંહ અને અહમદની બાતમી મેળવવા ગયો અને તે કુશળ વીરે તુરતજ શોધી કાઢયું કે દુર્જનસિંહ અને અહમદ સ્વાર્થ સિદ્ધિ અર્થે કેટલાક ખજાના સાથે અમલગઢના રાજાનો આશરો મેળવવા ગયા છે અને મકાને સર્વને એવી વરધી આપી છે કે જો મહારાજાશ્રીને ત્યાંથી કોઈ બોલાવા આવે તો પોતે બહુજ બીમાર છે એમ કહેવું.

અમલગઢ નવીનદુર્ગથી માત્ર પચીસ ગાઉજ દુર હતું. આથી ત્યાં જઇ ત્યાંના મહારાજાની મદદ મેળવી એક બે છદ્મ રંગીઓને ભેદુ તરીકે લાવવા અને તેમની મદદથી કામ પાર પાડવું એવો તેમનો

હેતુ હોવો જોઇએ એમ તુરતજ આ પ્રવીણ પ્રતાપે વિચાર્યું અને તે પોતાની કાર્ય સિદ્ધિ કરે તે પહેલાંજ અહીં ઘડો ફોડી નાખવો એવો તેણે નિશ્ચય કર્યો.

આગળ જણાવવામાં આવ્યું છે કે, ગમે તે રૂપ ધારણ કરવામાં પ્રતાપ ખરેખર એક્કો હતો. તે તુરતજ અહમદ બન્યો અને સીધો દુર્જનસિંહના મકાને પહોંચ્યો.

દુર્જનસિંહ આ વખતે અમલગઢ જવા રવાના થઇ ગયો હતો. જે સેવક વર્ગને મહારાજા સંબંધી સુચન આપવામાં આવ્યું હતું તે આમ એકાએક અહમદને જોઇને પૂછવા લાગ્યાઃ-

"કેમ તમે અહીં ક્યાંથી ?! તમે નથી ગયા ?!"

"હું આવું છું ઝંડીયા કુવામાંથી ?!! કેમ ભાઇ નીકળ્યા ?"

"હા. તે થોડેક પહોંચ્યા હશે. તમે પણ જઇ પહોંચો."

"હું હવે સીધો અમલગઢજ જાઉછું." કહી પ્રતાપ પાછો વળ્યો. પણ તે શાનો અમલગઢ જાય. પ્રાતઃકાળ થતાંજ તેણે એક દુર્જનના નોકર તરીકે વેશ ધારણ કર્યો અને વાંચકોના આગળ હકીકત જણાવી તે પ્રમાણે તેણે દુર્જનને દંડયો, અને દ્રવ્ય મેળવી પાછો કુમારશ્રી તરફ આવ્યો.

સમાન વયસ્ક મિત્રોમાં પ્રતાપની પ્રશંસા થઇ રહી. પ્રતાપે મનમાં દ્રઢ નિશ્ચય કર્યો હતો કે ગમે એમ થાય પણ વિશ્વમોહિની સાથે મિત્ર વિજયસિંહને પરણાવવો અને કટ્ટા શત્રુ દુર્જનસિંહનું નિકંદન કાઢવું. પ્રતાપ મંત્રી પુત્ર હતો; પણ રાજકુમાર તેને સગા ભાઇની માફક ચહાતો.

રાજકુમાર તેને આ પ્રમાણે પૈસા સાથે સાહસ ખેડી આવેલો જોતાં ઘણો જ પ્રસન્ન થયો અને પોતાના હાથેથી એક અમૂલ્ય

વીંટી ઉતારી આપી. પ્રતાપસિંહે પ્રેમપૂર્વક તેને લીધી અને કરવું તેનો વીચાર કરવા બન્ને મિત્રો બેઠા.

ેલી તરફ દુર્જનની દુષ્ટતાની વાત આખા શહેરમાં સર્વત્ર ગઈ.

.દેવાને હજુર આજ્ઞા પ્રમાણે, દુર્જનના મકાનને લુંટયાની, દુંખી જનોને હદ પાર કર્યાની, મળેલી મિલકત દરબાર .માં જમે કર્યાની અને સોમનાથ જેટલું લેવાયું તેટલું લેઈ ગયો વગેરે હકીકત મહારાજાશ્રીને નિવેદન કરી. આથી ંહ મહારાજા ઘણા જ ખુશી થયા. દુર્જન પ્રત્યેનો ક્રોધ ાાન્ત થયો.

ુષ્ટ દુર્જને પોતાની આબરૂને કલંક લગાડવા પ્રયત્ન કરેલો .થી પિતાશ્રી ક્રોધ કરી બગીચામાં આવ્યા હતા તે વાત હિનીએ ખુલ્લી રીતે જાણતાં કલ્પાંત કરવામાં કાંઈ બાકી નહોતી. આથી સર્વ રાણીવાસમાં શોક પ્રસરી રહ્યો હતો. ાુશ્રી હવે આ ખુશ ખબરથી સર્વને શાંત કરવા રાણીવાસે અને દુર્જનને કરેલી શિક્ષા સર્વને જણાવી. વિશ્વમોહિની, ન્તા, વસંતમાલતી અને રાજમાતા આદિ સર્વ હકીકત ઘણાં જ આનંદ પામ્યાં. હસતાં હસતાં વારે વારે મહારાણી ર્વજણાં દુર્જનની હકીકત એક પછી એક પૂછતાં અને મહા- ાસન્ન અંતઃકરણથી વર્ણવી વર્ણવી મરચું મીઠું ભેળવીને રસ થાય એવી રીતે કહેતા. આખરે મહારાજાએ જણાવ્યું કે દુષ્ટે જાણી જોઇને પુત્રિને હેરાન કરવા બુટ્ટો ઉઠાવેલો.

"પણ આપે તો વાત ખરી માનીને?" મણીકાન્તાએ કહ્યું.

"બ્હેન! બનવા કાળે બધું બને છે." રાજાએ કહ્યું.

"બાપુ! અવિનયની ક્ષમા આપશો; પણ શાસ્ત્રમાં કહેલું છે કે નૃપતિએ કાચા કાનના થવું જોઇએ નહિ." વસંતમાલતીએ કહી દીધું.

બાદ મહારાણીએ ધીમેથી સવિનય પુછ્યું કેઃ–"એ તો ઠીક પણ આપે આમ શા કારણ સર વિજયગઢના કુમારના ઉપર વ્હેમ ખાધો અને તેને આપણા રાજ્યમાં આવતો જતો બંધ કર્યો?"

વળી આપ કાર્યદક્ષ છો. કોઇની પર વિશ્વાસ મૂકતાં પહેલાં પુર્ણ વિચાર કરો છો; છતાં દુષ્ટ દુર્જનની શબ્દ જાળમાં શાથી સપડાયા અને સંશયી બન્યા? વળી તમે જાણો છો કે જ્યારે વિશ્વમોહિનીનો જન્મ પણ નહોતો ત્યારે પણ બચપણમાં આ કુમાર ઘણીવાર અહીં આવતો અને કેટલાએ દિવસ રહેતો. જ્યારે વિશ્વ-મોહિનીનો જન્મ થયો ત્યારે થોડા વખત બાદ બન્ને બરાબર તેથી બન્ને રમતાં અને એક બીજાને ચહાતાં તે વખતે તો બીચારા કુમારને એમ પણ નહોતું કે નવીનદુર્ગ શું કે વિજયગઢ શું? તેમ આપ અને અજીતસિંહ કોઇ જુદા છો કે એક જ છો તેનો પણ તેને ખ્યાલ નહોતો. વળી આપજ આ બન્ને બાળકોને સાથે રમતાં ખેલતાં જોઈ નહોતા કહેતા કે આ જોડી ઉત્તમ છે. જો વિશ્વમોહિનીનો વિવાહ વિજયકુમાર સાથે કરીએ તો બન્ને સુખી થાય. આ પ્રમાણે આપ કહેતા હતા ને એવું શું દુર્જને આપને ભેરવ્યું કે આપ આમ બદલાઈ ગયા? આપના વર્તનમાં એકાએક પરીવર્તન થએલું જાણી હું અજબ થાઉં છું."

"ખરેખર હું પણ નથી સમજી શકતો કે શું થયું. મારી બુદ્ધિ બહેર મારી ગઈ કે શું થયું તે મને જ ખબર નથી. શાથી વિજયકુમાર પર મારી અપ્રીતિ થઈ તે વાત પણ મને અત્યારે યાદ

નથી. પણ એટલું તો નક્કી કે એ દુર્જનની દુર્જનતાનું જ પરિણામ, ખરેખર તેણે ગજબ કર્યો છે. પણ હવે દુષ્ટે દુષ્ટતામાં પણ હદ નથી રાખી. તે અમલગઢ તરફ ગયો છે. ત્યાં પણ કાંઈ ઉંધુ ચતું કરશે અને કોઇ નવી ઉપાધી વ્હોરશે એમ મને લાગે છે. વ્હેમસિંહ મહારાજને તે જરૂર મળશે અને નકામો વિગ્રહ જગાવશે. પણ ખેર!! અત્યારે તેનો વિચાર યોગ્ય નથી, પડશે તેવા દેવાશે. જો કે તે કૃતઘ્નિએ તો કાળુ કરવામાં બાકી નથી રાખી." કહેતા મહારાજા ઉઠયા અને રાણીવાસથી બહાર નીકળ્યા.

મંત્રિપદ ખાલી હતું તે સ્થાને ઉપમંત્રી તરીકે કામ કરનાર મહોબતસિંહની નીમણુંક કરવામાં આવી. મહોબતસિંહ ઘણો જ ઇમાનદાર, નેકબખ્ત, રહેમ દિલ અને સરળ સ્વભાવનો હતો અને તેની નિમણુંકની વાત રૈયતમાં પ્રસરતાં સર્વે રૈયતને આનંદ થયો.

## પ્રકરણ ૭ મું.

## ભેદુ ભરમ.

ફાંકો ઉરમાં ધારતા, બુદ્ધિહિન ગમાર,
કે સમજે ના શેર શીર સવાશેર મળનાર.

આજે વિજયકુમાર ઉદાશવદને રાજ્યભુવનનાં એક દિવાનખાનામાં હિંચકાપર બેસી રહ્યો હતો. વિશ્વમોહિનીને મેળવવા તેનું મન અધીરૂં થઈ રહ્યું હતું. તે સુંદરતાની દેવીના વિના તેને સઘળું શૂન્યકાર લાગતું હતું. રાજવૈભવ

દુઃખમય લાગતો હતો તેની રગેરગમાં વિશ્વમોહિનીના પ્રેમની તાલાવેલી લાગી રહી હતી. પ્રતાપે ઘણુંએ સમજાવ્યો; પણ ઉદાશી દૂર થઇ નહિ. પ્રતાપ ચાલાક હતો. પ્રેમીના દુઃખને પી નાર હતો. વિશ્વમોહિની વિના મિત્રને આનંદ થનાર નથી એ સારી રીતે સમજતો હતો. પ્રતાપ મિત્રની પાસે આવ્યો અને ઉદાશ જોઇ બોલ્યો, "ભાઈ! ચાલો આજે આપણે સરિતા કિ ફરવા જઇએ."

"જેવી તારી ઇચ્છા." કુમાર ઉભો થયો અને મિત્રની ચાલ્યો. બીજા મિત્રો પણ બહાર ઉભા હતા. સર્વે સરિતા કિ આવી બેઠા.

વિજયગઢના અજીત દુર્ગને અથડાઇ વહન કરતી વિજય સરિતાના કિનારે સાયંકાળે કુમારશ્રી વિજયસિંહ અને મિત્ર પસિંહ આપ્ત વર્ગના બીજા અનેક સજ્જનો સાથે શોભા નીર બેઠા. એક તરફથી વિજયપ્રભા અને બીજી તરફથી દેવકન્યા સરિ સંગમ અત્રેજ થતો. સંગમસ્થાન ઘણુંજ સુરમ્ય વિલોકાય છે. સ્થાને સરિતાનો પટ ઘણો વિસ્તારવાળો નથી; તોપણ કુદરતી શોભ મનુષ્ય કારિગરીમય સુંદર ચોતરો, તેના ઉપર બનાવવામાં આ બેઠક, નિર્મળ વહન કરતાં સરિતા તરંગો ઉપર આવી પડતાં, ર પામતા સૂર્યનાં સોનેરી કિરણો અને સ્હામે પાર આવી રહેલ જંગલ ઉત્તરોત્તર આ સ્થાનને વિશેષ વિશેષ મોહક બનાવી રહેલ નાના પ્રકારનાં કીર, મેના, કોકિલ, મયુર આદિ પક્ષીવૃન્દોના નાદો અને ફળફળાદિના ઉપભોગથી તૃપ્ત થઇ પ્રસન્નતાથી કૂદકા રતા લાંગુરોની કિલકારીઓ વનને ગજાવી રહી છે. આ પ્ર સર્વેને આમોદ આપનારૂં આ રમણીય રમ્ય સ્થાન હોવા છતાં કુ

રના હૃદયમા આનંદ થયો નહિ તેમ તેના મુખપરની ઉદાશીનતા પણ કંઈ દૂર થઈ નહિ. તેના હૃદયમાં વિશ્વમોહિનીના જ વિચાર તરવરી રહ્યા હતા. તેની આંખ્યો વિશ્વમોહિનીને જ જોવાને અધીરી થઈ હતી. કાન વિશ્વમોહિનીનાં મીઠાં વચનો સાંભળવાને ઉત્સુક હતા, સઘળું દ્રષ્ય વિજયસિંહના અંતઃકણુ ઉપર કાંઈક વિરોધી લાગણી ઉત્પન્ન કરતું ભાસે છે. કુમાર આ કાળે ઉદાસ વૃત્તિમાં મૌન એઠેલ જણાય છે. સામાન્ય રીતે એવો નિયમ છે કે, સુખદ્ અવસ્થામાં સુખ આપનારાં સાધનો દુઃખદ્ સ્થિતિમાં જોઈ શકાતાં નથી અને તે નજરે પડતાં અંતરને અમુઝણ અને દુઃખ ઉત્પન્ન કરે છે. વિશ્વમોહિનીના વિરહે વ્યાકુળ બનેલા વિજયકુમારને પણ આમજ થયું. મેનાં, પોપટ અને મયુર પક્ષીના મધુર નાદો કુમારના હૃદયને તીરની પેઠે વાગે છે, લાંગુરોની કિલકારીઓ જાણે વજ્ર સમાન લાગે છે, વનપ્રિયાનો એક સરખો ટહુકો બળતામાં ઘી હોમે છે, મંદમંદ વહન કરતો શીતળ સમીર અગ્નિ અગર લૂની ગરજ સારે છે અને મિત્ર પ્રતાપસિંહનાં શાંતિ વચનો શાંતિ આપવાને બદલે તેને જાણે દાઝયા ઉપર ડામ જેવાં ગણાય છે. શોકના સિન્ધુમાંજ કુમાર ડૂબ્યો હોય તેમ સ્પષ્ટ ભાન સર્વ કોઈને વિલોકતાં થયા સિવાય રહેતું નથી.

આ અરસામાં એક અજબ કૌતક થયું. સઘળાનું ધ્યાન એ તરફ ખેંચાયું, ગેરૂ રંગી ભગવી કફની ધારણ કરેલ એક સાધુ રામાનન્દી તીલક લગાવી હાથમાંની મંજરી વગાડતો જાણે કાંઈ ગાતો હોય એમ સ્હામેના જંગલમાં જણાયો. મંજરી વગાડતાં વગાડતાં સાધુ મહારાજે નીચેનું પદ લલકાર્યું:-

જાગો જાગો, ઝટ જાગોજી, ઉંઘને ઉરાડો
ઉંઘને ઉરાડો—આરામને નસાડો— જાગો જાગો.

ઓલવવી આગ તુરત લાગવી શરૂ થતાંજ—
ભસ્મિભૂત થાય બધુ, નહીં તો વધી જતાંજ
સાવધ થઇ રહેવું
શત્રુનું બળ લહેવું— જાગો જ

સંગમસ્થાને મજા ભોગવતા મંડળ તરફ જોતાં મધુરા ના
સાધુ મહારાજ પદ લલકારી રહ્યા હતા. શોકસાગરે લીન થ
વિજયકુમારનું ધ્યાન તો તે ગાનતરફ ન ગયું પણ પ્રતાપે એકી
ધ્યાનપૂર્વક પદને સાંભળ્યું. પ્રતાપ અને સાધુ મહારાજ ઉભ
આંખ્યો મળી. જ્યાં સાધુ મહારાજની ખાત્રી થઇ કે પ્રતાપનું દ
બરોબર વળ્યું છે કે તેમણે પુનઃ આગળ ચલાવ્યું:-

દુર્જન લાગ્યો છે સાથ કુશળ ચિત્રરંગી ચાર
અમલગઢથી જોષી સાથ, રમલ પૂર્ણ—હોંશીઆર,
કયમ આળસ ઉર ધારી
સૂતા ? કરો ખુવારી— જાગો જાગો

પદ પૂરેપુરૂં સાધુ મહારાજે ગાયું અને પ્રતાપસિંહે ધ્યાન
પૂરેપુરૂં સાંભળ્યું, આ પછી સાધુ મહારાજે સંગીત સમાપ્ત કરી
દિશા લઇ લીધી અને જોતજોતામાં અદૃશ્ય થયા. ગાનના ભણ
પ્રતાપના કર્ણદ્વારા પ્રવેશેલા હૃદયમાં વાગતાજ રહ્યા.

અન્ય મંડળ આવું નિહાળી આશ્ચર્યના સમુહમાં ડુબ્યું.
સુધી પણ કુમારશ્રી તો વિશ્વમોહિનીના ધ્યાનમાંજ નિમગ્ન હ
સાધુ મહારાજે શું પદ ગાયું, તે ક્યાંથી આવ્યા અને ક્યાં
તેની કાંઇ પણ ખબર તેમને નહોતી. તે તો માત્ર એકી ટસે નદ
સ્હામુંજ જોઇ રહ્યા હતા.

રાજકુમારની એવી સ્થિતિ નિહાળી પ્રતાપને કંઇક ગુ
ચડયો, તેનાથી ન રહેવાયું. તેણે વિજયકુમારને એક બાજુથી પક

હલાવી જાગૃત કર્યો અને પૂછ્યું:-"કેમ કાંઇ સાંભળ્યું ?"

"ના, કાંઇજ નહીં. શું છે સાંભળવાનું ? કહો." કુમારે ઉત્તર વાળ્યો.

"ચાલો ત્યારે હવે નકામું અત્રે બેસવાથી કાંઇ લાભ નથી. જલદી એકાંતમાં આવો અને જે કહેવાનું છે તે ત્યાં કહીશ."

કુમાર અને પ્રતાપસિંહ ઉઠી ઉભા થતાંજ સર્વ સાથીઓ પણ ઉઠી ઉભા થયા અને સર્વેએ કિલ્લા તરફ પ્રયાણ કર્યું.

• કુમાર વિજયસિંહ અને પ્રતાપસિંહ પણ નગરમાં પ્રવેશી મહેલે ગયા અને એક એકાન્ત દિવાનખાનામાં બેઠા.

* * * *

આ બન્ને મિત્ર વચ્ચે શી વાતચીત થઈ તે જણાવવા પૂર્વે, રામાનંદી સાધુ કોણ ?! તે શા હેતુથી ભજન ગાઇ ચાલ્યો ગયો અને તેના પદનો શો હેતુ હતો તે જાણવાની સ્વાભાવિક ઇચ્છા વાચકને થવાનો સંભવ ધારી તે વાર્તા પ્રથમ સ્પષ્ટ કરીએ.

એ તો સર્વ વાચકના જાણવામાંજ છે કે, વિશ્વમોહિનીને પોતાની કરવાની દુરાશામાં રમતો દુર્જનસિંહ ક્યારે વિજયસિંહ અને પ્રતાપસિંહને પૂરા કરૂં એવી ઉત્કટ અભિલાષામાં અહમદ સાથે અમલગઢના મહારાજનો આશ્રય લેવા નીકળ્યો હતો. આખરે તે અમલગઢ આવી પહોંચ્યો. આ વખતે અમલગઢમાં મહારાજા બ્હેમસિંહનો દરબાર પૂર્ણ ઠાઠથી ભરાયો હતો. એક રત્નજડિત ઉચ્ચ સિંહાસન ઉપર મહારાજા બીરાજ્યા હતા. એક બાજુ દિવાન, પ્રધાન, મંત્રિ, સેનાધિપતિ આદિ અમલદાર વર્ગની હાર હતી, બીજી બાજુ પંડિત જગન્નાથ, શાસ્ત્રી બદ્રીનાથ, પુરાણી નાગેશ્વર, જોષી સોમેશ્વર, મોતીલાલ બંકા, મગનલાલ મહેતા અને ચંદુલાલ ચટુ

આદિ ચિત્રરંગીઓ મહારાજાશ્રીને પોતપોતાનાં ટોળવડે પ્રસન્ન કરી રહ્યા હતા. એવામાં જ ચોપદારે દુર્જનસિંહના આગમનની મહારાજાને ખબર આપી અને મહારાજાએ તેને દરબારમાં પ્રવેશ કરાવવાની આજ્ઞા કરી.

દરબારમાં હાજર થતાંજ ઘણાજ વિનયપૂર્વક બંદગી કરી દુર્જનસિંહે એક સારી રકમનું નજરાણું નજર કર્યું અને દીન મુખે અહમદ સાથે હાથ જોડી ઉભો.

વ્હેમસિંહ મહારાજા દુર્જનસિંહને સારી રીતે ઓળખતા હતા. એકાએક તેનું આગમન જાણી પ્રથમ તો કંઇક વિચારમાં પડયા અને આશ્ચર્ય પણ પામ્યા. વ્હેમસિંહે મન સાથે અનેક તર્ક દોડાવી જોયા. પણ અંતે નજરાણા સાથે આ પ્રમાણે, તે કોઇ રાજદરબારી કામે આવ્યો હશે એમ અનુમાન તેમણે કરી લીધું અને તેથી નજરાણાનો સ્વીકાર કરી દુર્જનને યોગ્ય સન્માન આપી બેસાડયો અને પુછયું; "તમે ક્યાંથી આવો છો?"

"મારા નગરમાંથી?" દુર્જને જણાવ્યું.

"ત્યારે તો ખડગસિંહજીએ જ મોકલ્યા હશે?" રાજાએ પુછયું.

"નાજી."

વ્હેમસિંહના વ્હેમમાં વૃદ્ધિ થઈ. તેમણે ખુલાસો કરવાનું કહ્યું.

"હકીકત એકાન્તમાં કહેવા જેવી છે." સવિનય દુર્જનસિંહે જણાવ્યું.

દરબાર બરખાસ્ત થવાની હજુર આજ્ઞા થઇ. થોડીજ ક્ષણમાં ત્યાં મહારાજા સાહેબ અને ખાસ ખાનગી કારભારી માત્ર બે જ જણ રહ્યા. બાદ દુર્જને હકીકત કહેવી શરૂ કરી.

"કૃપાનાથ! નવીનદુર્ગનો મામલો હવે છેક જ બગડી ગયો

માં ચારે તરફ અસંતોષ ફેલાઈ ગયો છે. લશ્કર બીલકુલ
.લ થઇ રહ્યું છે. મુસલમાન રૈયત તો તમામ નારાજ થઇ
અને એકીહારે અમારા હાથમાં આવી ગઈ છે. આ ક્ષણે
: દયાળુની તે રાજ્ય તરફ દૃષ્ટિ થાય તો વિના મુશ્કેલીએ
હાથમાં આવી જાય તેમ છે. વળી મહારાજા ખડગસિંહની
/કન્યા વિશ્વમોહિની, જેનું સ્વરૂપ સ્વર્ગની સુંદરીઓને પણ
એવું છે અને તેના જેવી સુંદર કન્યા આજકાલ આ ભૂમિ
ગ્યે જ છે તે પણ સ્હેલાઇથી આપના દરબારને શોભાવવા
વે તેમ છે."

મસિંહ મહારાજા આગળ દુર્જને નવીનદુર્ગનું બન્યું તેટલું
ત્રવામાં બાકી ન રાખી. શયતાન પોતાના માલીક તરફ
.મ નીવડયો.

હાલ લડાઈ કરવાનો અમારો વિચાર નથી."—સર્વ હકીકત
મહારાજા એ તેને ટુંકમાં જણાવી દીધું.

/નના હાંજા ગગડી ગયાં. પોતે આવેલો ધૂળ ફાકતો પાછો જાય
.ક ન લાગ્યું. તેણે ફરીથી દાવ અજમાવ્યો. કેટલીક ખાનગી
ો વ્હેમસિંહને જણાવી. ખજાનામાં કેટલું ધન છે; કેવી
.વસ્થા છે વગેરે જણાવી, અંધેર ખુબ ચાલે છે એમ કહ્યું.
ોણામે વ્હેમસિંહ લોભાયો અને બોલ્યો,

ઠીક છે. ત્યારે હાલ તો બહુરંગીઓથી કામ લેવું. રાજ્યમાં
કુશળ બહુરંગીઓ તૈયાર છે. તેમાંથી ચાર હું તમને સોં-
લ તેમની દ્વારા કામ લેઈ આગળ જેમ વખત તેમ વર્તાશે.
ાં આવ્યા બાદ જો જરૂર પડશે તો લશ્કર મોકલવા પણ
થશે."

પણ આ સાથે તમારે અમને મદદ કરવી. જો બેઇમાન થશો તો બદલો ભયંકર મળશે.

દુર્જનસિંહના હૃદયનો આનંદ ઉછળવા લાગ્યો. એટલામાં એક ચોપદારે આવી ખબર આપી કે—" નવીનદુર્ગના દુર્જનસિંહનાં કેટલાંક સગાં સંબંધીઓ બહાર આવ્યાં છે અને તેઓ રડતાં કકળતાં જણાવે છે કે દુર્જનસિંહ અમલગઢ આવ્યો જાણી મહારાજા ખડગસિંહે નવીનદુર્ગમાં તેમનું ઘરબાર લૂંટી લીધું છે અને કુટુંબી વર્ગને સરહદ પાર કરી દીધાં છે."

ચોપદારે ઉપરની હકીકત જાહેર કરતાં જ દુર્જનના હોશ ઉડી ગયા. મહારાજા વ્હેમસિંહે તેમને અંદર બોલાવી હકીકત પુછી. કુટુંબીઓએ અથઇતિ બની હતી તે કહી.

હકીકત સાંભળતાં જ દુર્જનસિંહને લાગ્યું કે નક્કી પ્રતાપસિંહે જ આ બધું કારસ્તાન કર્યું. દુર્જનસિંહ પોકે ને પોકે રોવા લાગ્યો.

રાજદરબારમાં રોકકળ થઇ રહી. દરબારીયોનાં મુખ ઉતરી ગયાં.

આથી વ્હેમસિંહ મહારાજા ઉપર સારી અસર થઇ. તેમણે હવે દુર્જનસિંહને આશરો આપવા સ્વીકાર્યું અને આનું વેર ખડગસિંહથી હું બરાબર લેઇશ એમ તેને જણાવી શાંતિ આપી. એક ખાસ દરબારી મકાન તેને અને તેના કુટુંબને રહેવા માટે આપવામાં આવ્યું અને દરબારમાંથી જોઇતાં નાણું તેને આપવાં એવો પણ મહારાજાએ હુકમ કર્યો.

દુર્જને હજુર આજ્ઞા પ્રમાણે નવા મકાનનો કબજો લીધો અને વેર વાળવાની ત્રેવડ કરી. હજુર પરવાનગી પ્રમાણે ચિત્રરંગીઓની સાથે પોતાના કુટુંબને અમલગઢમાં જ રાખી મહમદ સાથે તેણે નવીનદુર્ગે જવા પ્રયાણ કર્યું.

નવીનદુર્ગમાં થોડાજ રોજમાં ચંદુલાલ ચટ્ટુ, મોતીલાલ બંકા, પુરાણી નાગેશ્વર અને શાસ્ત્રી બદ્રીનાથ એમ ચાર કુશળ ચિત્રરંગીઓ અને રમલવિદ્યા ઉપાસક જ્યોતિષી સોમેશ્વર વિગેરે સર્વ પોતપોતાના સાજ સરંજામ સાથે એક પછી એક દાખલ થઈ ગયા. દુર્જનસિંહ અને અહમદ પણ સાથેજ આવ્યા. નવીનદુર્ગમાં તેમના આગમનની ખબર એક બે વ્યક્તિ સિવાય બીજા કોઇને ન પડી.

જે વ્યક્તિઓને આ બહુરંગીઓ આવી ગયાની ખબર પડી તે કોણ અને તેમણે શું કર્યું તે હવે જોઇએ.

* * * *

પ્રતાપસિંહે પોતાના નવલસિંહ મિત્રને નવીનદુર્ગમાં જ રહેવા અને ત્યાંની બાતમી પ્રસંગે પ્રસંગે આપવાનું સૂચન કરી વિજયગઢના રાજદરબારમાંથી રજા અપાવી મોકલ્યો હતો તે વાર્તા તો વાચકોના લક્ષમાં હશે જ.

જ્યારે બગીચામાં વિશ્વમોહિની અને વિજયકુમાર મળ્યાની ખબર અહમદ દ્વારા દુર્જનને પડી તે ઉપરથી મહારાજાને ખબર આપી ત્યારે મહારાજા બાગમાં પહોંચે તે પૂર્વે બાહુકના નવીન વેશમાં જઈ ચેતવનાર અન્ય કોઇ નહીં પણ નવલસિંહજ હતો, વળી જ્યારે દુર્જનસિંહ અને અહમદ અમલગઢથી ચાર બહુરંગીઓ તથા રમલ શાસ્ત્રી લેઇને આવ્યો ત્યારે અથ ઇતિ શું બન્યું તે હકીકત જાણનાર પણ નવલસિંહ જ હતો. તેજ નવલસિંહે રામાનંદી સાધુના નવલ વેશમાં વિજયગઢ જઇ ભજન લલકારી બનેલી હકીકત જણાવી દેઈ પાછો તે સ્વકાર્યમાં પ્રવૃત થયો હતો.

દિવાનખાનામાં બેઠેલા રાજકુમારે મિત્રને પૂછ્યું, " પેલો સાધુ કોણ હતો ? "

" ખાત્રી રાખજો કે તે દુશ્મન તો નહોતો જ."

" પણ તે કોણ ?" પુનઃ કુમારે પૂછયું.

" તમારે જાણવું છે ?"

" હા."

" આટલામાં કોઇ નથી એવી મને ખાત્રી કરી લેવા દયો." કહી પ્રતાપ ઉભો થયો અને ચારે બાજુ ફરી વળ્યો.

આ એકાન્ત ઓરડામાં વિજયકુમાર અને પ્રતાપસિંહ સિવાય બીજું કોઇજ નહોતું. કુમારે પ્રતાપને હકીકત પુછતાં પ્રતાપે નવલે ગાયેલા પદથી જાણેલી સર્વે હકીકત કુમારને જણાવી અને વધારામાં કહ્યું:—

" જુઓ હવે મામલો ભારી થયો. એ લોકો પોતાનું બનતું કરવામાં બાકી નહીં મૂકે, આથી એ વિનંતિ છે કે હવે આપ આપની જાત માટે ખુબ સંભાળજો. હવે શું કરવું તેની જ ફીકર મને થાય છે. વખતે તેમાંથી એકાદ અહીં પણ આવશે, તેમ આપને ફસાવવાની તજવીજ પણ કરશે. આપ સાવધ રહેજો, કોઇની સાથે હવે બહાર નીકળશો નહિ, કોઈનું આપેલું કાંઇ ખાશો નહીં, કે કોઇના હાથનું ફુલ સરખું પણ કૃપા કરી સુંઘશો નહીં. આ વાત જરૂર ધ્યાનમાં રાખશો. અમલગઢના બહુવેશીઓ એટલા ચાલાક છે કે વખતે મારૂં પોતાનું રૂપ ધરીને પણ તમારી પાસે આવે તો કાંઈ નવાઇ નહિ. પણ આવનાર માણસ ખરેખર કોઇ વેશધારી છે કે કેમ તે જાણવાની હું તમને યુક્તિ બતાવું. જુઓ, મારી આ આંખ્ય ઉપર નીચલી બાજુ એક તલ છે. આ તલ મને છે એ વાત કોઇ જાણતું નથી. આજથી હું દિવસમાં તમને દશ વાર મળીશ તોપણ મારા તલની નિશાની તમને બતાવી ખાત્રી આપીશ. જો આ નિ-

સેવાય મારૂં રૂપ તમને મળે તો જાણજો કે કોઈ વેશધારી
ઃ લઈને આવ્યો છે. "

આ ઉપરાંત ઘણી વાર્તાઓ પ્રતાપસિંહે કુમારશ્રી સાથે કરી
—" હવે હું રજા લઉંછું અને તે તરફ જાઉં છું. જો મહા-
અગર મારા પિતાશ્રી કાંઇ પૂછે તો જે યોગ્ય લાગે તેવો
પાપજો. "

' પાછો ક્યારે આવી મળીશ ?" કુમારે પૂછ્યું.

' તે અત્યારે કંઇ કહી શકાય નહિ. "

' પ્રભુ તારૂં રક્ષણ કરો. ".

ાદ પ્રતાપસિંહે રાત્રિના વખતે નવીન વેશમાં નવીન દુર્ગનો
ધો.

ર્જનસિંહ તથા અહમદ અમલગઢથી આવ્યા છે તેમ સાથે
હુરંગીઓ અને રમલશાસ્ત્રીને પણ લાવ્યા છે એ હકીકત
ંહ ઉપરાંત મણીકાન્તાની જાણ બહાર રહી ન શકી. રંગ-
હુમરમાં ન્હાનપણથી જ મણીકાન્તાએ ઘણીજ મક્કમ કેળવણી
તી અને તે એક સામાન્ય બહુરંગી પુરૂષ કરતાં ચાલાકીમાં
રીતે ઉતરે તેવી નહોતી.

કાએક ઘણા વિરોધી બહુરંગીઓ શહેરમાં આવવાથી તેની
મ ટક્કર ઝીલવી તેની ફિકર મણીકાન્તાને થઈ. આ બહુરં-
. આગમનની ખબર પ્રતાપસિંહને અને કુમાર વિજયસિંહને
જોઇએ એવો નિશ્ચય કરી તે પુરૂષના વેશમાં વિજયગઢ
વા રાત્રિના વખતે ચાલી.

તાપસિંહ જે રાત્રિએ નવીનદુર્ગ આવવા નીકળ્યો હતો
રાત્રિએ મણીકાન્તા નવીનદુર્ગથી વિજયગઢ જવા

નીકળી. સદ્દભાગ્યે માર્ગમાં જ પરસ્પર મેળાપ થયો. બન્ને જુદા વેશમાં હતાં. પ્રતાપસિંહે તો એકાએક મણીકાન્તાને ન ઓળખી, પણ ચાલાક મણીકાન્તાએ પ્રતાપસિંહને ઓળખ્યો અને તેની પાસે જઇને " આપ ક્યાં પધારો છો ? " એમ મૃદુ હાસ્ય કરતાં પૂછ્યું. પ્રતાપસિંહને કાને સ્વર અથડાતાં જ તે પરિચિત જણાયો, અને તેની સ્હામે ધ્યાનપૂર્વક જોતાંજ તુરત મણીકાન્તાને ઓળખી કાઢી અને કહ્યું:—" અહો તમે ક્યાંથી ? ! ઠીક થયું કે તમે મળી ગયાં, નહિ તો તમને આજે શોધતાં ઘણીજ મુશ્કેલી પડત. "

" આવા વેશથી અત્યારે કઇ તરફ સિધાવો છો ? " મણીકાન્તાએ પૂછ્યું.

" અને તમે ? "

" હું મારા મિત્રને મળવા જાઉં છું. " મણીકાન્તાએ કહ્યું.

" તમારો મિત્ર કોણ છે ? "

" તે તમને નહિ કહેવાય. લ્યો હવે નીચે બેસો અને આપણે મુદ્દાની વાત પર આવીએ. "

ત્યાંજ પાસે એક સ્વચ્છ જગા હતી ત્યાં બન્ને નિરાંતે વાર્તા કરવા બેઠાં. મણીકાન્તા અને પ્રતાપસિંહ વચ્ચે હવે શું કરવું તે સંબંધી ઘણીજ રહસ્યમય વાર્તા થઇ. કરવા યોગ્ય સંકેતક્રમ ગોઠવી બન્ને જણ ઉઠયાં, જૂદાં જૂદાં નવીન દુર્ગમાં પ્રવેશ્યાં અને કાર્યપ્રવૃત્ત થયાં.

# પ્રકરણ ૮ મું.

## પ્રતાપનો પ્રભાવ.

રહ્યો રંગ વિદ્યા વિષે, પ્રતાપ પૂર્ણ પ્રભાવ,
ધાર્યા પાસા પાડતાં; અજબ સૂચવે ભાવ.

રાત્રિ પડી ચૂકી હતી. કૃષ્ણપક્ષ હોવાથી અંધકાર વ્યાપ્યો હતો. રાજમાર્ગ પર ફાનસો સળગી રહ્યાં હતાં. રાત્રિનો પ્રથમ પ્રહર હતો. આ વખતે એક પરદેશી વેપારીએ નવીનદુર્ગમાં પ્રવેશ કર્યો. વેપારી આ નગરથી જાણે છેક અજાણ્યો હોય એવી રીતે ચાલતો, ચાલતો દિવાન સાહેબના મકાન આગળ આવ્યો. તેના ખભે એક પોટકું ભરાવેલું હતું. દાઢી-મૂછોથી તે ભરાવાદાર બાંધાનો જણાતો હતો. તેણે મંત્રીના મહેલ આગળ ઉભા રહી આસપાસ જોયું. બહાર એક અર્પીણી દરવાન બેઠો બેઠો ઝોકાં ખાતો હતો. વેપારીએ તેની નજીક જઈ પૂછ્યું; " કાં દરબાર ! આજે ઝોકે ચઢયા છો કે ? "

" તું કોણ છે ભા ? " દરવાને ઉંચે જોઇ પૂછ્યું.

" હું એક પરદેશી છું. "

" તે અહિં કેમ આવ્યો છે ? " દરવાને તેના સામે તાકીને જોતાં પૂછ્યું.

" આ ધર્મશાળા છે ? "

" ઓય તારીની ? અલ્યા ! તું કોઇ નવો છે કે શું ? "

" મહેરબાન ! મેં પહેલેથી જ જણાવ્યું કે હું પરદેશી છું. "

" હા, હા, હા; એ તો હું ભૂલી ગયો. આજે એકણુ લગીર

વધારે લેવાયું છે. ભાઈ! આ ધરમશાળા નથી. પણ આ તો દિવા-નજીનો રંગમહેલ છે."

"ધર્મશાળા ક્યાં આવી?"

"અહિંથી બહુ આઘી છે."

"અરે રામ! ત્યારે હવે મારૂં શું થશે?" વેપારીએ નિસાસો નાખ્યો.

"ભાઇ! તારૂં કોઈ ઓળખીતું નથી?"

"ના, આ ગામથી હું તદ્દન અજાણ્યો છું."

"કોઈ ઓટલા પર પડી રહીં આજની રાત કાઢો."

"ઓટલા પર રાત કાઢી શકું એવી સ્થિતિમાં નથી. મારી પાસે જોખમ છે."

"હા, બરાબર સંભાળથી રહેવું. હાલમાં આ નગરની અંદર ગઠીયાઓની સંખ્યા વધી ગઇ છે. અમારા મહારાજા હાલમાં રાજ-કાજમાં બહુ ધ્યાન આપતા નથી. તેથી મારા દિકરા દરબારી મા-ણુસો અને સિપાહીઓ પણ ગઠીયાપણું કરતાં શીખ્યા છે. ચોરની પાસે તેઓજ ચોરી કરાવે છે; ને તેમાંથી અર્ધો ભાગ પડાવે છે. માટે તમારે સાવધ રહેવું. સિપાહી માત્ર લુચ્ચા, તેમની પર વિશ્વાસ મૂકવોજ નહિ. વળી સિપાહી કોઇના સગા નહિ. હરામનું ખાધેલું હોય; તે સારા ક્યાંથી હોય ભા." અફીણી દરવાને લલકારવા માંડયું. જો તે વેપારીએ તેને બોલવા દીધો હોત; તો તે ક્યારે બોલી રહેત, એ તો એનું મનજ જાણે. વેપારીએ તેને વચમાંજ પૂછ્યું; "ત્યારે મારે ક્યાં જવું?"

"કોઇ નગરનારીને ત્યાં જઇ રાત ગાળો." દરવાને મજાકમાં કહ્યું.

"નગરનારી એટલે ?"

"આ નગરમાં અખંડ સૌભાગ્યવતીઓનાં બે ચાર ઘર આવેલાં છે; તેને ત્યાં તમને મુકામ મળી રહેશે."

"તમે સ્પષ્ટ સમજાવો તો સારૂં."

દરવાન હશી પડી બોલ્યો; "એ તો હું તમારી મશ્કરી કરૂં છું. પણ જો...

વેપારી તેના મનનો ભાવ સમજી વચમાંજ બોલ્યો; "જો મને દિવાનજીની પાસે જવા દયો તો હું મારો રસ્તો કરી લઉં."

"અજાણ્યાને અંદર જવાનો હુકમ નથી."

"પણ હું તમને ખુશી કરીશ."

"શી રીતે ? નાચી–કુદીને ?" દરવાને પૂછ્યું.

"ના, જુઓ આ શું છે?" વેપારીએ ચાર પાંચ ચળકતા શિક્કા બતાવ્યા. તરત દરવાન સાહેબ ચળ્યા; અને વેપારીના હાથમાંથી સીક્કા લઇ લેતાં કહ્યું; "જુઓ; આ સામે જે સીડી દેખાય છે, તેની પર થઈ આગળ જશો; એટલે દિવાન સાહેબની પાસે જઇ ઉભા રહેશો. આ વખતે મંત્રી સાહેબ તેમના મિત્રો સાથે આનંદમાં હશે. જાવ; ફત્તેહ કરો."

વેપારીએ તેના કહ્યા મુજબ ચાલવા માંડયું.

આ વખતે નવીનદુર્ગના મંત્રિજી મહોબતસિંહ પોતાના મકાનમાં એક લાંબી ગાદી પર લોટી રહ્યા છે. બે ચાર મિત્રો સ્હામે બેસી ગપ્પાં ઉડાવી રહ્યા છે. ચલમો ભરાઇ રહી છે, ઠંડા પહોરનો સાયંકાળનો વખત છે, હોકા ગગડી રહ્યા છે. આ વખતે પેલા વેપારીએ ત્યાં પ્રવેશ કરી નીચો નમી ઝુકી મંત્રિ મહોબતસિંહને સલામ ભરી, બીજાઓને પણ યોગ્ય સલામ કરી. તેનું એકાએક આગમન જાણી સઘળા આશ્ચર્ય પામ્યા. મંત્રીએ તેના સામે થોડીવાર જોઇ રહી પૂછ્યું; "તમે કોણ છો ?"

આવનાર વેપારીએ ગાદીની સ્હામે બેસી કહ્યું:–" હું દિલ્હીનો રહેવાશી છું. ત્યાંના પ્રખ્યાત અત્તર વેચનાર લાલા બિશનદયાળ ઘર-મદાસનો હું એક નોકર છું. લાલા બિશનદયાળનું નામ દુનિયામાં ચારે બાજુ મશહુર છે. સુગંધીદાર તેલ–અત્તર બનાવનારી એક ઉમદા પેઢી કે જેના જેવી આ ભારત ભૂમિમાં બીજી કોઇ નથી. તેમના તરફથી અત્તર વેચવાનો હું ધંધો કરૂં છું અને રાજા રજવાડામાં ફરી આપના જેવાને ત્યાં જાતે જઇ સુગંધીદાર તેલો–ફુલેલો–અત્તરો અને સુરમા આપું છું. આજે આપ નામવરનું મ્હોટું નામ સાંભળીને અહીં હું આવ્યો છું. આપને લાયક ઉંચાં ઉંચાં જૂદીજૂદી જાતનાં અત્તરો લાવ્યો છું." એમ કહેતાં આવેલા અત્તર વેચનારે પોતાની અત્તરની પેટી ઉઘાડી અને તેમાંથી એક શીશી કાઢી તેમાંના અતરની અંદર રૂનાં પુંમડાં ભીંજાવી તૈયાર કર્યા, અને પછી ઉભા થઇ પ્રથમ દિવાનજીને અને પછી ત્યાં બેઠેલા દરેક જણને આપવાનું શરૂ કર્યું. ત્યાં બેઠેલું મંડળ વેપારી પર ખુશ–ખુશ થઈ ગયું.

દિલ્હીના અત્તરવાળા લાલા બિશનદયાળનું સુવિખ્યાત નામ, મંત્રિ મહોબતસિંહ અને તેમના સર્વ મિત્રોને સારી રીતે પરિચિત હતું. બિશનદયાળના અત્તરો સર્વથી ઉંચા પ્રકારનાં અને સર્વ અત્તરોમાં પ્રથમ પદને ધારણ કરનાર છે, એવી તેમની પૂર્વે અત્તરોના કરેલા ઉપયોગથી ખાત્રી થઇ હતી. વળી પ્રત્યેક મ્હોટા શહેરમાં બિશનદયાળની દૂકાનો ચાલે છે અને ફેરીઆઓ તેમનાં અત્તર વેચતા હોવાથી, તેમ આ અત્તર વેચનાર પણ તેમનો જ માણસ છું એમ કહેતો હોવાથી સારાં અત્તર જ લાવ્યો હશે એમ ધારી ત્યાં બેઠેલા સર્વ અત્તરનાં એક પછી એક વખાણ કરતા પુંમડાં ખુબ સુંઘવા લાગ્યા.

વાચકોને જણાવવું જોઇએ કે, આ અત્તર વેચનાર ખરેખરી રીતે લાલા બિશનદયાળનો માણસ નહોતો કે નહોતો તે અત્તર વેચનારો. આ અત્તર વેચનાર કોઇ બીજો નહિ પણ આપણો પ્રતાપી પ્રતાપસિંહ હતો. આ પ્રમાણે અત્તર વેચવાના લેબાસમાં તે અત્રે આવ્યો હતો.

અત્તરની ખુશબો ખરેખરી પ્રસરી. પરિણામે મહોબતસિંહમંત્રિ અને ત્યાં બેઠેલા સર્વ બેહોશ થઇ જમીન સુંઘવા લાગ્યા.

પ્રતાપને તો માત્ર મંત્રિનું જ કામ હતું. બીજા સર્વેને જેની તે સ્થિતિમાં પડતા મૂકી તેણે ધોબીના જેવો વેશ, મ્હોં ઉપર ઓઢી, ફેરવી નાખ્યો. જાણે ધોવાનાં કપડાંની ગાંસડી માથે મૂકી ધોબી જતો હોય તેમ મંત્રિ મહારાજની ગાંસડી બાંધી તે નિર્ભયતાથી મકાનની બહાર નીકળ્યો અને સીધો સીધો જે સ્થાને મહમદને કેદ પૂર્યો હતો તે સ્થાનનો રસ્તો લીધો. આ વખતે પેલો બહારનો દરવાન ઉંઘતો હતો. તેથી પ્રતાપની પર તેની નજર પડી નહિ.

પ્રતાપ દિવાનને લઈ પેલા ગુપ્ત ખંડીએર આગળ આવ્યો અને પૂર્વકથિત રીત પ્રમાણે પ્રતાપે પત્થરનો દરવાજો ઉઘાડયો. અંદર જઇ મંત્રિને બેહોશ સ્થિતિમાં જ મૂકી, તેમના હાથેથી હોદ્દામહોર ઉતારી લીધી તથા તેમનાં તમામ કપડાં પણ લઇ લીધાં અને પાછો પ્રયાણનો માર્ગ લીધો. તેણે ન મંત્રિને શુદ્ધિમાં આણ્યા કે નહિ તેમના પગમાં બેડી નાખી. પાછા ફરતાં માર્ગમાં મંત્રિનાં તમામ કપડાં ધારણ કર્યાં, તેમનો તમામ રંગ ધર્યો અને નવીનદુર્ગમાં મંત્રિને ઘેર નિર્ભયતાથી આવ્યો.

મંત્રિના ઘરમાં ભોજનની તૈયારી ક્યારની થઈ હતી. એક દાસી તેમને બોલાવા આવી. આવતાં તેના જોવામાં આવ્યું કે મંત્રિ મહારાજ

ત્યાં નહોતા વળી તેમના મિત્રો ગાફેલ સ્થિતિમાં પડ્યા હતા. દાસીને ઘણું જ આશ્ચર્ય થયું, તે કકળી ઉઠી. તેનો કકળાટ સાંભળી અન્ય નોકરવર્ગ આવી પહોંચ્યો. સર્વે ત્યાંની સ્થિતિ જોઇ દિલગીર થયાં. મંત્રિ મહારાજને માટે શોધ કરતાં કરાવતાં કાંઈ પત્તો ના લાગ્યો.

મધ્યરાત્રિ વીતિ ગઇ. હવે બેહોશ થયેલા મંત્રિના મિત્રો એક પછી એક જાગૃતિમાં આવવા લાગ્યા. સર્વે આ પ્રમાણે હેરાન થવાથી સખેદાશ્ચર્યને પામ્યા. "આ શું થયું અને મંત્રિ મહારાજ ક્યાં છે?" તેના ઉત્તરમાં માત્ર તે એટલું જ જણાવી શક્યા કેઃ– "એક અત્તર વેચનાર અત્તર વેચવા આવ્યો હતો. તેનાં પુમડાં સુંઘતાં સર્વે આમ બેભાન થઇ ગયા, પણ મંત્રિ સાહેબ ક્યાં પધાર્યા કે તેમનું શું થયું તે ખબર નથી." વળી તેઓ કહેવા લાગ્યા કે, "જોયું ભાઇ! આ મ્હોટાની ગોદમાં ભરાયાનો લાભ?! ખરૂં જ છે કે લાંબાની જોડે ટુંકો જાય તો મરે નહીં તો માંદો થાય. આપણે મંત્રિ મહારાજ જેવા મ્હોટા પુરૂષની સોબત થઇ તો પરિણામે આમ જાન જોખમમાં આવી પડ્યો. માટે કોઇ પણ વખતે આપણાથી બહુ મોટાની મૈત્રિ ના રાખવી."

આમ ને આમ વાતોમાં સવાર થઇ. સ્હામેથી એટલામાં મંત્રિ મહારાજ, મહોબતસિંહ આવતા જણાયા. તે ઘરમાં આવતાં જ સર્વ તેમની પાછળ ફરી વળ્યાં અને પૂછવા લાગ્યાંઃ–"આપ ક્યાં પધાર્યા હતા?"

"પેલા લુંટારાની પાછળ." મંત્રિએ જણાવ્યું

"શું તે લુંટારો હતો?"

"અરે એથી પણ ભયંકર."

"પણ કહો તો ખરા, કે તે હતો કોણ?"

"એક તાલીમબાજ ચોર; કે જે અત્તરનો વેપારી બનીને ચોરી કરવાના ઇરાદાથી અહિં આવ્યો હતો."

"પણ તે ગયો ક્યાં અને અમે આમ બેભાન કેમ થઇ ગયા?"

"તે ખરો અત્તર વેચનારો નહોતો પણ ઠગ હતો. હું તેને પ્રથમથી જ ઓળખી ગયો હતો. આથી મેં તેનું અત્તર બરોબર સુંઘ્યું નહોતું. જો મેં સુઘ્યું હોત તો હું પણ તમારી પેઠે જ બેશુદ્ધ બનત. મેં તેને પકડવા વિચાર કર્યો પણ એટલામાં તો તે નાઠો. મને ગુસ્સો આવ્યો ને હું પણ તેની પાછળ તેને પકડવા દોડયો. પણ ખરેખર તે દુષ્ટ ઘણો જ જબરો. હાથ ના આવ્યો તે નાજ આવ્યો અને આખરે મારે વીલે મ્હોંયે પાછું ફરવું પડયું. હશે ખેર!!" મંત્રિ મહારાજે સર્વને હકીકત જણાવી.

દાસીએ આવી ઓવારણાં લેઈ વિનંતિ કરી કે–"મહારાજ ઘરમાં સર્વ ભૂખ્યાં આપની રાહ જોતાં બેઠાં છે. આખી રાત રોવામાં જ ગઇ છે. માટે આપ જરા કાંઇ જમી લ્યો તો ઠીક."

"હવે સવાર થઈ ગઇ છે. શું જમું. હું ખરેખરો થાકી ગયો છું. જાણે સૂવાનું મન મને થાય છે." એમ કહેતાં મહોબતસિંહ ઉઠી પલંગ તરફ સૂવા પધાર્યા, મિત્રો સર્વે પોતપોતાને ઘેર વિદાય થયા.

થોડીવાર વિશ્રાંતિ લેઇ મંત્રિ ઉઠયા અને દરબારી પોશાક પહેરી ખાનગી રીતે પોતાનો રંગીસ્વાંગ અંદર છુપો રાખી તે દરબાર તરફ ચાલ્યા. મંત્રિ મહારાજને માર્ગમાં બન્ને બાજુએ માણસો નીચા નમી નમી સલામો કરતા હાથ ઉંચા નીચા કરી રહ્યા હતા. કોઇને માથુ હલાવીને, કોઇને મ્હોથી બોલાવીને, કોઇને હાથ ઉંચો કરીને; એમ સર્વને યોગ્ય સન્માને પતાવી મંત્રિ આખરે દરબાર કચેરીમાં પહોંચ્યા.

મહારાજા સાહેબ પધાર્યા નહોતા, દરમિયાન આપણા ચાલાક મંત્રિએ મંત્રિનું કાર્ય યોગ્ય રીતે શરૂ કરી દીધું. થોડીવાર પછી મહારાજા સાહેબ પણ પધાર્યા, થોડીવાર અન્ય કાર્ય ચાલ્યા પછી મહારાજાએ પૂછ્યું; " કેમ કાંઇ ખબર ! "

" હાલમાં તો શાન્તિ છે. "

" પેલો દુષ્ટ ક્યાં છે ? "

" અમલગઢમાં. "

" બરાબર બાતમી મેળવી ? "

" આજે જ ખબર આવી છે. "

" શું ? "

" રાજાધિરાજ! સેવકને ચોક્કસ ખબર મળી છે કે, અમલગઢના રાજા વ્હેમસિંહે દુર્જનસિંહ અને અહમદને આશરો આપ્યો છે. આ રાજ્યમાં ધાંધલ ઉભું કરવા પાંચ ચિત્રરંગીઓને સાથે મોકલ્યા છે વળી એમ પણ કહ્યું છે કે પાછળથી લશ્કર સાથે હું પણ આવીશ. વખત ખરો અણીનો આવ્યો છે. વળી આપણે ત્યાં કોઇ ભેદ લાવનાર ચિત્રરંગી આજ કાલ નથી. અહમદ અને મહમદ તો દુર્જનની સાથે છે; એટલું જ નહી પણ કૃપાનાથને જણાવવાની રજા લઉં છું કે ઘણા મુસલમાનોનું વલણ પણ તેમના તરફ ફર્યું છે. અત્યારે પણ આ બહુરંગીઓ જૂદાજૂદા વેશમાં આપણા નગરમાં ઘૂમતા કાંઈ કાંઇ ફીસાદ ઉભું કરવા ફરતા હશે. "

" હા, બરોબર છે. મને પણ મુસલમાન લોકોનો રંગ કાંઇ જૂદો જણાય છે. પણ વારૂ તમે બંદોબસ્ત કાંઇ કર્યો છે ?! " મહારાજા ખડગસિંહે મંત્રિને પૂછ્યું.

મહારાણાશ્રી અને મંત્રિજી ધીમેધીમે વાતો કરી રહ્યા હતા

એટલામાં મંત્રિની નજર એક ચોપદાર ઉપર પડી. આ ચોપદાર દરબારમાં ઉભોઉભો છુપી નજરથી ચારે બાજુ પોતાની આંખ્યો ફેરવી રહ્યો હતો, મંત્રિ મહારાજ ધારીને તેના સ્હામું જોવા લાગ્યા. ચોપદાર પણ મંત્રિને પોતાના સ્હામું એકી ટસે જોતા જોઈ ચોંકયો તથા કાંઈ સમજ્યો. વાત કરતાં કરતાં મંત્રિએ એકદમ સખત અવાજથી એક સિપાઇને કહ્યું:—

" પકડો આ ચોપદારને. "

આજ્ઞા થતાંજ તેને પકડવા કેટલાક માણસો તેના તરફ વળ્યા. પણ એમ ચોપદાર પકડાય કે ?! મુઠીઓ વાળી તે એવો ત્વરાથી નાહો કે કોઇના હાથમાં નાજ આવ્યો. ચોપદાર કોઈ અમલગઢથી આવેલા બહુ રંગીઓમાંનો હતો. પ્રતાપ તેને તુરત પકડી શકત પણ તેમને તો અત્રે મંત્રિનો વેશ ભજવવાનો એટલે મહોબતસિંહની રીતિ ધારણ કરવી પડેલી. ઉઠવું, બેસવું તે પણ મહોબતસિંહની માફક જ. કરવું પડે એટલે તે પોતાની જગાથી ન ઉઠયો. ચોપદાર નાશી છુટયો અને પકડવા ગયેલા સર્વ વીલે મ્હોંયે પાછા આવ્યા. દિવાને કહ્યું.

" જુઓ કૃપાનાથ ! મારો ભય ખરો નીકળ્યો. "

મહારાજા પણ આ હકીકતથી કંઈક ચોંક્યા. દરબાર બરખાસ્ત કર્યો અને મંત્રિની સાથે એકાન્તમાં બેસી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

" ખરેખર આ દુર્જને તો ગજબ કર્યો છે, એક મ્હોટો દુશ્મન ઉભો કર્યો છે. અમલગઢની બરોબરી આપણાથી કરાશે ? " મહારાણાએ મંત્રિને પૂછ્યું.

" મહારાજાધીરાજ ! બહુરંગીઓને બહુરંગી જ પહોંચી શકે

છે. આપણે ત્યાં કોઇ પણ ચિત્રરંગી હાલ નથી. અહમદ અને મહમદ હતા તે તો દુર્જનને મળી ગયા છે. બહુરંગીઓ ઘણા જ ફીસાદખોર અને ત્રાસજનક છે. હજારોના પ્રાણ લેતાં પણ તે ડરતા નથી. આથી ખરી જરૂર અત્યારે કોઈ ચિત્રરંગીની છે. હવે બહુરંગી કાંઈ નવા પેદા કરાતા નથી. પણ મેં સાંભળ્યું છે કે વિજયગઢના રાજા અજીતસિંહના દિવાન ચતુરસિંહનો પુત્ર પ્રતાપસિંહ બહુ જબ્બર બહુરંગી છે અને તે બીજા ભલા ભલા બહુરંગીઓને પણ પાણી પાય તેવો છે. માટે મારી વિનંતિ છે કે જો આપ કૃપાળુની મરજીમાં આવે અને પ્રતાપસિંહને મદદમાં માગી લેવાય તો તો કામ સરે. જરૂર અજીતસિંહજી મહારાજ તેને આપશે જ કારણ તે મહારાજ આપ દયાળુને અત્યંત ચ્હાય છે. જો કે આપણે તો તેમના કુમાર વિજયસિંહને અહીં આવતો જતો બંધ કર્યો છે, તો પણ અજીતસિંહ મહારાજનું હૃદય આપ ખુદાવિંદ તરફ પૂર્વવત્ જ છે." મંત્રિએ યુક્તિ પુરસ્સર કહ્યું.

મહારાજા ખડગસિંહ આ સર્વ સાંભળી થોડીવાર તો મૌન જ રહ્યા. વિચાર કરી આખરે તે બોલ્યાઃ–"તમારૂં કહેવું સત્ય છે. અજીતસિંહ અને કુમાર વિજયસિંહ બન્ને ઘણા જ સત્પાત્ર છે એમાં કાંઇ પણ શક નથી. કુમાર એક હજારના દળથી દશ હજારની સેનાને હરાવે તેવા શૂરવીર છે. તેમનો મિત્ર પ્રતાપ પણ તેવો જ બહાદુર છે. તમે કહો છો તે પ્રમાણે જ સર્વ હકીકત હોવા છતાં, માત્ર ભય એટલો જ છે કે મેં તેમના માથે કરવામાં બાકી નથી રાખી. આથી હું શરમાઉં છું. મને તેમની મદદ માગતાં ગ્લાનિ ઉપજે છે. હું શું મ્હોં લઈ તેમનો આશ્રય માગું ! કદાપિ હું તેમની મદદ માગું અને તે મારા પ્રતિ અનુચિત હોઇ મારો અનાદર કરે

તો પછી?! માટે હવે એક ઉપાય છે. તમે જાતે વિજયગઢ જાઓ. અજીતસિંહને મળો. જો તેમના હૃદયમાં કાંઇ આપણા માટે વસવસો હોય તો દૂર કરો અને પછી પ્રતાપસિંહની માગણી કરી તેને લાવો તો કામ ચાલે."

"હા કૃપાનાથ! જો હજુરની એવી ઈચ્છા છે તો આ તાબેદાર જાતે જવા તૈયાર છે. તેને હિંમત છે કે કામ કરીને જ પાછો આવશે. આપ કૃપાળુની મહોરવાળી એક અજીતસિંહના નામની ચીઠ્ઠી આપ આપો તો હું લેઇ જાઉં." મંત્રિએ સવિનય જણાવ્યું.

ખડગસિંહ મહારાજાએ મંત્રિની વાત પસંદ કરી એક ચીઠ્ઠી પોતાની મહોરની આપી.

મહારાજ પાસેથી વિદાયગીરી લઈ હવે મહોબતસિંહ પોતાને ઘેર આવ્યા. અંદર જનાનામાં ન જતાં બહારથી જ ખાવાનું મંગાવી ભોજન કરી લીધું.

કૃત્રિમ મંત્રી ભોજન કર્યા બાદ એક સુંદર ઓરડામાં ગયા અને એક સિપાહીને મણીકાંન્તાને બોલાવી લાવવા દોડાવ્યો. દિવાન તરફથી તેડું આવેલું જાણી મણીકાંતા આશ્ચર્ય પામી. તેના મનમાં અનેક વિધ શંકાઓ ઉપસ્થિત થઇ. તે તરત સિપાહીની સાથે મંત્રીના મહાલયમાં આવી. દિવાનખાનામાં મંત્રી પાસે આવી ઉભી. તેને જોતાંજ મંત્રીએ સહાસ્ય વદને કહ્યું, "આવો, પધારો."

માનસૂચક શબ્દો સાંભળી મણીકાન્તા આશ્ચર્ય પામી. કોઇ દિવસ આવું નહિ બોલનાર દિવાન મને આટલા માનથી આજે કેમ બોલાવે છે. મણીકાન્તા વિચારમાં પડી. પુનઃ દિવાનજી બોલ્યા; "કાં શું વિચાર કરો છો? બેસોને?"

"મને કેમ બોલાવી છે?" મણીકાન્તાએ નીચે બેસતાં પૂછ્યું.

"તે હું તમને જણાવું છું; પણ તમે નીચે કેમ બેઠાં?"

"અહિં જાજમ બિછાવેલી છે."

"અરે તમારાથી તે જાજમ પર બેસાય કે? આવો આ ગાદી પર બેસો."

મણીકાન્તા વધુ આશ્ચર્ય પામી બોલી, "તમારી ગાદી પર મારાથી બેસાય નહિ."

"કારણ?"

"તમે મોટા છો."

"પણ હું જાતે જ તમને કહું છું. મણીકાન્તા! મને તમારી પર બહુ જ પ્રેમ આવે છે. આવો અને અહિં મારી નજીક જગા લો." મંત્રીએ મણીકાન્તાનો હાથ પકડ્યો.

મણીકાન્તા બોલી શકી નહિ. મહોબતસિંહના બોલવામાં તેને ભેદ ભાસ્યો નહિ. અંતે મણીકાન્તાએ પૂછ્યું; "કહો મને કેમ બોલાવી છે."

"મારે તમને કંઇક કહેવું છે."

"કહો; હું સાંભળવા તૈયાર છું."

"વાત ઘણી છાની છે."

"બેલાશક કહો."

"આટલામાં કોઇ છે કે નહિ એની મને પ્રથમ તપાસ કરી આવવા દયો."

મંત્રી સાહેબ ઉભા થયા અને બહાર જઇ આવી જોઇ આવ્યા કે એટલામાં કોઇ નથી. આ પછી અંદર આવી મણી-કાન્તાની છેક નજીકમાં બેઠા. મણીકાન્તા કંઇક ગભરાઈ; પણ મંત્રી

અને પ્રમાણીક છે એવું તે જાણતી હોવાથી બીજો સંશય થયો નહિ. મંત્રી તેના કાનમાં વાત કહેવાના ઇરાદે પોતાનું મુખ કાન નજીક લઇ ગયો. મણીકાન્તા વાત સાંભળવાને ઉત્સુક દિવાને તેનો કાન મુખ નજીક લાવવાના ઇરાદે પોતાનો હાથ કાન્તાના ગાલ પર મૂકતાં કહ્યું; "પેલો...અમલગઢના આશ્રયે છે."

"તે હું જાણું છું."

"મને પ્રતાપને લઇ આવવાનો મહારાજ તરફથી હુકમ થયો છે."

"ત્યારે તો તેમને જલ્દી બોલાવી લાવો."

"આ વાત જણાવવાની હતી ને?"

"હા આ ખાનગી વાત તમને જણાવવાની હતી."

"બહુ સારૂં. બીજું કાંઇ?"

"બીજું તો શું; પણ..."

"કેમ અચકાયા?" મણીકાન્તાએ પૂછ્યું.

"હું કહું અને કદાચ તમે ગુસ્સો કરોતો?"

"પણ શું?"

"તમારા ગાલ ઘણા કોમળ છે."

"એટલે?" મણીકાન્તા ગભરાઇ–ચમકી અને ઉભી થતાં બોલી."

"તમારા ગાલપર હાથ ફેરવાથી અને આ એકાન્ત પ્રાપ્ત થવાથી મારી ઉપર મોહ પામ્યો છું. સુંદરી! તમે મને તમારા દિલદાર સ્વિકારો તો શું ખોટું?"

મણીકાન્તાને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો કે દિવાન આવું તેનું મુખ રાતુંચોળ બની ગયું. તે ચંડીકાસ્વરૂપ બની બોલી;

" મને લાગે છે કે તમે અત્યારે કંઈક નિશો કર્યો છે."

" હા, તમારૂં રૂપ માધુર્ય નીરખીને જ હું દિવાનો બન્યો છું."

" તમે આ શું બોલો છો ?"

" સુંદરી ! હું સઘળું સાચું જ કહું છું."

" અને આથી જ મને અહિં બોલાવી છે કેમ ?" મણીકાન્તાએ કોપથી પૂછ્યું.

" કંઇક એવુંતો ખરૂં."

" તમે તમારી આબરૂપર પાણી ફેરવ્યું છે."

" તેથી શું ? પાણી ફરવાથી આબરૂ ધોવાઇ જશે; અને તેની સાથે તમારા જેવી મનહરણી સાથે આનંદ અનુભવાશે."

" મહોબતસિંહ! વિચાર કરીને જ બોલજો."

" નહિ તો ?"

" પરીણામ વિપરીત આવશે."

" સુંદરીઓ ! વિપરીત શબ્દ સાંભળતાં જ ધ્રુજે છે."

" પણ આ સુંદરી કોઇક જુદી જ છે."

" ત્યારે હું પણ જુદો જ છું."

" બસ હવે મને જવા દયો ?"

" અધરામૃત દીધા વિના જવું મૂશ્કેલ છે."

" શું નહિ જવા દયો ?"

" ના."

" મહોબતસિંહ ! હજી પણ વિચાર કરો."

" હું વિચાર કરીને જ દરેક કામ કરૂં છું."

" તમે મોટા છો; હું તમારે શું થાઉં એનોતો ખ્યાલ કરો."

" ખ્યાલ કર્યો છે; અને પછી જ તમને મારાં પ્રાણપ્યારી

બનાવવાની પ્રબળ ઇચ્છા ઉત્પન્ન થઇ છે. સુંદરી! મોહિની! એકાન્ત અને રજની ફરીવાર મળશે નહિ; માટે માની જાવ."

"ચંડાળ! બોલતાં શરમા! જો; આ તારી પ્રાણપ્યારી મારા હાથમાં જ છે અને તે તને આ પળેજ અધરામૃતનું પાન કરાવે છે." આમ બોલતાં જ મણીકાન્તાએ સાડીમાંથી એક તિક્ષણ છૂરી બહાર કાઢી અને મંત્રીને મારવા દોડી. ચાલાક મંત્રીએ તત્કાળ તેનો હાથ પકડી હશીને કહ્યું; "સુંદરી! તમારી ઇચ્છા એવી જ હોય તો ભલે; લ્યો; આ પ્રેમીના હૃદયમાં છરી ભોંકી દયો."

આમ બોલતા મંત્રીએ બીજા હાથે પોતાના મુખપર કંઇક ફેરફાર કર્યો; કે જેથી મણીકાન્તા એકદમ દૂર ખસી અને બોલી; "ઓહ્ આતો પ્રતાપ."

"હા, તમારો પ્રતાપ."

"અરે વાહરે! તમે તો આજે મને બનાવી?"

"અને તમે ક્યાં બાકી રાખ્યું."

"તમે તો ગજબના કરનાર નીકળ્યા. આવું તમે આજ સુધી કર્યું નથી; છતાં આજે આવું કરવાનું કારણ?",

"ફક્ત ગમ્મતની ખાતર."

"બળી તમારી ગમ્મત. આવી ગમ્મત તે થતી હશે કે? કહો હવે શું કરવું ધાર્યું છે?"

પ્રતાપે તેને બધી બીના જણાવી. મહારાજની મહોરવાળી ચિઠ્ઠી જોઇ મણીકાન્તા આનંદ પામી અને હવે જ સઘળું કામ જલ્દી પાર ઉતરશે એમ માનવા લાગી. પ્રતાપ પ્રત્યેના પ્રેમમાં વૃદ્ધિ થઇ. આ પછી પ્રતાપે અને તેણે ઘણી વાર સુધી અગત્યની વાતો કરી. બાદ મણીકાન્તા પોતાના સ્થળે ગઇ.

આ પછી મ્હોબતસિંહે બહાર ગામ દરબારી કામે જવું છે જણાવી વિજયગઢનો રસ્તો લીધો અને થોડેક દૂર એક ઝાડીમાં જઇ પોતાનું અસલ સ્વરૂપ ધારણ કર્યું.

---

## પ્રકરણ ૯ મું.

---

### વિજયની વિરહાવસ્થા.

વિજયગઢ અને નવીનદુર્ગ, આ બન્ને રાજ્યો શૈલી પ્રદેશમય છે. મ્હોટા મ્હોટા પહાડો અને જંગલો આ ઉભય રાજ્યપ્રદેશમાં આવી રહેલ છે. વિજયપ્રભા અને દેવકન્યા નદીઓ આ બન્ને રાજ્યમાં પહાડો ઉપર પોતાના અખંડ પ્રવાહે વહન કર્યા કરે છે. બન્ને રાજ્યના ગિરિ પ્રદેશોમાં ખુબસુરત કુદરતી મ્હોટી મ્હોટી ખો બની રહી છે. નાના પ્રકારનાં ફળ આપનારાં વૃક્ષો અનેક આ પહાડ ઉપર ઉગે છે. પહાડ ઉપર આવેલા જંગલમાં સર્વ દિશાને સુગંધમય અને ખુશબોદાર બનાવનાર જુદાં જુદાં પુષ્પવૃક્ષો પણ દરેક ઋતુમાં અત્રે ખીલી રહે છે. પહાડો અને જંગલ એટલાં મ્હોટાં–એટલાં સૌંદર્યમય અને સાથે એટલાં બીહામણાં છે કે પ્રત્યેક નીરાળા ગુણ માટે તેને માટે જેટલું લખીએ તેટલું ઓછું ગણાય. પહાડનો આંતરપ્રદેશ એટલો ધીચ છે કે, જંગલમાં એકવાર પ્રવેશનારને ત્યાં ફસાવું પડે છે. નથી તેને ત્યાં એક પણ દિશા સૂઝતી કે નથી એમ માલમ પડતું કે ક્યાંથી આવ્યો અને હવે ક્યાં જવું. વર્ષાઋતુમાં તો આ જંગલની સ્થિતિ કાંઇ વિચિત્રજ બને છે. એકાદ ગાઉની મુસાફરીમાં તો રસ્તામાં અનેક નદી નાળાં

ઉતરવાં પડે છે. જંગલી જાનવરો પણ પ્રત્યેક જૂદી જાતનાં અત્રે છે અને કોઇવાર વાઘ અને સિંહ પણ જણાય છે. તળેટીએ હરિણો પણ જથાબંધ ટોળામાં ફરતાં હોય છે. પક્ષીઓનું તો પૂછવું જ શું? તેમનો પગરૂવ તો નિરંતર ઘોષ કરતોજ હોય છે.

નવીનદુર્ગની ઉપલક સ્થિતિ અવલોકી, અમલગઢથી દુર્જનની સાથે આવેલા ચિત્રરંગીઓએ નવીનદુર્ગમાં રહેવાને બદલે આ રાજ્યના પહાડના જંગલમાં રહેવાનું વિશેષ પસંદ કર્યું. દુર્જન અને અહમદ પણ સાથે જ હતા. સર્વેએ અહીં એકત્ર મળી વિચાર કર્યો કે સર્વે ભાઇઓએ આ જંગલમાં રહેવું, જૂદા જૂદા પોતપોતાની ચાલાકી કરવા જવું અને કામ પતતાં પાછું આ સ્થાને આવવું. સર્વે બહુરંગીઓમાં મોતીલાલ બંકા જે ઘણોજ ચાલાક અને હોંશીઆર બહુરંગી હતો તેણે સર્વને સુચન કર્યું કે દરેક ભાઇએ જૂદા જૂદા નવીનદુર્ગ અને વિજયગઢમાં વેશ બદલી એક પછી એક જવું, ત્યાં દરબાર અને મહેલનાં તમામ દાસ દાશીઓ તથા રાણી વગેરે સર્વેને જોવાં, દરેકની રીતી પ્રકૃતિ કેવાં છે તેનાથી જાણીતા થવું અને દરેકનું નામ જાણવું કે જેથી સમય પુરસ્સર જેનો જેને વેશ ધરવાની જરૂર પડે તેવે વખતે તેના ચાલચલણમાં કાંઈ પણ તફાવત ના જણાય. સર્વેને આ વાત પસંદ પડી. દુર્જન અને અહમદે નવીનદુર્ગનાં સર્વનાં નામ બતાવ્યાં અને બન્યું તેટલો પરિચય પણ કર્યો. બહુરંગીઓ જૂદા જૂદા વેષમાં નવીનદુર્ગમાં ફરી વળ્યા, સર્વેને ઓળખ્યાં પણ તેમને પોતાની ચાલાકી દેખાડવાનો કાંઇ પણ પ્રસંગ ન આવ્યો; કારણ મણીકાન્તા ઘણીજ સાવધાન અને હોંશીઆર હતી. વળી પૂર્ણ માહિતી મેળવ્યા શિવાય પોતાનું ચાલાકીનું કામ શરૂ કરવું તે પણ આ બહુરંગીઓ માટે ઉચીત ન્હોતું. થોડા જ વખતમાં

તેઓ દરેક બાબતથી જાણીતા થઇ ગયા બાદ તેમણે તેમનું કામ શરૂ કર્યું. ચંદ્ર એક હોંશીયાર બહુરંગી હતો. તેણે મણીકાન્તાનો વેશ ધારણ કરી વિજયગઢ તરફ પ્રયાણ કર્યું. તેનો ઇરાદો વિજયસિંહને ફસાવવાનો હતો.

રાત્રિનો પ્રથમ પ્રહર ચાલતો હતો. રાજમહેલ રંગબેરંગી દીપકોથી ઝળહળી રહ્યો હતો. રાજમહેલના એક સુશોભિત દિવાનખાનામાં રાજપુત્ર વિજયસિંહ લમણે કર ટેકવીને વિચાર વશ વદને બેઠેલો હતો. વિશ્વમોહિનીને મળવા તેનું દિલ કેટલું તલશી રહ્યું હતું; તે ફક્ત તેનું મન જ જાણતું હતું. વિશ્વમોહિની વિના તેને સર્વ રાજ વૈભવ નકામા લાગતા. દિવાના મનુષ્યની માફક તે રાત્રિ દિવસ વિશ્વમોહિનીનું જ રટણ કર્યા કરતો. થોડીવાર વિચારમાં વ્યતિત કરી કુમાર ઉભો થયો અને દિવાનખાનામાં આમતેમ આંટા મારવા લાગ્યો. એવામાં કુમારના એક મિત્રે ત્યાં પ્રવેશ કર્યો. કુમારે તેની સાથે હાથ મેળવી તેનું કુશળ પૂછ્યું. આવનાર મિત્રનું નામ રૂપસીંહ હતું. તે કુમારની સાથે હિંચકાપર બેસી બોલ્યો; " આપની તબીયત દિન પ્રતિદિન લેવાતી જાય છે. એવી તે શું ચિંતા ઉત્પન્ન થઇ છે કે જેથી દિનરાત ચિંતાતુર રહ્યા કરો છો ? તમારૂં નિસ્તેજ વદન જોઇ મહારાજાને પણ ઘણું લાગી આવે છે. તમારા મનની વાત તેઓ જાણવાને ઇચ્છે છે અને તેમણે જ મને અત્યારે આપની પાસે મોકલ્યો છે."

રૂપસીંહનું બોલવું ધ્યાનપૂર્વક સાંભળી કુમાર બોલ્યો; " રૂપસિંહ ! તમને અને મારા વ્હાલા બાપુને મારી ફિકર થાય એ સ્વાભાવિક જ છે. પણ મારા મનની વેદના મટયા વિના મને સુખ પ્રાપ્ત થનાર નથી. મારા મનની સ્થિતિ વિચિત્ર પ્રકારની થઇ રહી છે તે હું

પોતે કબુલ કરૂં છું. પણ મારા મનની વાત મારા પ્રિયભાઇ પ્રતાપ સિવાય કોઇ સમજી શક્યું નથી. મારૂં દુઃખ વિદારવા મારો પ્રતાપ ભગીરથ પ્રયત્નો કરી રહ્યો છે. મને આશા છે કે તેના કાર્યમાં જરૂર વિજય મળશે જ."

"આપની ચિંતાનું મુખ્ય કારણ શું છે?" રૂપસિંહે પૂછ્યું.

"તે જાણીને તમે શું કરશો?" કુમારે પૂછ્યું.

"યોગ્ય ઉપાય."

"તમારાથી બની શકશે જ નહિ."

"જણાવો તો ખરા?"

"રૂપસીંહ! મારા દુઃખનું કારણ બીજું કાંઇ નથી, પણ જેની સાથે હું રમ્યો છું અને જેણે મને ભુરકી નાખી ભૂલાવ્યો છે; તે દૂનિયાંની દેવી વિશ્વમોહિનીને મેળવવા હું આતુર બની રહ્યો છું. જ્યાં સુધી તે સુંદરી મારા રંગભુવનમાં આવશે નહિ; ત્યાં સુધી સઘળું સુખ વૃથા છે. પ્રિયમિત્ર! હું તે મનમોહિનીના વિચારમાં જ મારો સમય વ્યતિત કરૂં છું. તેના વિના મને ચેન પડતું નથી. તેને મેળવવા અમે મહાન પ્રયાસ કરી રહ્યા છે."

રૂપસિંહ વિચારમાં પડીને બોલ્યો; "બાપુને આ વાત જણાવું?"

"બાપુ તમામ વાત જાણે છે; પણ તે તરફ ઝાઝું ધ્યાન આપતા નથી."

"હું કહીશ."

"પણ વાત ભારે થઇ છે."

"તે શું?"

"ખડગસિંહ મારીપર વ્હેમાયા છે?"

"શા માટે?"

"હું ત્યાં જાઉં છું અને વિશ્વમોહિનીને છાની રીતે મળું છું. એવું તેમને સમજાવવામાં આવ્યું છે."

"એવું સમજાવનાર કોણ છે?"

"દુર્જનસિંહ."

"તેને એવું ખોટું સમજાવવાનું કારણ?"

"કારણ ભેદમય છે. તે દુષ્ટને રાજકન્યા સાથે પરણવું છે અને રાજા પણ બનવું છે."

"ઠીક; હવેજ બધું સમજાયું. પણ દુર્જન હાલ ત્યાં નથી."

"તે હું જાણું છું. પ્રભુ કૃપાએ તેનું પોકળ પ્રકાશમાં આવી ગયું અને તેથી મહારાજાએ ગુસ્સે થઇ તેની સંપત્તિ લુંટી લીધી અને તેને સરહદ પાર કર્યો."

"બરાબર અને તેથી જ તે અમલગઢ ગયો હશે?" રૂપસીંહે પૂછ્યું.

"હા, કારણ કે અમલગઢ અને નવીનદુર્ગ વચ્ચે ઘણા વખતથી વૈરનાં બીજ રોપાએલાં છે. બન્ને રાજાઓ એક બીજાનું અકલ્યાણ કરવા આતુર છે અને પ્રસંગની રાહ જુએ છે."

"ત્યારે તો વ્હેમસીંહને પ્રસંગ મળી ગયો."

"હા, તે જરૂર ચઢાઇ કરશે."

"આપણે ખડગસિંહને મદદ કરવી પડશે."

"જરૂર. હું આપણા સૈન્યનો સેનાપતિ બની ત્યાં જઇશ અને દુશ્મનોને મારા હાથ બતાવીશ."

"બાપુજીને આ બધી બાબતની ખબર પડી છે?"

"થોડી પડી છે અને વધુ હવે પછી પડશે."

"ખડગસિંહને મદદ કરવી એ આપણો ધર્મ છે."

"તેથી જ અત્રેથી તેમને સંપૂર્ણ મદદ મળશે."

"પ્રતાપસિંહ ક્યાં છે?" રૂપસિંહે પૂછ્યું.

"તેની મને બરાબર ખબર નથી."

આ પછી બન્ને મિત્રો વચ્ચે ઘણી વાતો થઇ. મોડી રાતે રૂપસિંહ ત્યાંથી વિદાય થયો. કુમાર એકલો પડયો અને સુખશૈય્યામાં પડયો. એકલો પડતાં જ વિશ્વમોહિની યાદ આવી. તે આત્મગત બોલ્યો, "સુંદરી! હવે ક્યાં સુધી ટળવળાવીશ? શું તને તારા પ્રિયતમની લગીર પણ દયા આવતી નથી? શું તું મારી મનોદશા જાણતી હોઇશ? અરેરે! તને મારી આ દશા કોણ જણાવે? પણ કદાચ તારી દશા પણ મારાજેવી થઈ હશે તો? હા, ખરેખર! એમજ હશે? દેવી! મનમોહિની! તારા વિના સઘળું શુન્યકાર લાગે છે. મારી પ્રાણેશ્વરી! મારા હૃદયની વાત તને હું કેવી રીતે કરૂં? અહા!

મારૂં પ્રેમી આ હૃદય અતિશે આતુર થઇ,
ઉડી ઉડી દોડે સતત મળવાને તુજ પ્રતિ;
દીધું અર્પી જેણે પ્રિતી ધરીજ સર્વસ્વ તુજને,
રહ્યો છું તે અત્રે રૂદન કરતો નીજ મનડે.

પ્રિયા! હું તારૂં જ રટન કરતો દિવસો નિર્ગમન કરૂં છું—છતાં તું?

નથી લેતી શાને ખબર મુજની તું પ્રિયતમે,
લગારે છે ચિંતા મુજ સ્થિતિ તણી શું તવ મને;
કર્યો તારે પ્રેમે તદપિ મન ઇપ્સીત ન રહ્યો,
પૂરેપૂરો હું છું અવ તવ અભાવે દુઃખી થયો.

દુઃખી, દુઃખી; ખરેખર દુઃખી. દિવ્યાંગના સિવાય સઘળું વૃથા છે. કુરંગનયનીનાં કાતીલ કટાક્ષથી મારૂં હૃદય ઉન્મત્ત બની ગયું છે. સુંદરી! તારી સાથેના રમ્મત–ગમ્મતના દિવસો યાદ કરતાં અત્યારે દુઃખી થાઉં છું. અને—

બળી જવાભે પ્રેમી મુખ પ્રિયતમા એમજ ભણું,
સ્મરીને આનંદો-તવ મુખ થકી ગર્જન કરૂં;
મૂકી દે માનુની! પ્રણય સઘળો પ્રેમિ અરથે,
વળી આવી ભેટી પ્રણયિ ઉરમાં શાન્તિ ક્ષણ દે.

આવ; મારી મધુરી! આવ. તને આલિંગન આપી મારા તપેલા તનડાને શિતળ કરવા હું તારી રાહ જોઇ રહ્યો છું. સુંદરી! દયાવાન થા. તું દયાની દેવી છે. બીજું શું કહું? પ્રિયે—

પડી તારે પાયે વિનવું તુજને હું લળી-લળી,
ત્યજી દોષો સર્વે નજર કર મારા પ્રતિ જરી;
ભૂમિ પ્રત્યે દષ્ટિ કર કર ન કિન્તુ રસીકની,
પ્રતિ દષ્ટિ દે, શું ઉરમહિં ધરે છે ભિતિ કશી?
ભલે વિંધે હૈયું મુજ રસીકનું દ્રષ્ટિ તુજની,
ન રાખું હું તેની ફિકર ઉરમાં કિંચીત્ કદી;
કટાક્ષે મેં પ્રેમી હૃદકમળને ખીલવી અને,
ઉરે શાન્તિ દે-દે નિશદિન સદા પ્રેમ ધરીને,
વિચારી જો ઉરે રસીક પિડ પામું તુજ વિના,
સદા થાયે દ્રેહે ઝુરી-ઝુરી અને દુઃખિત દશા.
પરંતુ શું મારી ઉપર નવ થાશે તવ કૃપા?
મને કાન્તે! તારા ધર ધર, મારી કશી દશા.
અરેરે હવે તો નયન રડીને શુષ્ક અતીશે,
થયાં છે જોને તું, ઉર નહિં કશુંએ ક્ષ્યમ ધરે;
શશી રૂપી તારાં દરશન વિના તે ગત થશે,
ધરી ચિત્તે ત્યારે સુવિનતિ કૃપા તું કર હવે.
ઘટે છે શું પ્રેમી-જન શું ગણવો અંતર ક્ષણે,
તથાપિ શાને હું રસીક જનને નીશદિ દમે,

ધરે શાને લજ્જા અધર પિઉં તેમાં છકી મદે,
અરે જા જા કાન્તે ! ગૃહવી વિડ લેશે નવ ધરે.
પૂરો વાધ્યો જ્યારે મુજ–રસીકને પ્રેમ તુજશું,
તદા શાને ચિત્તે તુજ સહ કશો અંતર ધરૂં,
થઇ સ્વેચ્છાચારી ક્યમ નહિં પીઉં હર્ષ ધરીને,
ધરાઉં ત્યાં સુધી મદ રસ તહારો હું અતીશે.

વિશ્વમોહિની! મારી ખાત્રી છે કે હું જરૂર તને મેળવીશ અને તારી સાથે જ સ્વર્ગ સુખ ભોગવીશ. પણ...હા! એ સમય ક્યારે આવશે ?" વિજયકુમાર વિચારમાં પડયો. લગભગ એક કલાક એવી અવસ્થામાં તેણે પસાર કર્યો. એવામાં કોઇના આગમનનાં પગલાં સંભળાયાં. કુમારે ચમકીને પ્રવેશ દ્વાર તરફ દ્રષ્ટિ કરી. એક સિપાહી આવતો જણાયો. કુમારે આશ્ચર્ય પામી તેના તરફ જોયું. સિપાહીએ નજીક આવી કુમારને સલામ કરી કહ્યું; "હુજુર."

"કેમ શું છે?" કુમારે પૂછ્યું.

"બહાર મણીકાન્તા આવ્યાં છે અને તે આપની પાસે આ-વવાને ઇચ્છે છે!"

મણીકાન્તાનું નામ સાંભળતાં જ કુમાર ચમક્યો અને આનં-દના આવેશથી બોલ્યો; "શું મણીકાન્તા?"

"હા, નામદાર."

"જા; જલ્દીથી તેમને અહિં લઇ આવ."

સિપાહી ચાલ્યો ગયો. વિજયકુમાર વિચારવા લાગ્યો કે; "મણીકાન્તા આટલી રાત્રે મારી પાસે કેમ આવી હશે? શું તે મને તેડવાને આવી હશે? શું તેની સખી મારી માફક વ્યાકુળ બની હશે?" વિજયકુમાર આવી રીતે વિચાર કરવા લાગ્યો.

એવામાં જ સામેથી મણીકાન્તા આવતી જણાઇ. કુમાર તેને લેવા સામે દોડયો.

વાંચકો ! આ ખરી મણીકાન્તા નહોતી; પણ બનાવટી હતી. મણીકાન્તાના વેશમાં ચટુ આવ્યો આવ્યો હતો.

પ્રવેશદ્વાર આગળ જ કુમાર અને તેનું મિલન થયું. મણીકાન્તાએ કુમારને જોઇ હશી દીધું. કુમાર તેને અંદર લઇ આવ્યો. મણીકાન્તા એક મખમલે મઢેલા કોચ પર બેઠી. કુમારે તેની સામે એક વિરામાસન પર સ્થાન લીધું. બાદ કુમારે હશીનું પૂછ્યું, "કહો અત્યારે કેમ આવવું થયું ?"

"કોઇ અમસ્તુ આવે ?" મણીકાન્તાએ સામો પ્રશ્ન પૂછયો.

"અગત્યના કામ સિવાય કોઇ આવેજ નહિ." કુમારે કહ્યું.

"કંઇ એમ જ છે."

"ત્યારે જણાવો ?"

"ધ્યાન પૂર્વક સાંભળશો ને ?"

"જરૂર."

"મારી સખીએ મને અહિં મોકલી છે ?"

"એમ કે ?" કુમારે આનંદના ઉમળકાથી પૂછ્યું.

"તે અતી વ્યાકુળ બની રહી છે."

"શા માટે ?"

"તમારા વિના."

"મારી પણ એવી જ દશા છે."

"તમારે કોઈ પણ ઉપાયે હવે તેને મળવું જોઇએ."

"હું પણ એજ વિચારમાં છું."

"વિચારમાં વખત ક્યાં સુધી લંબાવશો ?"

" સમય પ્રતિકુળ છે. પ્રભુ કૃપાએ હવે ટુંકમાંજ અમારૂં મિલન થશે."

" પ્રતાપસિંહ ક્યાં છે ?" મણીકાન્તાએ પૂછ્યું.

" તેની મને ખબર નથી."

" ઘણું કરીને તો તે નવીનદુર્ગમાં હશે નહિ વારૂં ?"

" તે હું બરાબર કહી શકું નહિ."

" વ્હેમસિંહ મહારાજ નવીન દુર્ગપર ચઢાઈ લઈ જનાર છે એ જાણો છોને ?"

" કંઇક જાણું છું."

" તમે મહારાજ ખડગસિંહને મદદ કરશોને ?"

" જરૂર."

" વ્હેમસિંહ વિશ્વમોહિનીને પરણવા ઇચ્છે છે."

આ સાંભળતાં જ કુમારની આંખ્યો લાલચોળ થઇ. નજીકમાં પડેલી તલવાર તરફ તેણે દૃષ્ટિ કરી કહ્યું, " સિંહનો શીકાર શીયાળ લઇ શકશે નહિ."

" ધારો કે કદાચ વ્હેમસિંહ જીત્યો તો ?"

" તે જીતેજ નહિ. મારા બહાદુર યોદ્ધાઓ તેને જોત જોતામાં નસાડી મૂકશે."

મણીકાન્તા હસી. આ હસવું ભેદમય હતું. કુમાર તે સમજી શક્યો નહિ. મણીકાન્તાના વેશમાં આવેલો શયતાન બારીકાઇથી ચોતરફ નજર કરવા લાગ્યો.

એટલામાં જ કુમારે તેને પૂછ્યું, " બીજી શું ખબર છે ?"

" બીજી તો કંઇએ નવા જુની નથી."

" વિશ્વમોહિનીએ કંઈ કહેવરાવ્યું છે ?"

મણીકાન્તાએ મંદમંદ હસતાં કહ્યું; " હા તે સારી છે. પણ આપના નામ સિવાય અન્ય કાંઇ તે રટતી નથી. નિરંતર આપના નામનો જ જાપ જપ્યાં કરે છે અને વચ્ચે વચ્ચે 'હે કુમાર આવા નમેરા તમે કેમ થયા. હું જીવતી છું કે મરેલી છું તેની તો ખબર લ્યો ' એમ બબડયા કરે છે. આજે તો તે ઘણી જ ગભરાઈ અને તેણે મને આજે આપના ભણી મોકલી છે. વળી આ બે નારંગીઓ પણ મારી સાથે મોકલી છે અને કહ્યું છે કે, ' આ નારંગીઓ મારા હાથની ઉછેર છે અને તે તારા રૂબરૂ જ કુમારને ખવરાવજે." મણીકાન્તાએ ગજવામાંથી ચપ્પું કાઢયું અને કુમારના દેખતાં જ એક નારંગીના કકડા કર્યા અને પેશીઓ કુમાર તરફ ધરી વધાર્યુંઃ—" વિશ્વમોહિનીને આ નારંગીઓ ઘણી જ પ્રિય છે અને તેથી પ્રથમ ઉતરેલાં ફળો આપના તરફ મોકલી તેણે પોતાના સોગન આપી આપને તે ખવરાવવા મને કહ્યું છે. માટે આપ ગ્રહણ કરો."

વિજયસિંહ મણીકાન્તાની મીઠી મીઠી વાતો સાંભળીને ઘણે જ ખુશ થઇ ગયો હતો. સુંદરીના સપાટામાં તે ખરેખરો અંજાયો આથી આ ફળ ખરેખર વિશ્વમોહિનીએ સમ દઇ મોકલ્યું હશે કે કેમ તે સંબંધી કાંઇ વિચાર તેને ન સૂઝ્યો. પ્રતાપસિંહે આપેલ શીખામણ તે તદ્દન વિસરી ગયો. પ્રેમદાના પ્રપંચી પાશમાં બંધાયે અને નારંગીની પેશી તેણે હાથમાં ખાવા માટે લીધી. પરંતુ જ્યાં કુમાર એક પેશી મ્હોંમાં ખાવા મૂકવા જાય છે કે સ્હામેથી રૌદ્રમૂર્તિ પ્રતાપસિંહે પ્રવેશ કર્યો.

# પ્રકરણ ૧૦ મું.

## ચટ્ટુ ચૂકયો.

ભોળાને ભરમાવવા, ફંદી ફંદ હજાર;
કરતા પણ નવ ફાવતા, થાતું તેજ થાનાર.

પ્રતાપસિંહે સ્હામે મણીકાન્તાને બેઠેલી જોઇ અને પાસે નારંગીના કકડા પડયા છે તેમાંથી કુમાર ખાવા જાય છે, તે પણ જોયું. જોતાં જ તે ચેતી ગયો અને એકદમ બોલી ઉઠયો. "હાં, હાં, જોજો ખાતા."

"કેમ શું છે?" પેશી કુમારના હાથમાં જ રહી હતી. તે ખાતાં અટકયો.

"કેમ જતી વખતે હજારવાર કહ્યું હતું અને માથાકુટ કરી હતી તે સર્વ પાણીમાં કે?! કેમ કાંઇ બુદ્ધિ બહેર મારી ગઈ છે કે શું?! મણીકાન્તા કોઇવાર પ્રથમ આ પ્રમાણે આવેલ કે આજે જ?! શું એટલું પણ–તમે ઓળખી ન શકયા કે આ મણીકાન્તા છે કે કોઇ વેશધારી છે?! વાહ! સ્હામે એક સુંદરી જોઇ એટલે તેની મીઠી મીઠી વાતોથી ભાન ભૂલ્યા!?"

પ્રતાપસિંહની ધુરકી સાંભળીને વિજયસિંહ શરમાઈ ગયો અને મણીકાન્તાના મ્હોં સ્હામું જોવા લાગ્યો. વેશધારી મણીકાન્તા મનમાં ગભરાઈ, તેનું શરીર ભયથી ધ્રુજવા લાગ્યું. સર્વાંગે પસીનો વળ્યો. તેણે મનમાં કંઇક નિશ્ચય કરી કાતિલ નજરે પ્રતાપ અને વીજયસિંહ તરફ જોયું.

પ્રતાપ પણ રક્ત નેત્રે તેના તરફ જોઈ રહ્યો હતો. વિચિત્ર પ્રસંગ ઉપસ્થિત થયો હતો. એવામાં જ મણીકાન્તાનો વેશ ધારણ કરનાર ચટુએ એકદમ પોતાનું ખંજર કાઢયું અને પ્રતાપસિંહ તરફ દોડયો. કુમારની ખાત્રી થઈ ચૂકી કે આ કોઈ વેશધારી બહુરંગી છે. તેને પ્રતાપસિંહ તરફ ખંજર સાથે દોડતાં જોઇ વિજયકુમારે તરત જ ઉઠી તેના ખંજરવાળા હાથની બાંય પકડી અને બીજો હાથ તેની કમ્મરમાં નાખી તેને ઉંચક્યો. કુમાર જો ચાહત તો તેને ઉંધે માથે એવી રીતે નાંખત કે તેનાં હાડકાં પાંસળાં જૂદાં થઇ જાત, પણ પ્રતાપસિંહ બોલી ઉઠયોઃ—“હાં હાં જોજો તેને પછાડતા. તે મરી જશે. તે બહુરંગી છે. તેનું જે કામ છે તે પ્રમાણે તેણે કર્યું છે. તેને મારે હવાલે કરો.”

ધીમેથી કુમારે તેને નીચે મૂકયો. તેના હાથમાંથી ખંજર ખું-ચવી લીધું અને મુશ્કેટાટ બાંધી તેને પ્રતાપસિંહને હવાલે કર્યો. પ્રતાપસિંહે જોરથી તેના નાકમાં બેહોશીની દવા સુંઘાડી બેહોશ કરી દીધો અને એક ગાંસડીમાં બાંધી તેને સ્હામે મૂકી બન્ને મિત્રો વાતો કરવા લાગ્યા.

પ્રતાપસિંહે વિજયકુમારને ઘણી જ રીતે સમજાવી કહ્યું કે:—“હવે થવાનું તે તો થઇ ગયું, પણ હવે ધાપ ખાઇ ન જવાય તેની સાવચેતી રાખશો.”

કુમાર બહુજ શરમાયો અને કાંઇ પણ ઉત્તર ન દેતાં હવે નવીન-દુર્ગની હકીકત પૂછવા લાગ્યો. પ્રતાપસિંહે ત્યાંની સર્વ બનેલી હકીકત જણાવી અને ખડ્ગસિંહ મહારાજાએ પોતાની મહોરવાળી જે ચીઠ્ઠી આપી હતી તે પણ બતાવી. પોતાના પિતાના નામની ખડ્ગસિંહ મહારાજાએ ચીઠ્ઠી આપી છે તે જોતાંજ કુમારના હર્ષનો પાર ન

ગ્રો, તે કુદીને પ્રતાપની કોટે વળગી પડયો, અને કહ્યું:—" હવે જે
રવાનું છે તે સત્વરે કરી નાખો."

" ઉતાવળની જરૂર નથી."

" પણ પ્રેમદા વિના પ્રાણ જાય છે."

પ્રતાપ હસ્યો અને બોલ્યો,

" હવે ઉતાવળા બની બહાવરા બનવું નથી. તમે ગભરાશો નહિ.
' કરવાનું છે તેની જ ત્રેવડમાં હું છું." પ્રતાપે તેને ઉત્તર આપ્યો.
. આ પછી અનેક પ્રકારની વાર્તાઓ બન્ને મિત્રો વચ્ચે થઇ.

આમને આમ વાતોમાં આખી રાત્રિ ચાલી ગઇ અને સવા-
નો પ્હો ફાટયો. મ્હોટા મળસકે પ્રતાપ પેલી બહુરંગીની બાંધેલી
સડી ઉપાડી જે જગાએ અહમદ અને મહોબતસિંહને મુક્યા હતા
જગાએ જવા વળ્યો, ત્યાં જતાંજ પૂર્વવત્ દરવાજો ઉઘાડયો
ને ચારે બાજુ જોતો જોતો આગળ જતાં એક નિર્ઝરના પાસે
હમદને સૂતેલો જોયો. વળી થોડે દૂર ઝાડની નીચે એક પત્થરની
ટ ઉપર મહોબતસિંહને પણ માથું નીચું ઘાલી બેઠેલા જોયા.
ાપસિંહને જોતાંજ મહોબતસિંહ ઉભા થયા અને બોલ્યા:—

" ભાઈ પ્રતાપ ? "

" કેમ શું છે ? " પ્રતાપે કરડાગીથી પૂછ્યું.

" પ્રતાપસિંહ ! મ્હેં એવી શી તમારી કસુર કરી છે કે મને
। કેદખાનાની સજા કરી ? "

પ્રતાપ ખડખડાટ હશી પડી બોલ્યો,

" કુસુર ? ! અરે આપની તે કુસુર હોય ! ? કસુર કરી હોય
ને આપને કેદખાનામાં નાંખ્યાં હોય તો આપના પગમાં બેડી ન
। ?! આપે અહમદને અહીં જોયો હશેજ અને તેના પગે બેડી

પણ નીહાળી હશેજ. આપે કોઇપણ કસુર કરી નથી પણ આપને એક દિવસ અહીં રાખવામાં મારૂં મોટું કામ થાય તેમ હતું. થયેલા અપરાધની હું માફી માગું છું. આપ હવે સ્વતંત્ર અને છુટા છો. જ્યાં જાઓ ત્યાં આપની આજ્ઞા ઉઠાવવા હું સેવક તૈયાર છું. નવીનદુર્ગમાં આપ એક નેક ઇમાનદાર અને ન્યાયી–વીમળ હૃદયના છો. હું આપની મદદની આશાનો અભિલાષી છું." પ્રતાપસિંહે મલકાતા મુખે ગંભીર વાણીથી કહ્યું.

મહોબતસિંહમાં હવે કંઇક હિંમત આવી. તે ખુશી થતાં બોલ્યા,

"જુઓ પ્રતાપસિંહ, આપ સારી રીતે જાણો છો કે હું હમેશાં તમારો અને કુમાર વિજયસિંહનો મિત્ર છું."

"મને તે બરાબર ખબર છે."

"હું તમને વફાદાર છું કે નહિ તેતો ફક્ત પ્રભુજ જાણે છે."

"આપની વફાદારીની અમને સંપૂર્ણ ખાત્રી છે. આપને સંકટ સહન કરવું પડ્યું તેને માટે હું તમારી માફી માગું છું." મહોબતસિંહ હસ્તાવદને બોલ્યો: "માફીની જરૂર નથી, પણ મને તો એજ થયા કરતું હતું કે પ્રતાપસિંહ મિત્ર હોવા છતાં એક મિત્રનેજ કેમ કેદ કર્યો હશે! પ્રથમ તો મને એમ પણ ખબર નહોતી પડી કે આ સ્થાને કેવી રીતે આવ્યો. મુએલો આવ્યો કે જીવતો. પરંતુ અહીં આ મીયાંને જ્યારે મેં જોયો ત્યારે એમ સમજાયું કે આપના પ્રભાવનોજ પ્રતાપ. હશે ભાઈ! હવે એ તો જણાવો કે મને અહીં રાખવાથી તમારૂં શું કામ થયું અને હવે મારે તમારે માટે શું કરવાનું છે?!" મહોબતસિંહે જણાવ્યું.

"મ્હેં આપનો વેશ ધારણ કર્યો હતો, પણ આપના જનાનખાનામાં પ્રવેશ નથી કર્યો તેની ખાત્રી રાખશો." પ્રતાપે કહેવા માંડયું.

"તમને તો હું મારા એક ન્હાના ભાઈ બરોબર સમજું છું, આથી તમે ગયા હોત તોપણ શું? પણ કહો પછી!" સાંભળવાને અધીરા બનેલા મહોબતસિંહે પૂછ્યું.

ખડ્ગસિંહ મહારાજાએ અજીતસિંહ મહારાજા ઉપર જે ચીઠ્ઠી લખી આપી હતી તે પ્રતાપસિંહે મહોબતસિંહને બતાવી અને પછી તેમનાં તમામ કપડાં તેમને પાછાં આપ્યાં અને સર્વ હકીકત તેમને ખુલાસેવાર કહીને જણાવ્યું કે—"હવે આપે આપનાં કપડાં પહેરીને વિજયગઢમાં જવાનું છે. ત્યાં દરબારમાં જઇ મહારાજા સાહેબ પાસે મારી માગણી કરવી અને મને સાથે લેઇ જવો. નહી તો અમલગઢથી જે ચિત્રરંગીઓ આવ્યા છે તે નવીનદુર્ગમાં મહા ઉપદ્રવ મચાવશે અને મહારાજા બ્હેમસિંહ આવી નવીનદુર્ગનો કબજો લેઈ લેશે. હું આપની સાથે આવીશ અને તે તમામ ચિત્ર-રંગીઓને એક પછી એક પકડીશ. આપ માત્ર એક બે વાત ધ્યા-નમાં રાંખજો. એક તો એ કે જ્યાં સુધી બને ત્યાં સુધી શત્રુઓનાં માણસોને દરબારમાંથી એક પછી એક દૂર કરતા જજો અને તે જગાઓ આપણાં માણસોથી પુરતા જજો. બીજું એ કે કુમાર વિજયસિંહને ભૂલશો નહીં, અને ખડ્ગસિંહ મહારાજા આગળ તેની બને તેટલી પ્રશંસા કર્યા કરશો, કે જેથી મહારાજા તેમને પણ ત્યાં મદદ માટે બોલાવે."

મહોબતસિંહે પ્રતિજ્ઞા લીધી અને જણાવ્યું કેઃ—"તમારો હંમેશને માટે નેક દોસ્ત રહીશ અને તમે મને કહ્યું તેના કરતાં વધારે કરી બતાવીશ."

હવે પ્રતાપસિંહે પેલી ગાંસડી છોડી, ચિત્રરંગીના પગમાં એક બેડી પહેરાવી દીધી. તેની પાસેનો બહુવેશી તમામ સામાન એક

ગાંસડીમાં હતો તે પણ લેઇ લીધો. પછી તેને શુદ્ધિમાં લાવી તેનું મ્હોં સાફ કરતાં જણાયું કે તે તો ચંદુલાલ નામનો ચિત્રરંગી હતો. અમલગઢના તમામ ચિત્રરંગીઓને પ્રતાપસિંહ ઓળખતો હતો અને તેથી ચંદુલાલને તેણે તુરતજ ઓળખ્યો.

ચંદુલાલને નહેરને કીનારે ત્યાંજ છોડી પ્રતાપસિંહ અને મહોબતસિંહ ખોજની બહાર નીકળી ચાલ્યા. દરવાજાની પાસે આવી પહોંચતાં પ્રતાપસિંહે મંત્રિ મહારાજને જણાવ્યું કે–"આપની રજા લઈ ફરીથી આપને થોડીવાર માટે હું બેશુદ્ધ બનાવું છું. બહાર નીકળીને આપને શુદ્ધિમાં લાવીશ."

"ઘણીજ ખુશીથી તમારી મરજીમાં આવે તેમ કરો. મારે આ તુરંગખાનામાં આવવાનો રસ્તો જોવાની કે જાણવાની લેશ માત્ર પણ ઇચ્છા નથી. તે તમારૂં કામ છે. મારે જોઇને શું કામ છે?"

મહોબતસિંહે વાક્ય પુરૂં કરતાં પ્રતાપસિંહે તેમને બેશુદ્ધ બનાવી બહાર લાવી ફરી શુદ્ધિમાં આણી કહ્યું:—"હવે આપ આપનાં કપડાં પહેરી લ્યો અને મારી સાથે ચાલો."

બંને સાથે સાથે વિજયગઢ આવી પહોંચ્યા. હવે પ્રતાપસિંહ જૂદા પડી ગયા અને મહોબતસિંહ એકલાજ દરબાર તરફ વળ્યા. મહારાજા અજીતસિંહે તેમને ઘણોજ સારો આવકાર આપ્યો. તેમનું યોગ્ય સન્માન કરી હાલ હવાલ પુછતાં બહુ બહુ વાતો મંત્રિએ કહી. આખરે મહારાજા ખડગસિંહની ચીઠ્ઠી આપી. મહારાજાએ ઘણાજ માન અને પ્રેમ પૂર્વક તે ચીઠ્ઠીલીધી અને પોતાના મંત્રિ ચતુરસિંહને તે વાંચવા આપી.

ચતુરસિંહે મ્હોટેથી ચીઠ્ઠી વાંચી. ચીઠ્ઠી સાંભળી મહારાજા ઘણા પ્રસન્ન થયા અને બોલ્યા;–"મારૂં રાજ્ય મહારાજા ખડગસિંહનું જ

છે. તેનો ઉપભોગ પોતાની મરજીરૂપ કરવાને તે પૂર્ણ સ્વતંત્ર છે. જેને મરજીમાં આવે તેને તે બોલાવે તો તેને મોકલવામાં મને કાંઈ વિરોધ નથી. પ્રતાપસિંહ આપની સાથે આવશે."

મહારાજાએ મહોબતસિંહની મહેમાનગીરી કરવાની ચતુરસિંહને આજ્ઞા આપી; બાદ દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો.

ત્રણ દિવસ સુધી મહોબતસિંહની ઘણી સારી રીતે પરોણાગત કરવામાં આવી. આથી તે ઘણાજ ખુશી થયા. ચોથા દિવસે તેમણે મહારાજાની જવાને માટે આજ્ઞા માગી. મહારાજાએ કેટલુંક ધન અને જવાહિર મંત્રિને આપ્યું અને પ્રતાપને બોલાવી સમજાવી મંત્રિની સાથે રવાના કર્યો.

ઘણા ઠાઠમાઠની સાથે બન્ને નવીનદુર્ગ આવી પહોંચ્યા અને સાંજના દરબારમાં ખડ્ગસિંહ મહારાજા પાસે હાજર થયા.

મહોબતસિંહે વિજયગઢની હકીકત જણાવી. ત્યાંના થએલા સન્માનની અને અજીતસિંહજી મહારાજની એટલી બધી પ્રશંસા કરી કે ખડ્ગસિંહ મહારાજા ઘણાજ ઉપકારમાં દબાયા. મંત્રિને હુકમ કર્યો કે પ્રતાપસિંહને માટે એક સરકારી ઉમદા મકાનનો બંદોબસ્ત કરો અને તેમની ખાતરદારી મહેમાનગીરીની સર્વ વ્યવસ્થાનો બોજો તમારે જ માથે રહેશે.

દરબાર બરખાસ્ત થતાં મંત્રિજી પ્રતાપસિંહને સાથે લેઈ નીકળ્યા. એક ઉત્તમ સુશોભિત ખંડમાં તેમનો ઉતારો કર્યો. નોકર ચાકર તથા પહેરાવાળાઓને માટે પણ બંદોબસ્ત કરી દીધો. પ્રતાપસિંહના આનંદની સીમા રહી નહિ.

બીજે દિવસે દરબારમાં મંત્રિની સાથે જ એક ખુરશી પ્રતાપસિંહ માટે મુકરર કરવામાં આવી.



## પ્રકરણ ૧૧ મું.

### સિંહ સપડાયો.

લહે વિજયની કુંચ, પુરૂષાર્થી નિજ હાથમાં;
લીંબુ રાખે મુછ, પ્રભુને પણ નથી ગાંઠતા—

શ્રી નવીનદુર્ગમાં નવા નવા રંગો જામવા લાગ્યા. એક તરફથી વ્હેમસિંહ મહારાજાની આજ્ઞાનુસાર દુર્જનસિંહ અને અહમદની સાથે આવેલા ચિત્રરંગીઓ પોતાનો પ્રભાવ વિસ્તારવા લાગ્યા ત્યારે બીજી તરફથી પ્રતાપસિંહ તેમનો પરાજય કરવા અને તેમને મ્હાત કરવાના ઉત્સાહી કાર્યમાં પૂર્ણ ઉત્કંઠાથી યોજાયો.

મહારાજા વ્હેમસિંહના જે જે રંગવિદ્યા જાણનારા બહુરંગીઓ હતા તે તમામને પ્રતાપસિંહ સારી રીતે જાણતો હતો. પ્રતાપસિંહ પોતે રંગવિદ્યામાં નિપુણ અને પ્રવીણ હતો. તોપણ અમલગઢથી દુર્જન અને અહમદ સાથે ક્યા ચિત્રરંગીઓ આવ્યા છે તેની તેને ખબર નહોતી અને તેથી તે જાણવું તે તેનું પ્રથમ આવશ્યક કર્તવ્ય હતું. ચંદુલાલને પકડી કેદમાં પૂરેલો આથી તેણે તેનો વેશ ધારણ કર્યો અને સાંજના શહેરમાંથી નીકળી જંગલમાં આમતેમ ફરવા લાગ્યો.

વર્ષાઋતુનો આરંભ થઈ ચૂક્યો હતો. રાત્રિ અંધારી હતી. વાદળ છવાયલું હતું. વિજળીયોના ચમકારા ઉપરા ઉપરી થતા હતા. મેઘ ગર્જના પણ વખતો વખત સંભળાતી હતી. થોડીવારમાં

જ વરસાદ તૂટી પડશે એમ જણાતું હતું. આ વખતે પ્રતાપે એક સ્થાને ઉભા રહી સીસોટી વગાડી.

થોડી જ વારમાં અમલગઢના ત્રણે છબ્બરંગીઓ અને સોમેશ્વર જોષી એમ ચારે જણા ત્યાં આવ્યા અને ચંદુલાલને જોઇને કહેવા લાગ્યાઃ—" કેમ તમે તો વિજયગઢ ગયા હતા તે પાછા કેમ આવ્યા?"

પ્રતાપસિંહે સર્વને બરાબર ઓળખ્યા અને ઉત્તર વાળ્યો કેઃ— "પ્રતાપના પૂર્ણ બંદોબસ્ત આગળ ચાલાકી ન ચાલી અને તેથી પાછું ફરવું પડયું છે. હવે તો તમારામાંથી એક જણ મારી સાથે ચાલો તો ફરી અખતરો અજમાવીએ."

" ચાલો કાલે હું તમારી સાથે આવીશ " પુરાણી નાગેશ્વરે જણાવ્યું.

આજે નવીનદુર્ગમાં રાજમહેલમાં કાંઇ કુતુહલ જમાવવું એવો સર્વેએ ઠરાવ કર્યો. ચંદુ રૂપમાં પ્રતાપે પણ આ વિચારને અનુમતી આપી અને જણાવ્યું કે મને ભૂખ કકડીને લાગી છે, માટે કાંઇક ખાવાનું પાસે હોય તો આપો કે જેથી જરા ખાઇ લઉં અને પછી કામે લાગીએ."

" ખાવાનું તો સર્વે રંગીઓ પાસે છે પણ તે ઝહેરથી મિશ્રિત હોવાથી અપાય એવું નથી." બંકાએ જણાવી વધારામાં કહ્યું કેઃ— "બજારમાંથી કાંઇ વેચાતુ લાવીએ તો તો સર્વથી ખવાય અને પછી ઠંડા પેટે કામે લાગીએ."

" હા. તો ચાલો મારી સાથે એક જણ. આપણે બે જણા મળી કાંઈ લઈ આવીએ." ચંદુલાલે કહ્યું; બાદ પુરાણી નાગેશ્વર અને તે બન્ને શહેર તરફ ખાવાનું લેવા ચાલ્યા.

શહેર લગભગ આવી પહોંચ્યું. પુરાણીએ જણાવ્યું કે પ્રતાપસિંહ અત્રે નવીનદુર્ગમાં આવી પહોંચ્યો છે અને તે કદાપિ આપણને શહેરમાં ફરતા જોશે તો ઓળખશે માટે આપણે કોઇ બીજા રૂપમાં જવું જોઇએ પણ ચંદુને તેમ કરવું ઠીક ન લાગ્યું. કારણ વેશ ફેરફાર કરતાં તે પોતે પ્રતાપસિંહ છે એમ પકડાઇ જવાનો ભય હતો આથી તેણે પુરાણીને કહ્યું:—" અત્યારે રાત્રિનો વખત છે અને આપણે ખાવાનું લેઈ તુરત પાછું ફરવુ છે એટલામાં કોણ મળવાનું છે ?! કોઇ નહિ મળે માટે કાંઈ વેશ બદલવાની જરૂર નથી."

ચંદુલાલે આ પ્રમાણે વેશ બદલવાની ના કહી તેથી પુરાણીને કંઇક વ્હેમ પડયો, ધ્યાનપૂર્વક બારીકાઇથી તે જોવા લાગ્યો, તોપણ રાત્રિ અંધારી હોવાથી તે ચોક્સ નક્કી કરી ન શકયો. તેનો વહેમ વધતો ગયો, એકાએક તેણે બીજા બહુરંગીઓને બોલાવવા એક જોરથી સીસોટી વગાડી.

નગર લગભગ આવી પહોંચ્યુંહતું. બીજા દોસ્તો તો ઘણા દૂર હતા, આથી સીસોટી સંભળાય નહીં અને કોઇ આવે તેમ નહોતું; પ્રતાપસિંહે જાણ્યું કે હવે આને શક ઉત્પન્ન થયો છે તેથી વાર કરવાનો વખત નથી. એકદમ તેણે ઉછળી પુરાણીને ગળામાંથી દબાવ્યો. પુરાણીએ ખંજર કાઢી પોતાનો બચાવ કરવા વૃથા પ્રયાસ કર્યો. પણ પ્રતાપ આગળ તેનું ના ચાલ્યું.

થોડીજ ક્ષણમાં પ્રતાપે તેને વશ વર્તાવ્યો. તેને જરા ઠંડો માર મારી જોરથી બેહોશીની દવા સુંઘાડી ભાન રહીત કરી દીધો. તે બેહોશ થતાંજ તેની ગાંસડી બાંધી માથે ઉપાડીને હેરમાં નિર્ભય પણે પેઠો.

નગરમાં પ્રવેશતાં તેણે પોતાનો મૂળ સ્વાંગ ધારણ કર્યો અને

પોતાના ઉતારાએ જઈ પુરાણીને એક કોટડીમાં પૂરી દઇ તે કોટડી ઉપર સખત પહેરો બેસાડી દેખરેખ માટે ખુબ તાકીદ કરી જાતે તેના બારણા આગળજ પોતાનો પલંગ પાથરી સૂતો. સવાર થતાં પુરાણીને કોટડીમાંથી કાઢયો અને પોતાની સાથે લઈ તે દરબારમાં ગયો.

ખાવાનું લેવા ગયેલા ચટ્ટુ અને પુરાણી શહેરમાં ગયેલા ઘણીવાર થતાં પણ પાછા ન આવવાથી અહીં, શાસ્ત્રી બદ્રીનાથ, મોતીલાલ બંકા અને જોષીજી એ સૌ રાહ જોઇ જોઇ થાકી ગયા. જરૂર કાંઇક નવા જુની થઈ અને બન્ને જણા સપડાયા એવો તેમને ભય ઉત્પન્ન થયો. જો કે ખરી રીતે ચટ્ટુ પોતે ચટ્ટુ નથી પણ કોઇ બીજીજ પ્રતાપી મૂર્તિ છે એવું તો તેમણે ન ધાર્યું.

રાત્રિતો જેમ તેમ કહાડી પણ પ્રાતઃકાળ થતાંજ આ ત્રણે વીર પુરૂષો વેશ બદલી શહેરમાં દાખલ થઇ ગયા. પ્રતાપને અને પાછળ દશ પંદર કેદીના સખત જાપતા સાથે પુરાણીને દરબારમાં જતાં તેમણે જોયા. આથી તેમણે પણ સાથે સાથે દરબારનોજ રસ્તો લીધો.

કચેરી ભરાઇ ગઇ હતી, મહારાજા સાહેબની સ્વારી પણ દરબારમાં પધારી ગઈ હતી; તે વખતે પ્રતાપસિંહ કેદી સાથે કચેરીમાં આવી મહારાજાને યોગ્ય નમન કરી પોતાના આસને જઇ બેઠો. દરબારમાં સ્હામે કેદીને ઉભો રાખેલો જોઈ મહારાજાએ પ્રતાપના સ્હામે જોઇ પૂછ્યું "આ ક્યા પક્ષીને પકડી લાવ્યા છો ?!"

"અમલગઢથી આવેલા પાંચ ચિત્રરંગીમાંથી એક પકડાયો છે તેને આપ હજુર સમક્ષ રજુ કર્યો છે માટે તેના સંબંધી યોગ્ય હુકમ ફરમાવવા કૃપા કરો." પ્રતાપે સવિનય ઉતર આપ્યો.

મહારાજા સાહેબ ખુશી થયા અને કેદીના સ્હામે જોઈ પૂછવા લાગ્યાઃ—"કેમ તારૂં નામ શું?"

"મારૂં નામ ન્હાનો ઉર્ફે છેલ છે."

કેદીએ એવી રીતથી આ ઉત્તર વાળ્યો કે મહારાજા સાહેબને તે ખોટું બોલે છે એમ જણાયા સિવાય ન રહ્યું. મહારાજા મનમાંજ હસ્યા અને હુકમ ફરમાન કર્યો કે આ માણસને વધારે પૂછવાની કાંઇ જરૂર નથી. તેને લેઈ જાઓ, કેદમાં પુરો અને તેના ઉપર સખત પહેરો બેસારો.

આજ્ઞા થતાંજ પહેરેગીરોએ આ ચિત્રરંગી પુરાણીના પગમ અને હાથમાં બેડી પહેરાવી દીધી અને તેને તુરંગખાના તરફ લેઇ ચાલ્યા. મહારાજાએ ખુશી થઇને પ્રતાપસિંહને ઇનામ તરીકે સે સોના મહોર આપી. પ્રતાપસિંહે સલામ કરી તે લીધી અને પોતાન ગજવામાં મૂકી.

બદ્રીનાથ શાસ્ત્રી, મોતીલાલ બંકા અને જોષીજી વેશ બદલીને દરબારમાં આવેલા. તેઓ આ સર્વે તમાશો જોઈ રહ્યા હતા. પુરાણીને કેદનું ફરમાન થવાની હકીકત સાંભળી તે એક પછી એક બહા નીકળી આવ્યા, અંદર અંદર મસલત કરી તેમણે એક અજબ રંગ જમાવ્યો. એકાંતમાં જઇ મોતીલાલ બંકાએ પ્રતાપસિંહનું રૂપ ધારણ કર્યું. શાસ્ત્રી અને જોશીજી તેના સીપાઇ બન્યા. ત્રણે જણા ઉતાવળે પગલે જ્યાં પહેરગીરો કેદી પુરાણીને કેદખાના તરફ લઈ જતા હત તે તરફ ગયા અને તેમની પાસે જઇને કહ્યું:–"ઉભા રહો. આ દુ કેદી માટે મહારાજા સાહેબે બીજો હુકમ ફરમાવ્યો છે. મેં મહારાજ સાહેબને અરજ કરી કે આ કેદી ભયંકર છે, તુરંગખાનામાં મુકવાથ જરૂરને જરૂર તેના સાથી લોકો તેને છોડાવી લેઇ ગયા વિના નહ રહે; માટે તેને તો મારા કબજામાંજ સોંપો. તેને મેંજ પકડયો છે

જાએ કંઇક વિચાર કરી મને તે કેદીને કબજે લેવા કહ્યું છે, માટે સોંપી દો."

સર્વ પહેરેગીરો સારી રીતે જાણતા હતા કે કેદીને પ્રતાપેજ પકડયો છે. આથી વિના બોલે ચાલ્યે પહેરેગીરોએ કેદીને સોંપ્યો. કેદી હાથ આવતાંજ કૃત્રિમ પ્રતાપ અને તેના સાથીઓએ જંગલનો રસ્તો લીધો.

કેદી પ્રતાપસિંહને સોંપ્યો છે એમ મહારાણા હજુર જાહેર કરવા પહેરેગીરો દરબાર-કચેરીમાં આવ્યા. ત્યાં પ્રતાપસિંહને તેની જગાએ બેઠેલો પહેરગીરોએ જોયો. પહેરગીરોના હોંશ કોશ ઉડી ગયા, પગ ઢીલા પડી ગયા. અરજ તેમના મ્હોંમજ રહી. આ જોઈ પ્રતાપસિંહે તેમના તરફ જોઇને પૂછ્યું:-" કેમ શું છે? કેદીને તુરંગમાં પૂરી આવ્યા ?"

"કેદી તો આપેજ અમારી પાસેથી લીધો છે ને ?" ધ્રુજતે ધ્રુજતે પહેરેગીરોએ જવાબ આપ્યો.

પ્રતાપસિંહ આ વાત સાંભળી ચમક્યો અને કહ્યું-" હું તો અહીંથી ઉઠયોજ નથી."

ભય અને આશ્ચર્યમાં પહેરેગીરો ડુબ્યા. કાંઈ પણ ઉત્તર આપી ના શક્યા. પૂતળાની માફક જ્યાં ઉભા હતા ત્યાંજ જાણે જડવત્ બની ગયા.

મહારાજા સાહેબે પ્રતાપસિંહને પૂછ્યું:-" કેમ શું થયું ?"

"ખરેખરી ચાલાકી થઇ. મારો વેશ ધરી ચિત્રરંગીઓ કેદીને આ લોકો પાસેથી છોડાવી લઈ ગયા." પ્રતાપે મહારાજા સાહેબને હકીકત જણાવી.

મહારાજા સાહેબ હકીકત સાંભળી ઘણાજ દિલગીર થઇ પહેરેગીરો ઉપર ગુસ્સે થઈ ગયા. પ્રતાપસિંહે સવિનય જણાવ્યું કે, આમાં

પહેરેગીરોની કાંઈ પણ કસુર નથી. ચિત્રરંગીઓ ગમે તેને થાપ આપી ભુલાવો ખવડાવે છે, તો આ બીચારાઓની શું ગુંજાસ !

પ્રતાપસિંહના આ પ્રમાણે વચ્ચે પડવાથી જો કે પહેરેગીરોને તો કાંઇ સજા ન થઇ તોપણ કેદી છુટી નાઠો તે વાતની દીલગીરી મહારાજા સાહેબના હૃદયમાંથી એકદમ દુર ન થઈ.

પુરાણીને છોડાવી તેની સાથે બંકા અને જોષીજી વગેરે જંગલમાં પહોંચ્યા અને એક વૃક્ષ નીચે બેસી સર્વે હકીકત પૂછવા લાગ્યા. ત્યારેજ હવે તેમને જણાયું કે ચંદુલાલ બની આવેલી વ્યક્તિ પ્રતાપસિંહની હતી અને ત્યારેજ તેમની ખાત્રી થઇ કે ચંદુલાલને તે પ્રતાપસિંહેજ કેદ કરેલ હોવો જોઇએ. હવે કોઇપિણ યુક્તિથી ચંદુલાલને છોડાવવાનું કામ કરવાનું પ્રથમ રહ્યું હતું. સર્વેએ જ્યોતિષી મહારાજાને પોતાની રમલવિદ્યાના આધારે ચદુ ક્યાં છે તે શોધી કાઢવા વિનંતિ કરી. જોષીજીએ રમલના પાસા ફેરવ્યા અને કાંઇ ગણત્રી કરીને જણાવ્યું કેઃ—

" બે ગાઉ ઉપર ઉત્તરની બાજુએ આવેલી ખોજમાં તેને કેદ કરવામાં આવ્યો છે. "

સર્વેએ આ ખોજનો રસ્તો લીધો અને રમલવિદ્યાના આધારે તેઓ સર્વ છેક દરવાજા નજીક આવી પહોંચ્યા. દરવાજો બંધ હતો. તેને ઉઘાડવાની કુંચી તેમની પાસે નહોતી. શીરીતે ઉઘાડવો તે શોધી કાઢવા વારંવાર જ્યોતિષીજીએ પોતાના પાસા ઉછાળ્યા પણ કાંઇ તેમનો પત્તો ખાધો નહીં ! જ્યોતિષીજીએ જણાવ્યું કે આ દરવાજાને કોઇ જાદુઇ કારીગીરી સાથે સંબંધ છે, અને તેથી રમલ ત્યાં કાંઇ કરી શકશે નહીં, માટે દરવાજો ઉઘાડવાની કાંઈ બીજી યુક્તિ શોધી કાઢવી જોઇએ. તમામ ત્યાંથી પાછા વળ્યા અને તેમણે નવોજ રંગ ઉઠાવ્યો.

આ બાજુ પુરાણીના છટકી જવાથી વિશેષ જાગૃત થયેલો પ્રતાપ પણ ચિત્રરંગીઓની ચિંતામાંજ હતો. નવી કાંઇપણ ખબર મેળવવા એક વખતે તે નવીનદુર્ગની બહાર નીકળ્યો અને ફરતો ફરતો લગભગ સીમાડા સુધી પહોંચ્યો. ત્યાં છેટે જાણે એક વૃક્ષ નીચે કુમાર વિજયસિંહ પોતાનો સવારીનો અશ્વ એક ઝાડના થડ નીચે બાંધી બેઠેલા અને પાસે એક શાર્દુલ મરેલો પડયો છે એમ જોવામાં આવ્યું.

વિજયકુમારે પણ પ્રતાપને આવતાં જોયો અને જોતાંજ મ્હોટેથી કહ્યું:—" અરે વાહરે ! તમે તો ગયા તે ગયાજ ! નહીં કાંઇ ખબર કે પત્તો ! જાણે આ વિજયને તો ભુલીજ ગયા ! "

" હા, હું ગયો તો ખરો; પણ નવીનદુર્ગમાં હું આપનું જ કામ કરૂં છું કે કોઇ બીજા * *નું "—પ્રતાપે હસતાં હસતાં ઉત્તર વાળ્યો.

" કોઇ બીજા * *નું—" હસતાં હસતાંજ કુમારે પણ કહ્યું.

બન્ને મિત્રો પાસે બેસી વાતો કરવા લાગ્યા.

" કહો વિશ્વમોહિનીની મુલાકાત થઇ હતી ? તેની સ્થિતિ કેવી છે ? તે મને યાદ કરે છે ? " ઉપરા ઉપરી પ્રશ્નો કુમારે પુછ્યા.

" જ્યારથી હું આપની પાસેથી ગયો છું ત્યારથી હું રોકાયો છું. મને વિશ્વમોહિનીની મુલાકાત કરવાનો પણ પ્રસંગ મળ્યો નથી.

એક ચિત્રરંગીને પકડયો. મહારાજાએ તેને કેદમાં મોકલ્યો. પણ કેદખાને પહોંચતાં પહેલાં તો મારા રૂપમાં આવી તેના સાથી ચિત્રરંગીઓ તેને છોડાવી લેઈ ગયા અને ત્યાર પછી હજુ સુધી એક પણ પકડાયો નથી. " પ્રતાપસિંહે ઉત્તર વાળ્યો.

" એ કેટલા લોકો છે ?"

"તે હજી બરાબર જાણી શક્યો નથી.

"પ્રપંચમાં તો પૂરા હશે ?"

પ્રતાપે કુમારના કાનમાં ધીરેથી કંઇક વાત કરી.

વાત સાંભળી કુમાર આશ્ચર્ય પામી બોલ્યો.

"એ લોકો પણ ખરેખર ઉસ્તાદ-શેતાન લાગે છે જો."

"હા. બીજા તો છે તે ઠીક છે, પણ મોતીલાલ બંકા કે જે ચિત્રરંગીઓમાં અમલગઢથી આવેલ છે, તે બંકા ઘણોજ પ્રવીણ છે અને મને માત્ર જો કોઇનો ભય છે તો તે બંકાનો જ ! પણ હશે, પડશે તેવા દેવાશે. પણ વારૂ તમે અહીં ક્યાંથી ? કેમ સાથે કોઇ માણસ નથી ?" પ્રતાપે પૂછ્યું.

"આજ સ્હવારથી જ કેટલાંક માણસો સાથે હું શિકારે નીકળ્યો છું. બે ત્રણ કલાક તો નકામા ગયા. કોઇ સારો શિકાર ન મળ્યો. એટલામાં આ શાર્દૂલ મેં જોયો. હું તેની પાછળ પડયો, માણસો પાછળ રહી ગયાં, મને તેણે બહુ જ થકવ્યો પણ આખરે અહીં મારા તીરથી મરાયો. ભૂખ કકડીને લાગવાથી એજ વીચાર કરતો હતો કે કાંઇપણ હવે તો પેટમાં પડે તો જીવમાં જીવ આવે. એટલામાં તમે આવી પહોંચ્યા. ભૂખથી મારો જીવ જાય છે અને તમ્મર આવે છે." કુમારે ગળગળા થઇ જઇ કહ્યું.

આ જંગલમાં ખાવાનું ક્યાંથી લાવવું તેની મ્હોટી ચિંતા પ્રતાપને થઈ. પણ હમેશાં મ્હોટા માણસોનાં ભાગ્ય મ્હોટાંજ હોય છે, એ પ્રમાણે અત્રે પણ થયું. થોડેજ દૂર એક ઝાડ નીચે જાણે અગ્નિ બળતો હોય તેમ પ્રતાપને લાગ્યું. પ્રતાપ તુરત તે તરફ ગયો તો જણાયું કે એક પ્રવાસી સાધુ પોતાના ખાવા માટે રોટલા શેકતો હતો. પ્રતાપે તુરતજ તે સાધુને એક પાવલી આપી તેને

લલચાવ્યો. તેની પાસેથી બે રોટલા અને તેણે પ્રથમથી તયાર કરી રાખેલું શાક લીધું અને ખુશી થતો થતો તે કુમારની પાસે આવ્યો.

કુમાર શ્રમિત થયેલો ત્યાંજ લોટતો પડયો હતો. તેના સ્હામે પ્રતાપે રોટલા અને શાક મૂક્યાં. આ નિર્જન વનમાં આવે અણીને વખતે ખાવાનું તૈયાર મળ્યું તેને માટે કુમારને ઘણુંજ આશ્ચર્ય થયું હોય તેમ તેણે બતાવ્યું અને પછી બન્ને મિત્રો ખાવા બેઠા.

એક રોટલો કુમારે લીધો અને એક તેણે પ્રતાપને આપ્યો. શાકમાંથી પણ અડધો અડધ પ્રતાપને આપ્યું અને અડધું કુમારે પોતે રાખ્યું.

ખાવાનું શરૂ થયું. શાકનો પ્રથમ કોળીઓ ભરતાંજ કુમારે તેને મ્હોમાંથી કાઢી નાંખ્યો અને જણાવ્યું:—"ખરેખર શાક ખુશબોદાર અને સ્વાદીષ્ટ તો બન્યું છે પણ મારાથી મ્હોં આવ્યું છે માટે નહીં ખાઇ શકાય. હું તો એકલો રોટલો જ ખાઇ લઇશ."

પોતાનું શાક પણ કુમારે પ્રતાપને આપી દીધું અને તે ઘણું જ સ્વાદીષ્ટ બનેલું હોવાથી પ્રતાપસિંહ રોટલા સાથે ઝપાટાબંધ ઉડાવી ગયો.

બને ખાઇ રહ્યા. પાણી પાસેજ હતું. તેનાથી હાથ ધોઇ નાખ્યા અને પાણી પીધું.

"હવે વખત બહુ થઇ ગયો છે તેથી જલદી જવું જોઇએ." એમ કહી કુમારે જવાની તૈયારી કરવા માંડી. પ્રતાપસિંહે પણ કહ્યું કે હું પણ તમને નગરમાં પહોચતાં સુધી સાથે આવું છું. વળી ત્યાંથી પાછો ફરીશ.

કુમારે ઘોડા ઉપર સવારી કરી, પ્રતાપસિંહ ધીમે ધીમે સાથે

ચાલવા લાગ્યો, બન્ને મિત્રો વાતો કરતા કરતા વિજયગઢના રસ્તે જતા હતા, એટલામાં પ્રતાપસિંહ બોલ્યોઃ—" કોણ જાણે કેમ એકાએક મારૂં માથું ભમે છે."

" આ તાપ છે અને વળી મશાલેદાર શાક બહુ ખાધું તેથી વખતે એમ થતું હશે." કુમારે ઉત્તર આપ્યો.

" જીવ પણ ગભરાય છે."

" તાવ પણ સખ્ત છે."

" આંખે અંધારાં આવે છે."

" શું ખરૂં કહો છો?"

" હા, મારાથી હવે ચાલી શકાશે નહિ."

" થોડીકવાર આરામ લ્યો."

આ પછી પ્રતાપ બોલી શક્યો નહિ. આખા શરીરે પસીનો વળ્યો.

બે ચાર મિનિટ થઇ નહીં એટલામાં તો પ્રતાપસિંહને ચક્કર આવવા લાગ્યા. તે એકદમ જમીન ઉપર પડયો. કુમાર ઘોડા ઉપરથી નીચે કુદી પડયો. પ્રતાપને બેભાન જોતાંજ તેણે જોરથી એક સીસોટી વગાડી. થોડીજ વારમાં દુર્જનસિંહ, પુરાણી નાગેશ્વર, શાસ્ત્રી બદ્રીનાથ અને જોષીજી આવી પહોંચ્યા. નાગેશ્વર પુરાણીએ પ્રતાપને પડેલો જોતાંજ કૃત્રિમ કુમાર તરફ જોઇ કહ્યું:—" અરે શાબાશ છે રે બંકા! તમે તો આજે ખરેખર જશના ડંકા વગાડયા. બહુ અજબ કામ કર્યું છે. જબરજસ્ત સિંહને સપડાવ્યો છે. બસ હવે આપણી ફતેહ થઈ ચુકી, કામ પાર પડ્યું જાણો."

દુર્જનસિંહ તો ખુશીથી એક ગાંડાની પેઠે હર્ષ ઘેલો બની એક ન્હાના બાળકની પેઠે કુદવા લાગ્યો. મોતીલાલબંકા જેણે કુમાર વિજયસિંહનો વેશ લીધો હતો તેણે હવે પ્રતાપની ગાંસડી બાંધી

લેવાનું સૂચન કર્યું. પ્રતાપને ગાંસડીમાં બાંધ્યો. બદ્રીનાથને કુમારનો ઘોડો જ્યાંથી લાવ્યા હતા ત્યાં પાછો હતો તેમ મૂકવાનું કામ સોંપ્યું. બાદ ચિત્રરંગીઓ સાથે કાંઈ વાતચિત કરી મોતીલાલ બંકાએ પ્રતાપની ગાંસડી પોતાનીજ જાતે ઉપાડી અમલગઢનો રસ્તો લીધો.



## પ્રકરણ ૧૨ મું.

### સંગીતની સત્તા.

સુરવર જે સાક્ષાત્, મોહ્યા સંગીત નાદમાં;
મનુજ કહો કો માત્ર ?! સંગીત શ્યામા એ મળ્યાં.

સિંહ સાવધ છતાં સપડાયો. પ્રતાપી પ્રતાપ કોઇથી ભુલ થાપ ન ખાય તેમ હોવા છતાં બંકાના પ્રપંચમાં ફસાયો અને ધાપ ખાઇ ગયો.

નવીનદુર્ગમાંથી પ્રતાપ અદૃશ્ય થયાની વાત છાની ન રહી. હમેશ દરબારમાં પ્રતાપસિંહ આવતો અને મહારાજા સાહેબને સલામ ભરી મંત્રિ સાથે મુકરર કરેલા તેના આસન ઉપર તે બેસતો. દરબારમાં તેને આવેલો નહીં દેખતાં અને તેની ખુરશી ખાલી જોતાં મહારાજા સાહેબે તેના સંબંધી મંત્રિને પૂછપરછ કરી. મંત્રિ ગેરહાજરી વિષે સંતોષકારક ખુલાસો ન આપી શક્યા. જે ઉતારો તેને આપવામાં આવ્યો હતો ત્યાં તપાસ કરાવતાં ત્યાં પણ તે નથી એમ ખબર મળી. મંત્રિને તાકીદે તપાસ કરવાનો હુકમ થયો અને દરબાર બરખાસ્ત થયો.

મંત્રિ મહોબતસિંહે તપાસ કરવામાં બાકી ન રાખી. પ્રતાપનો પત્તો ન જ લાગ્યો. પ્રતાપને મદદ માટે વિજયગઢથી માગીને લાવેલા તે આમ એકાએક અદૃશ્ય થાય અને તેનો પત્તો ન લાગે તો ખરેખરી બદનામી થાય એવો વિચાર મંત્રિને આવ્યો. વિચાર કરી મંત્રિએ ચારે બાજુ તપાસ કરવા ઘણાં માણુસો મોકલ્યાં તથા એક પત્ર વિજયગઢ પણ ત્યાંના મંત્રિ ઉપર મોકલ્યો.

પત્ર લઈ ઘોડેસવાર સાંજના વિજયગઢ પહોંચ્યો. દિવાન સાહેબ ચતુરસિંહને આવવાની વરધી કહેવરાવી. દિવાન સાહેબે તેને અંદર બોલાવ્યો. માણુસ સવિનય સલામ ભરી મહોબતસિંહનો પત્ર આપી, સ્હામેજ અદબથી ઉભો રહ્યો.

ચતુરસિંહે પત્ર અથ ઇતિ વાંચ્યો. વાંચતાંજ તેમને જણાયું કે જરૂર પ્રતાપ બહુરંગીઓના સપાટામાં સપડાયો. પ્રતાપ વિજયગઢમાં નથી એવો પત્ર લખી દિવાને આવેલા માણુસને આપ્યો અને તે લઈ સવાર તુરત નવીનદુર્ગ રવાના થયો. મંત્રિ ચતુરસિંહે પણુ પ્રતાપની શોધ માટે ચારે બાજુ હોંશીઆર માણુસો દોડાવ્યા અને બીજે દિવસે દરબારમાં મહારાજા અજીતસિંહને પણુ જાહેર કર્યું કે નવીનદુર્ગથી મંત્રિ મહોબતસિંહનો પત્ર આવ્યો છે, તેમાં તે પૂછે છે કે પ્રતાપ વિજયગઢમાં છે કે કેમ? કારણુ કે તે નવીનદુર્ગમાં નથી. મેં જવાબ વાળી દીધો છે કે તે અત્રે વિજયગઢમાં નથી.

મહારાજાએ હકીકત સાંભળી ચકિત થતાં પૂછ્યું:—" જ્યારે પ્રતાપ અહીં પણુ નથી અને ત્યાં પણુ નથી તો તેનું શું થયું? શું તે ચિત્રરંગીથી સપડાયો તો નહીં હોય!! અમલગઢના ઘણા ચિત્રરંગીઓ નવીનદુર્ગમાં ધાંધલ કરે છે અને સ્હામે માત્ર પ્રતાપ એકલોજ ત્યાં ગયો છે."

"હા જી હું પણ એમજ ધારૂં છું કે પ્રતાપ જરૂર ચિત્ર-ગીઓના હાથે સપડાયો છે. પણ હશે, જે હશે તે એ ચાર રોજમાં ણાશે." દિવાને ઉત્તરમાં અરજ કરી.

મહારાજા સાહેબની જમણી બાજુએ એક ખુરશી ઉપર કુમાર જયસિંહ પણ બેઠા હતા. તેમણે પ્રતાપ ગુમ થયાની હકીકત ભળી મહારાજાને અરજ કરી કેઃ—"હુકમ મળે તો હું પ્રતાપને તો મેળવવા જાઉં."

• દિવાન ચતુરસિંહ આ અરજ સાંભળતાં કુમાર તરફ જોઇ ઠી વાણીથી બોલ્યાઃ—"આપની હિમત અને આપના પરાક્રમનાં ટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે, પણ આપને સવિનય જણા-વાનું કે તેને શોધવા જવામાં માત્ર હેરાનગતિ જ ભોગવવાની છે. તાપસિંહ રંગવિદ્યા જાણે છે. રંગવિદ્યા અજમાવતાં ચિત્રરંગીઓને થે સપડાયો છે. તેને છોડાવનાર પણ ચિત્ર રંગીજ જોઇએ. બીજાનું માં ગજું નહિ. વળી આપ જાણો છો કે જો ચિત્રરંગીઓએ તેને કડયો હશે તો માત્ર તે તેને કેદ કરશે, કાંઇ જીવથી મારી નહી બે. પ્રતાપને કેદમાં નાંખ્યો હશે તો તે દરેક પ્રપંચમાં પૂર્ણ છે, થી કોઇને કોઇ ઢોંગ ઉઠાવશે, રંગવિદ્યા અજમાવશે પણ તે ં ફસાઇ નહીં રહે અને પાછો આવ્યા વિના નહીં રહે. માટે પ મિથ્યા શોચ કરવો મૂકી દો અને શોધવા જવાની વાત ન શો. જુઓ થોડા રોજ તો વાટ જુઓ કે શું થાય છે. તે આવ્યો ણો. પણ કદાપિ થોડી મુદતમાં ના આવે તો પછી આપ મરજી કરશો."

"જો કે આપનું કહેવું યોગ્ય છે—" કુમારે ઉત્તર વાળ્યોઃ–તો પણ તેનો પત્તા મેળવવાની પણ જરૂર છે. તે ચાલાકીથી

છુટી આવશે એવું ધારી તેની તપાસજ ન કરવી તે બરાબર નથી."

"આપ કુમારનો તેના ઉપર અનહદ પ્રેમ છે અને તેથી આપ કહો છો તે યોગ્ય જ છે. પણ–" ચતુરસિંહ આગળ કહેવા જતા હતા એટલામાં મહારાજા સાહેબ બોલી ઉઠયાઃ–" હશે પણ ત્યારે એટલું તો કરો જ કે તેનો પત્તો મેળવવા કોઇ બીજા કુશળ માણસોને મોકલી દો."

"કૃપાવંત મહારાજાજી! આપ હજુરનું ફરમાન થતાં પૂર્વેજ મેં કેટલાંક માણસને તપાસમાં મોકલ્યાં છે." દિવાને ઉત્તર વાળ્યો.

કુમાર અને મહારાજા શાંત રહ્યા અને પ્રતાપના સબંધી મનમાં જ સર્વે વિચાર કરવા લાગ્યા.

અહીં નવીનદુર્ગમાં બીજે દીવસે પણ દરબારમાં પ્રતાપની ખુરશી ખાલી જોઇ મહારાજાએ મંત્રિને પૂછયુંઃ—" કેમ પ્રતાપનો પત્તો લાગ્યો?"

મંત્રિએ જવાબ આપ્યો કે અત્રે તેમને માટે આસપાસ તો બહુ બહુ તપાસ કરી પણ કાંઈ પત્તો મળ્યો નથી. પણ વખતે વિજયગઢ ગયેલ હશે એમ ધારી મેં ત્યાં પણ મુદ્દામ સવાર મોકલ્યો છે. તેથી જો તે ત્યાં હશે તો ખબર આવી પહોંચશે. આ પ્રમાણે વાર્તા થઈ રહી છે એટલામાં વિજયગઢ ગયેલો સવાર પત્રનો ઉત્તર લઇ આવી પહોંચ્યો. મંત્રિએ જવાબ વાંચ્યો અને મહારાજા સાહેબને ઘણીજ દિલગિરી સાથે જાહેર કર્યું કે પ્રતાપ ત્યાં પણ નથી એમ તેના પિતા ચતુરસિંહ દિવાન લખે છે.

"ત્યારે તેને શોધવાની કાંઇ તજવીજ કરી છે કે નહીં?" મહારાજાએ શોકમય મુખમુદ્રા ધારણ કરી ધીમેથી પૂછયું.

"હા, હજુર ઘણા જાસુસો આમતેમ તપાસ માટે મોકલ્યા છે." મંત્રિએ પણ ગળગળા અવાજે જણાવ્યું.

દરબાર બંધ કરી દિલગીરી કરતા કરતા મહારાજા ખડગસિંહ મહેલમાં પધાર્યા. વાતવાતમાં મહારાજા મહારાણી સાહેબને પ્રતાપ-સિંહ ગુમ થયાની હકીકત કહેતાં બોલ્યાઃ-'જુઓને નશીબ ફર્યું તે આનું નામ. દુષ્ટ દુર્જને તો હલાહલ કરી મુકી જ છે. મદદમાં વિજયગઢથી પ્રતાપને બોલાવ્યો તો તેનો પણ પત્તો લાગતો નથી. હવે અજીતસિંહના આગળ તેના માટે ખરેખર શરમાવવાનું થયું. ખરેખર તેની ચાલચલગત વાર્તચીત, અક્કલ હોંશીઆરીનો વિચાર કરતાં જીવને કાંઇને કાંઇ થઈ જાય છે. અરે ઉદાસીનું તો તેના મ્હોં ઉપર જાણે નામ જ નહીં, મ્હોંડુ તો હસતું અને હસતું. ઘણો જ લાયક છોકરો હતો પણ કોણ જાણે કેમ તેનું શું થયું તેનો પત્તોજ લાગતો નથી."

મહારાજા શોક કરવા લાગ્યા. મહારાણીએ પણ ચિંતામાં ભાગ લીધો.

આ વાત જ્યારે ચાલતી હતી ત્યારે મણીકાન્તા ત્યાં જ હતી. તે આ વાત સાંભળી ત્યાંથી ચાલી અને જ્યાં વિશ્વમોહિની હતી ત્યાં ગઈ.તેનું હૃદય રૂંધાતું હતું. વિશ્વમોહિનીને હકીકત કહેવાને ઘણોએ યત્ન કરતી હતી પણ તેને ડુમો ભરાયો હતો તેથી તેનું મ્હોં ખુલી ના જ શક્યું, તેની જીભ ઉપડી ના જ શકી.

"કેમ શું થયું છે બહેન!" વિશ્વમોહિનીએ તેને આમ અકળાતી જોઇ પૂછ્યું:-"કેમ આવી બહેબાકળી બની ગઈ છે. કહે બહેન! કહે તો ખરી કે શું થયું છે!"

મણીકાન્તા તેનો ઉત્તર આપવા જતી હતી પણ જવાબ ન

દેઇ શકી. આંખ્યોમાંથી ચોધાર આંસુ નીકળવા લાગ્યાં. હવે તે ધ્રુસકે ને ધ્રુસકે રોવા લાગી. વિશ્વમોહિની આથી ઘણી જ તાજુબ થઈ અને તેને શાંત કરવા મંડી.

આખરે મણીકાન્તા શાન્ત થઈ. તેનું હૃદય રડવાથી સહેજ ખાલી થયું. તે સાવધાન બની અને ભાગ્યા તુટયા શબ્દોમાં બોલી શકી કે:-"મહારાજા સાહેબે જાતે જણાવ્યું કે પ્રતાપસિંહ અમલગઢના ચિત્રરંગીથી સપડાયા છે અને તે લોકો તેમને પકડી ગયા છે. હવે વિજયકુમાર અહીં નહીં આવી શકે કારણ કે તે પ્રતાપની મારફતથી જ આવતા હતા."

વળી પાછી તે ધ્રુસકેને ધ્રુસકે રડવા લાગી.

પ્રતાપસિંહ ગુમ થવાની હકીકત સાંભળી વિશ્વમોહિનીને પણ ઘણું લાગ્યું. પણ તે અસાવધ ન બની. તેને મણીકાન્તાના વર્તનથી એમ પણ જણાયું કે તે પ્રતાપથી મોહિત થઈ છે, ચાલો એ પણ ઠીક જ છે. એમ વિશ્વમોહિનીને વિચાર થઇ આવ્યો.. આખરે તે હિમ્મત દર્શાવી બોલી.

"પણ આમ રડવાથી પ્રતાપ આવશે ?! શું તારા ગુમરાણથી તે પકડાએલ છુટશે?! કાંઇ તેનો પત્તો લગાડવાની અને છોડાવવાની તજવીજ કરવી છે કે આમ રડયા કરવું છે?! જો તારે કાંઇ ન કરવું હોય તો પછી હું તેની તજવીજ કરૂં." વિશ્વમોહિનીએ કહ્યું.

વસંતમાલતી ત્યાં બેઠી બેઠી આ શોકભરી વાતો સાંભળ્યા કરતી હતી. તે બોલી:-"જો આજ્ઞા હોય તો હું પ્રતાપની શોધમાં જાઉં ?"

મણીકાન્તા હવે પૂરેપુરી સાવધ થઇ ગઇ હતી. વસંતમાલતીનું કહેવું સાંભળીને બોલી:-"બહેન હજુ તું તે કામ માટે લાયક નથી બની."

"કેમ મારામાં શું ખામી છે?! શું મને રંગવિદ્યા અજમાવતાં નહી આવડે?!" વસંતમાલતી બોલી ઉઠી.

"બ્હેન! તને રંગવિદ્યા આવડે છે એ વાત ખરી, પણ અહીં મુકાબલો કોની સાથે કરવો છે તે તું જાણે છે?! તે કામને માટે તું હજી પૂર્ણ યોગ્ય નથી થઇ. પ્રતાપસિંહ જેવા ચાલાકને જે લોકો પકડી લઇ ગયા તેમની સાથે ટકવાનું તારૂં શું ગજું?!" માટે જો મને રાજકુમારી હુકમ આપે તો હું જ જાઉં! મણીકાન્તાએ જણાવ્યું.

"શું આમાં હુકમની જરૂર છે?" વિશ્વમોહિનીએ જવાબ આપતાં કહ્યું. "જો તારી મહેનતના પરિણામે પ્રતાપ છુટયો તો તે જન્મભર તારા ઉપકારમાં રહેશે. જા મારી તને રજા છે હવે જવું ન જવું તે તું જાણે, જવું હોય તો નકામી વાર ના લગાડીશ."

"જો હું તો જાઉ છું, પણ બહુરંગીઓ અહીં આવ્યા છે; માટે સાવધ રહેજે. જો મારા અહીંથી ગયા પછી કાંઇ તે લોક ધાંધલ ન કરે તેની કાળજી રાખજે. બીજું જે તોફાન કરે તેમાં તો કાંઇ નહીં પણ રાજકુમારીને સંભાળજે. જો કાંઇ તારી ભૂલથી કે ગફલતથી રાજકુમારી કોઈ રીતે હેરાન થયાં તો પછી જોજે; તું છે ને હું છું. જન્મારા સુધી મ્હોં નહીં જોઉં." મણીકાન્તાએ વસંતમાલતીને સાવધ રહેવા જણાવ્યું.

વસંતમાલતીએ સાવધ રહેવાની મણીકાન્તાને ખાતરી આપી. પોતાની રંગવિદ્યાની પોટલી તૈયાર કરી મણીકાન્તા પ્રતાપની શોધમાં નીકળી.

મણીકાન્તા કાંઈ એવી સાધારણ સ્રી નહોતી. સૌંદર્યમાં તેનું રૂપ એક રંભા અથવા અપ્સરાને પણ લજવે તેવું હતું. ખુબસુરત

અને નાજુક હોવા સાથે તે અબળા ખરેખરી રીતે સશક્ત સબળા હતી. ભેટાનો પ્રસંગ આવતાં બે ચાર પુરૂષો સાથે લડવું અને તેમને હંફાવવા તે તો તેના મનમાં સહેલ હતું. વળી શસ્ત્રવિદ્યાનો ઉપયોગ તે પૂરી રીતે જાણતી હતી. સંગીત વાદ્ય અને નૃત્ય કલામાં તે નિપુણ હતી. આતશબાજી બનાવવાનો ઘણો જ શોખ હતો. રંગવિદ્યાના તમામ ફંદો અને રંગ પ્રપંચોમાં પણ તે એક્કો હોઇ ભલાભલા ચિત્રરંગીઓને પણ તે પાણી પીવરાવે તેવી હતી.

તેનું ગૌર બદન, સર્વાંગ સુડોલ અને નાજુક હાથ તથા પગ તરફ લક્ષ કરતાં તો એમ જણાય કે એક પુષ્પ ફેંકતાં પણ આ સુંદરીના પ્રાણ હરાય તેટલી તે નિર્બળ હશે પણ તે જ્યારે બહાર નીકળતી ત્યારે તેના ચારૂ સર્વાંગ સંપૂર્ણ મોહકરૂપને હંમેશાં વેશ બદલી બગાડી નાંખતી.

અત્યારે સાંજ પડી ગઇ હતી. રાત્રિ પણ કંઇક કંઇક ગઇ હતી. ચંદ્રમાએ પોતાનાં કિરણો પૂર્ણ પ્રસાર્યાં હતાં. તે વખતે મણીકાન્તા પોતાના અસલ રૂપમાં જ–કમરમાં એક લગાવેલા બચકા સાથે અને કેડમાં અંદર ખોસેલા એક ખંજર સાથે જંગલમાં ચાલી જતી હતી. પ્રતાપના પ્રેમમાં તે એટલી તો ગાંડી—બેશુદ્ધ બની હતી કે તેના શરીરનું પણ તેને ભાન નહોતું. શું કામ માટે નીકળી છે, ક્યાં જાય છે, કયે રસ્તે જાય છે. આગળ પત્થર છે કે વાટ છે, નદી છે કે નાળુ છે. સીધો માર્ગ છે કે આડે માર્ગે તે જાય છે તેની પણ ખબર તેને નથી. ફક્ત ચાલ્યા જવું એટલું જ જાણે તે સમજી છે. આંખ્યોમાંથી આંસુ ચોધાર વહન કરી રહ્યાં છે. પરસેવાથી આખું બદન ભીંજી રહ્યું છે. માર્ગમાં ચાલતાં ઠોકરો પણ ખાય છે, અથડાય છે, પડે છે, પાછી ઉભી થાય છે અને આગળ માર્ગ કાપે છે. ચા-

લતાં ચાલતાં એક નાળું આવ્યું. ભાન રહિત ચાલતી મણીકાન્તા તે નાળામાં પડી. પત્થર સાથે તેનું માથું અથડાતાં લોહી પણ નીકળ્યું. પહેરેલાં કપડાં પલળ્યાં અને ત્યારે જ તેને સમજાયું કે હું તો પ્રતાપસિંહને છોડાવવા જાઉં છું. તેના મ્હોમાંથી શબ્દો નીકળ્યાઃ 'પ્યારા પ્રતાપ! તમને હું બીલકુલ ભૂલી જ ગઇ. તમને છોડાવવાનો ખ્યાલ તો મારા મગજમાંથી જતો જ રહ્યો. પણ મને તેની સજા મળી છે." હવે તે પાછી સાવધાન બની અને વિચારવા લાગી—"અરે હું ક્યાં જાઉં છું?" વિચાર કરતાં તેને જણાયું કે તે રસ્તો ભુલી છે અને વિકટ માર્ગે ચઢી છે. આરંભમાં તો તે ડરી, પણ પાછી તે હિંમતવાન બની અને ખરો રસ્તો શોધવા પાછી ફરી. પ્રતાપસિંહ ક્યાં હશે તેનો તેણે વિચાર કર્યો. તરત જ તેના મનમાં એમ આવ્યું કે જ્યારે અમલગઢના રંગીઓ તેને પકડી ગયા છે તો જરૂર અમલગઢ તેને લેઈ ગયા હશે. માટે પ્રથમ ત્યાં તપાસ કરવી અને પછી ત્યાં પત્તો ના લાગે તો બીજે જવું. હવે અમલગઢનો રસ્તો તેણે શોધવા માંડયો. મહા મુશ્કેલીથી મધ્ય રાત્રિ વીત્યા બાદ તે ખરો રસ્તો શોધી શકી. પહાડમાં ને પહાડમાં થઈ અમલગઢના રસ્તે આવી. પ્રાતઃકાળ રસ્તામાં જ થયો. મણીકાન્તાએ હવે પોતાનો સ્ત્રી વેશ બદલી નાખી એક રજપૂતનો પુરૂષ વેશ ધારણ કર્યો અને ન્હાવા ખાવા પીવાની સર્વે ફિકર છોડી તે તો અમલગઢનો રસ્તો કાપવા લાગી. પ્રતાપસિંહનો પત્તો મેળવ્યા શિવાય અન્ન જળ પણ ગ્રહણ ન કરવાની તેણે પ્રતિજ્ઞા લીધી. આખરે તે અમલગઢ આવી પહોંચી. ત્યાં પણ આરામ ન લેતાં નગરમાં ચારે બાજુ પ્રતાપસિંહની શોધમાં મચી રહી. શોધતાં શોધતાં તેને કાંઇ ખ્યાલ આવ્યો, તેને એક યુક્તિ સુજી આવી, યુક્તિનો તુરત તેણે અમલ કર્યો. એકાંતમાં

જઈ પુરાણી નાગેશ્વરની આકૃતિ તેણે પોતાની બનાવી અને એ માણસ પાસેથી ઘરની માહિતી મેળવી મણીકાન્તા જગન્નાથ પંડિતને મકાને પહોંચી.

વાચકો સારી રીતે જાણે છે કે મહારાજા વ્હેમસિં નવીનદુર્ગમાં તમામ ચિત્રરંગીઓને મોકલ્યા નહોતા. જગન્નાથ પંડિ અને મગનલાલ મહેતાને અમલગઢમાં જ રાખ્યા હતા.

પુરાણીને જોતાંજ પંડિત ઉભા થયા અને રીતસર આવક આપી પૂછવા લાગ્યાઃ—" કહો પુરાણી ! આ વખતે એકલા આવ છો કે કોઈને લાવ્યા છો ? " .

" આ વખતે તો હું એકલો જ આવ્યો છું. "

" એકાએક કેમ આવવું પડયું ? " પંડીતે પૂછયું.

" મારે માથે મહાભારત કામ આવી પડયું છે. " કૃત્રિમ પુરાણીએ કહ્યું.

પંડીત અજબ થતાં બોલ્યો; " એવું તે શું અગત્યનું કા આવી પડયું છે ? "

" તે વાત ઘણી જ ખાનગી છે. "

" ત્યારે મને જણાવી દયો કે જેથી ઝટ ઉપાય થાય. "

" આજે મને બહુ થાક લાગ્યો છે. " પુરાણીએ ચારે તર આંખ્યો ફેરવવા માંડી.

" લાગેજ. કારણ કે પહાડી રસ્તો અને વળી વિકટ રાત્રિ.

" માર્ગ પણ ભૂલ્યો હતો. "

" ચાલો હવે જે વાત જણાવવાની હોય તે જણાવી દયો ?

" મને લગીર પાણી પાવ. "

પંડીત ઉભો થયો અને પાણી લેવા ગયો. કૃત્રિમ પુરાણી ઉ

થયો અને એટલામાં આસપાસ ફરી વળી કંઇક તપાસ કરી. પંડીત પાણી લઈ આવ્યો. પુરાણીએ પીધું, બાદ પંડીતે પૂછ્યું, " કહો નાગેશ્વરજી ! શું વાત કરવાની છે ? "

" આટલામાં કોઇ બીજું માણસ છે કે ? "

" કેમ ? શું કામ છે ? "

" વાત કોઇએ સાંભળવી ના જોઈએ. "

" કોઈ નથી. "

" અરે યાર ! તપાસ તો કરો ? જાણતા નથી કે ભીંતને પણ કાન હોય છે ? "

પંડીત ઉભો થયો અને આસપાસ જોઈ આવી બોલ્યો, "કોઈ જ નથી."

" ત્યારે સાંભળો. અમે નવીનદુર્ગમાં રંગ મચાવી રહ્યા છીએ. અમારા જયના ડંકા વાગી રહ્યા છે. પણ પેલા પ્રતાપના કારસ્થાનથી મામલો કંઇક ગંભીર બન્યો છે. "

પુરાણી મૌન રહ્યો. પંડીતની જીજ્ઞાસા વધી અને પૂછ્યું. " આગળ જણાવો ? "

" અરે યાર શ્વાસ તો લેવા દયો ? " કહી પુનઃ પુરાણી બોલ્યો, " આપણો એક દોસ્ત ગૂમ થયો છે ? "

" કોણ ? " પંડીતે ચકિત થતાં પૂછ્યું.

" આપણા પેલા મીયાં સાહેબ. "

" શું અહમદ ? "

" ના. "

" મહમદ ? "

" હા, તેજ. "

" ક્યાં ગયો ?"

" તેની મને શું ખબર ?

" આ તો ભારે વાત થઇ."

" મેં તો ધાર્યું હતું કે મહમદ અહિં આવ્યો હશે ?"

" નારે ના, અહિં તો કોઇએ આવ્યું નથી. તે કેટલા દિવસ ગૂમ થયો છે ?"

" ત્રણ દિવસથી તેનો પતો નથી."

" ત્યારે તે ક્યાં ગયો હશે ?"

" તે જાણવાની જ આપણને જરૂર છે. ગમે એ પ્રકારે આપણે તેને ખોળી કાઢવો જોઈએ."

" જોશીને પૂછ્યું હતું ને ?"

" જોશીએ ઘણાએ પાસા ઉછાળ્યા; પણ કંઇ માલમ પડયું નહિ

" મને લાગે છે કે તેને કોઈ રંગીએ કેદ કર્યો હશે ?"

" આપણા સિવાય બીજા ચાલાક રંગીઓ કોણ છે ?"

" પ્રતાપ."

" છટ્ ! એ તો ક્યારનોએ કેદમાં પડી સડે છે. તે છોકરા શું ગજું ?" પંડીતે કંઇક અભીમાનથી કહ્યું.

" શું તે અહિં છે ?"

" હા."

" ઠીક; ત્યારે હવે ફિકર નથી. આપણો જબરજસ્ત હરીફ ફક્ત તેજ છે. લ્યો ત્યારે હવે હું રજા લઉં છું."

" ક્યાં જવા ઇરાદો છે ?"

" મહમદને ખોળવા."

" ઉતાવળ શી છે ?"

" મહમદને જલ્દી શોધી કાઢવાની જરૂર છે. હું તેને શોધવા આસમાન જમીન એક કરીશ અને તેને ખોળી કાઢીશ."

" જમીને જવાશે."

" ના, હું મારી સાથે ખાવાનું લાવ્યો છું."

" થાક તો ઉતરવા દયો ?"

" કામ પૂરૂં થયા વિના થાક ઉતરશે નહિ."

" ઠીક, ત્યારે પધારો. બીજું કાંઇ કહેવું છે ?"

" હા."

" શું ?"

" બરાબર સાવધ રહેજો."

" એ તો જાણે સમજ્યા. બીજું ?"

" પેલા પ્રતાપની બરાબર સંભાળ રાખજો. તે બડો બદમાસ છે. જરીક ગફલત થશે તો છટકી જશે."

" એ બાબતથી તમે બેફિકર રહેજો."

આ પછી પુરાણી રૂપ મણીકાન્તાએ તેને કેટલીક ખાનગી વાતો કરી કે જેથી પંડીતને તેના વિષે કંઇ પણ શંકા લાવવાનું કારણ રહ્યું નહિ.

હવે મણીકાન્તાના જીવમાં જીવ આવ્યો. પ્રતાપસિંહ અત્રે જ અમલગઢમાં છે એ વાર્તા નક્કી થઇ ગઈ. હવે તેને છોડાવવો તે કાંઇ મ્હોટી વાત નથી એમ તેના હૃદયે સ્ફુર્યું. તે સરિતા કિનારે એકાંતમાં ચાલી. નીરાંતે ગંગાજળ પીધું. બચકામાંથી ભાતું કાઢી ખાધું અને એક સંગીતમાં પૂર્ણ એવી ગાનારી સુંદરીનો વેશ ધારણ કર્યો. સૌંદર્ય તો મણીકાન્તાને ઇશ્વરદત્તજ હતું પણ તેને કોઇ ઓળખી ન શકે તેટલા માટે તેણે પોતાનું રૂપ સહજ ફેરવ્યું. પૂર્ણ રીતે સજ્જ થઇ, રાત્રિ પડતાં હાથમાં એક વાંસળી—બંસી રાખીને રાજમહેલની

પછવાડેની બાજુ ગઇ અને એક સારા જગાએ બેસી મ
અવાજે ગાવા લાગી. એક વખત તે જાતે પોતાના મુખથી ગા
અને તે ફરીને પાછી વાંસળીમાં ઉતારતી.

શાન્ત રાત્રિએ ગાનનો ગુંજાર ચારે તરફ ફેલાઇ રહ્યો. ગ
આ મુજબ હતું.

અમારો દોષ કો કાઢે, અમારૂં ભુંડું કો બોલે;
અમોને તેની ના પરવા, પડે જે ખાડ ખોદે તે.

અમોને નિંદશે જે કો, અમોના નીંદશું તેને;
અમોએ તત્વ એ જાણ્યું, પડે જે ખાડ ખોદે તે-

અમારૂં ભુંડું કરવાની, કરે કોશીશ જે કોઇ;
મના ના તેમને કરજો, પડે જે ખાડ ખોદે તે.

અમારા શ્રેયને દેખી, અદેખાઇ કરે જે કો;
હૃદય બાળે વૃથા તે તો, પડે જે ખાડ ખોદે તે-

અમારાં સૌખ્યની આડે, અદેખા છો ભલે આવે;
અમો ના ધ્યાન પર લેશું, પડે જે ખાડ ખોદે તે-

ભુંડો નર આત્મનું ભુંડું, કરે કરવા જતાં પરને;
કર્યું કિરતારનું થાએ, પડે જે ખાડ ખોદે તે-

નીચ નર નીચ યુક્તિથી, સતાવે સાધુને જ્યાં ત્યાં;
નીચ તે નીચ છે અંતે, પડે જે ખાડ ખોદે તે-

તમારી હોય જે ઇચ્છા, સુખેથી પાર તે પાડો;
અમો ના આવશું આડે, પડે જે ખાડ ખોદે તે.

આટલું ગાઇ મણીકાન્તા કંઇક શાન્ત રહી; પણ પુનઃ થો
વારે તેણે આગળ ચલાવ્યું.

અરે ઓ દિલ ! વિસારે કાં ! નથી કંઈ સાર આલમમાં;
સુખો કાજે ન આ દુનિઆં, સુખો જોવા નથી જન્મ્યા.
બધી છે સ્વાર્થની બાજી, ખલકનો ખેલ ન્યારો છે;
સમાયો સ્નેહ સ્વાર્થોમાં, જીગરનો જે કિનારો છે.
બની વિદ્વાન કીધું શું ? વિલોકી ગ્રંથ લીધું શું ?
પ્રપંચોથી રમી અંતે, જગત ત્યાગી જવાનું છે.
કરેલાં કાર્ય સૌ મિથ્યા, ઉમંગી આશ હા ! ચાલી;
કદરનો ક્યાંય પત્તો ના, નિરાશા વિશ્વમાં મ્હાલી.
ન રોવું હાય તે માટે, નથી અંતે નહી કાંઈ;
ઉમર કાઢી ઉપાધીમાં, હવે શાન્તિ મળે ક્યાંથી ?
ગણાવું ના થઈ જ્ઞાની, ગણાવું ના થઈ ધ્યાની;
જરી ના માન પણ જોતું, સ્પૃહા હા ! એક શાન્તિની.
અહો સુશાન્તિ શાન્તિ તું, ગણું છું દિવ્ય દેવી હું;
ઉગારીને પ્રપંચોથી, હવે ઓ ભેટ શાન્તિ તું.

રા. અઢીયા.

શાન્ત રાત્રિ, વાંસળીનો વિનંદિત સુર; મધુર કોમળ કંઠમાંથી નીકળતું ગઝલ—ગાન—અપૂર્વ આભાસ. રાત્રિ રમ્ય અને શાન્ત જણાવા લાગી, મણીકાન્તા પણ તાનથી ગાવા લાગી. આવી રીતે લગભગ અર્ધો કલાક સુધી ગાનમાં ગુલતાન રહી. મણીકાન્તાએ ગાન પૂર્ણ કર્યું. તેણે રાજાનાં મહેલ તરફ નજર કરી. બાદ થોડીવારે તે રમણી આત્મગત બોલવા લાગી; "મારા પ્રતાપને માટે હું અહિં આવી છું. પ્રતાપ ! તું ક્યાં હોઈશ ? આ નગરના ક્યા ખૂણે તું છૂપાયો હોઈશ ?"

થોડીવાર શાન્ત રહી પુનઃ તે આગળ બોલી; "પ્રતાપ ! વ્હાલા !

ગભરાઇશ નહિ. શત્રુઓ ગમે એટલા સબળ હશે તોપણ હું તને છોડાવીશ. શત્રુઓ પણ જાણશે કે એક અબળા તેમને મળી હતી. મારે ગમે તે ઉપાયે આ સામે જણાતા રાજમહેલમાં જવું છે અને રાજાને મળવું છે. ”

આમ વિચારતી મણીકાન્તાએ ફરી પાછું એક બીજું ગાન આરંભ્યું.

મધ્યરાત્રિ વિતી ચૂકી હતી. મહારાજા વ્હેમસિંહ તેમનાં રાણી સાથે ખુલ્લી અગાશીમાં બેસી આનંદ અનુભવી રહ્યા હતા. આ વખતે જ તેમના કાને સંગીતનો અવાજ સંભળાયો. રાજા ચમક્યો અને આશ્ચર્ય પામ્યો. રાણીની પણ એ ગતી થઇ. આનંદ આનંદના ઠેકાણે રહ્યો. બન્નેનું ધ્યાન ગાન તરફ ખેંચાયું. રાજા અને રાણી ધ્યાન પૂર્વક સંગીત સાંભળી રહ્યાં. ગાન પૂર્ણ થતાં જ રાણીએ પૂછ્યું; “ આટલી રાત્રે આવું મધુરૂં ગાન કોણ ગાતું હશે ? ”

“ કોઇ રમણી રત્ન હોય એમ અવાજ ઉપરથી અનુમાન થાય છે. ”

“ તેને અહિં બોલાવીશું ? ” રાણીએ પૂછ્યું.

“ મારી પણ એવી જ ઇચ્છા છે. ”

“ પણ જો જો; તે કદાચ રમણી હોય અને તમે ભાન ખોતા ? ”

“ એટલે ? ” વ્હેમસિંહે ભવાં ચઢાવી પૂછ્યુંઃ

“ તમે તેનાં ગાનમાં ગુલતાન બનો; અને રંગીલીના રંગે ચઢો. ”

“ તે મારા મનની વાત છે, તેમાં તું શું સમજે ? પુરૂષ જાત ભ્રમર છે. ફાવે તે પુષ્પની પર ભમે. એ બાબતમાં તારે આડે આવવું જ નહિ. ”

રાણી કંઈ બોલી નહિ. એવામાં પુનઃ નવીન સંગીત સંભળાયું. હેમસીંહ ધ્યાન પૂર્વક સાંભળી રહ્યો.

થોડીવારે સંગીતનો મધુર મુખ–આલાપ બંધ થયો અને બંસીનાદ આવવા લાગ્યો. બંસીમાં પણ સ્પષ્ટ શબ્દો નીકળતા હતા. મહારાજાનો જીવ તલપાપડ થવા લાગ્યો. તુરત જ તેમણે એક ખવાસણને હુકમ કર્યો કે કોઇને કહો કે—" આ ગાનાર અને બંસી બજાવનારને મહેલમાં લઇ આવો. "

હુકમ થતાં જ પહેરેગીરો દોડયા અને ત્યાં એક ગૌરવદની ચંદ્રવદનીને ગાતાં બજાવતાં જોઇ તેમનો પણ જીવ ઠેકાણે ન રહ્યો.

સિપાહીઓ આશ્ચર્યચકિત થયા અને પછી તેમાંનો એક મહા મુશ્કેલીએ બોલ્યો. " બાઇ સાહેબ ! આપ કોણ છો ? "

" તમારે શું કામ છે ? " મણીકાન્તાએ રોષથી પૂછયું.

" અમારા મહારાજા આપને બોલાવે છે. "

" શા માટે ? "

" તમારૂં ગાન સાંભળવા. "

" મારી મરજી ત્યાં આવવાની નથી. "

" બાઈ સાહેબ ! અમારી પર મહેરબાની કરી ચાલો. " છેવટે મણીકાન્તા હા ના કરતાં તુરત જ પહેરેગીરોની સાથે મહેલ તરફ ચાલી અને થોડીવારે રાજા સમિપ આવી ઉભી. મહારાજા તેને જોતાંજ મ્હાત થયા. તેમનાથી હવે ન રહેવાયું. ગાનારીને દિવાનખાનામાં લાવી બેસાડવા અને ત્યાં રોશની કરવાની આજ્ઞા કરી. મહારાણીએ વિનંતી કરી કે અવાજ ઉપરથી ગાનાર કોઈ સ્ત્રી જાતિની જણાય છે, તો હરકત ન હોય તો મને પણ તમારા આનંદમાં ભાગ લેવા દયો. પણ મહારાજાએ જણાવ્યું કે પહેલાં જોવું જોઇએ કે તે

કોણ છે અને પછી જેમ યોગ્ય લાગશે તેમ કરીશું. જો તે લાયક હશે તો તમને પણ તેના સંગીતનો લાભ મળશે.

આજ્ઞા પ્રમાણે તૈયારી થઇ ગઈ. મહારાજા દિવાનખાનામાં પધાર્યા. મણીકાન્તાએ નીચે નમીને એક મોહક નમન કર્યું. અને સાથે જ એક કાતીલ કટાક્ષ પણ ફેંક્યું.

મહારાજા સ્તબ્ધ થઇ ગયા. તેનું ગૌરબદન, નાજુક વદન, સુંદર સાડી, બુટ્ટેદાર ચોળી, દક્ષીણી વેશ, નાગની ફણાસમ શોભતો અલક, તેના ઉપર આવી રહેલું સોનેરી ફુલ, અંબોડાની વળેલી કમાન, કાનમાં લટકતી હીરાજડિત વાળીઓ, નાકને શોભાવતી નથની, ગળામાં આવી રહેલ મોતનમાળ, કર ઉપર ધારણ કરેલાં કંકણો-કમ્મરમાં આવી રહેલ કટિમેખળા, પગમાં પહેરેલાં અંકોડાવાળાં સાંકળાં—આ સર્વેએ જાદુઈ અસર કરી. મહારાજા તેની સ્હામે જ એકી ટસે જોઇ રહ્યા. મણીકાન્તા જાણે એક સ્વર્ગમાંથી ઉતરી આવેલી પુતળી હોય તેમ સ્હામે ઉભી ઉભી કટાક્ષ ફેંકવા લાગી. ઘરેણાં તો સાધારણ જ ધારણ કરેલાં પણ શરીરની સુંદરતા, તેમ જ ઘાટીલાપણાપર મહારાજા ડોલવા લાગ્યા. રાજા જેમ જેમ વધુ જોતો ગયો તેમ તેમ ભાન ખોતો ગયો. અને આવી રૂપવાન રમણી સાથે રમણ કર્યા વિના જીંદગી વ્યતિત કરી જાણી નિઃશ્વાસ નાખવા લાગ્યો. રાજાને તેની પ્રીતિપાત્ર મહારાણી સાહેબનું પણ ઘડિભર વિસ્મરણ થઇ ગયું. એકાએક તેમના મુખમાંથી શબ્દો નીકળ્યા. "વાહ! વાહ! ધન્ય છે." બસ વિશેષ બોલી ન શક્યા. વળી પરાણે ધીમેથી બોલ્યાઃ-"આવોને અહીં પાસે બેસોને." મણીકાન્તા દૂર હતી તે કમર લચકાવતી પાસે ગઇ અને નમન કરી છેક મહારાજાની નજીક જઇ બેઠી. મહારાજા ખરેખરા તેના તેજમાં અંજાયા.

બીજું તો કાંઈ ન કરી શક્યા પણ તેને ધારીધારીને તેના સ્હામું ને સ્હામું જોવા લાગ્યા. આખરે મહારાજાએ પૂછ્યું:—" તમે કોણ છો ? ક્યાંનાં રહેવાસી છો ? તમારૂં નામ શું? આમ તમારા જેવી નાજુક સ્ત્રી રાત્રિને વખતે એકલી રમતી ફરતી જણાવાથી આશ્ચર્ય ઉત્પન્ન થાય છે."

" હું ગવાલિયરની રહેવાશી છું. મારૂં નામ રત્નપ્રભા છે. હું ત્યાંના એક પ્રખ્યાત ગવૈયાની પુત્રિ છું. એક દિલાવર સાથે મારો જીવ ચોટયો. વાતવાતમાં અમારે કલહ થયો. તે મને મુકીને ક્યાંઇ જતા રહ્યા છે. ત્યારથી તેમની ખોળમાં હું મારીમારી ફરૂં છું. શું કરૂં ! રાજા રજવાડા અને દરબારોમાં જાઉં છું. વખતે તે મને મળી જાય, કારણ તે પણ એક ઘણાજ પ્રવીણ ગવૈયા છે. આથી તે કોઇના કોઇ રાજ દરબારમાં હશે. આ વખતે મારા જીવને ઉદાસી થઇ આવી તેથી કાંઇ હું ગાઇ રહી હતી, એટલામાં મહારાજા સાહેબે હુકમ કરવાથી આવી હાજર થઈ છું." મણીકાન્તાએ ઉત્તર વાળ્યો.

" વાહ ખરેખર તમારો અવાજ બહુજ મધુર અને મોહક છે. તમે બહુ સારૂ ગાઓ છો. ફરી પણ કાંઇકિ ગાઓ કે હું નિરાંતે સાંભળું." મહારાજાએ જણાવ્યું.

" મહારાજાએ આ કિંકરી ઉપર કૃપા કરી તેને આમ બોલાવી યોગ્ય માન આપી પાસે બેસવા પરવાનગી આપી મ્હોટો ઉપકાર કર્યો છે. વળી આપ કૃપાળુએ મારૂં ગાન સાંભળવાની મહેરબાની દર્શાવી મને વિશેષ આભારમાં ડુબવી છે, પણ વિનંતિ માત્ર એટલીજ છે કે જો નામવર મારૂં ગાવું જ સાંભળવા ઇચ્છતા હો, તો તો સાજ સરંજામ વગેરે કાંઇ મંગાવવાની તજવીજ કરવા ફરમાન કરો કે જેથી ગાવા અને સાંભળવામાં કાંઇ ઓરજ રસ પડે નહિ

તો લૂખુસૂખુ તો હુકમ પ્રમાણે હું ગાઇશ પણ તે તો ઠીકાઠીક. જ્યારે બધી સામગ્રી તૈયાર હોય તો મહારાજા સાહેબને પણ આ દાસીમાં શું ઝવેરાત છે તે બતાવી શકાય." રત્નપ્રભાએ વિનંતિ કરી.

મહારાજા તેની બોલવાની છટાથી મનમાં ઘણા જ ખુશી થયા અને મનમાં જ તેની પ્રશંસા કરવા લાગ્યા.

બાદ મહારાજાએ તુરતજ સાજ સરંજામ સાથે તબલચી વગેરેને હાજર થવા ફરમાન કર્યું. ત્રણ પહોર રાત્રિ વીતિ ગઇ હતી. ઉસ્તાદો આવે વખતે મહારાજાનો હુકમ સાંભળી મનમાં બબડવા તો લાગ્યા પણ રાજ–ફરમાન આગળ શું ચાલે ? તેમને લાચારીથી આવવું પડયું. ત્યાં આવતાં એક ચંદ્રવદનીને જોતાં ઉસ્તાદો પણ હોશમાં આવ્યા. તુરત તેમણે પોતાનાં સાજ મેળવ્યાં અને તૈયાર થઇ ગયા.

મણીકાન્તાએ વિણા વિનંદિત સ્વરે ગાવાનું આરંભ્યું. હવે શું કહેવું ! સાજ સરંજામ સાથે મણીકાન્તાનો લલકારો, વળી પાછલા પહોરનો વખત ! મહારાજા તો સ્તબ્ધ જ થઈ ગયા. ઉસ્તાદો પણ ચક્તિ થયા. સર્વ ઇલમ આજે તેમને અજમાવવો પડયો. મણીકાન્તા કાંઇ સામાન્ય ગાનારી નહોતી. તે તો એક ખરેખરી ઉસ્તાદ ચમત્કારી ગવૈયાની પુત્રિ થઇને આવી હતી. મહેફિલ એ વખ્તે મળેલી હોવા છતાં ઘણા માણસનો જમાવ થઇ ગયો. બે દરબારી ચીજો ગાતાં જ સ્હવાર થઈ ગઈ. એક ભેરવી તેણે ખુબ સરસ રીતે ગાઇ, પછી ગાવું બંધ કરી મહારાજાને વિનંતિ કરી કેઃ–" હવે સવાર થઇ ગઇ છે. હું કાલની થાકેલી દૂરથી આવી છું તેથી હુજુરની આજ્ઞા થાય તો રજા લઉં."

વાત સાંભળી મહારાજા ચોંકયા. ખરેખર સ્હવાર થઇ ગઇ

હતી. એક મોતીની માળા ગળામાંથી ઉતારી મહારાજા ભેટ આપી બોલ્યાઃ–" તમે એકાદ થોડાક દિવસ અહિં રોકાઓ, પછી જજો. મારો જીવ તમારૂં ગાન સાંભળવાથી જરા પણ ધરાયો નથી."

" જો ખુદ મહારાજા સાહેબની આ દાસી ઉપર એટલી મહેરબાની થઇ છે તો મને પછી અહીં રહેવામાં હરકત કે મુશ્કેલી કાંઇ જ નથી." મણીકાન્તાએ સવિનય ઉત્તર આપ્યો.

" આ રત્નપ્રભાના ઉતારા માટે પુરેપુરો બંદોબસ્ત કરો અને આજે રાત્રે મ્હોટી મહેફિલ મેળવવાની તૈયારી કરો." મહારાજાએ ફરમાન કર્યું.

આજ્ઞાનો તુરત જ અમલ થયો. એક સુંદર મકાનમાં રત્નપ્રભાને ઉતારો મળ્યો. નોકર સેવક સર્વે ખીજમતમાં હાજર થઈ ગયાં.

આજે રાત્રે એક મ્હોટી મહેફિલ મળવાની હતી. સારા સારા નાગરિકોને પણ આમંત્રણ થયાં.

વખતસર મહેફિલ ભરાઇ. સર્વે આવી એકઠા થઈ ગયા. મહારાજા સાહેબ પણ પધાર્યા. ઉસ્તાદ વર્ગે પોતાનાં વાજીંત્રો મેળવ્યાં. રત્નપ્રભા સમયસર આવી સર્વેને નમન કરી બેઠી.

ત્યાં એકત્ર થયેલા સર્વ સમાજની દૃષ્ટિ તો આ સ્વર્ગીય પુતળીના મુખમંડળ પ્રતિ વળી રહી હતી. સર્વે તેને જોઇ મનમાં જ તેની સુંદરતાનાં વખાણ કરી રહ્યા હતા અને પૂર્વે આવી અદ્દભુત ચમત્કારી કોઇ સુંદરી જોઇ નહોતી એમ મનમાં જ બોલી રહ્યા હતા.

હવે રત્નપ્રભાએ ગાવાનો આરંભ કર્યો. ગાતાં ગાતાં સર્વેને વિસ્મય બનાવી દીધા. રત્નપ્રભાએ એક ચીજ ગાઇને મહારાજા તરફ જોઈ અરજ કરી કેઃ–" એક વખતે વિજયગઢમાં આવી જ મહેફિલ મળી હતી. ચતુરસિંહ મહારાજા પાસે આ દાસીએ તે

વખતે ગાયું હતું. પણ તે વખતે જે રંગ જામ્યો હતો તેવો રંગ આજ સુધી તો કોઇ બીજે ઠેકાણે નથી જામ્યો. બસ ઠાઠ એવો મળ્યો હતો કે મ્હારા અવાજના સુરથી ત્યાંના દિવાનના પુત્રે બીન બજાવ્યું અને પછી ત્યાં જે મહેફિલ જામી તેની ખુબી તો ઓર જ. વાહ તે મહેફિલ નહિ ભૂલાય. બે ચાર રોજ ઉપર પાછી હું વિજયગઢ ગઇ હતી, પણ ત્યાં તો સાંભળ્યું છે કે પ્રતાપ ત્યાં નથી પણ ક્યાંઇ અદૃસ્ય થઇ ગયો છે. આથી પછી હું ત્યાં ન ટકતાં પાછી ચાલી નીકળી." આટલું બોલી રત્નપ્રભા અટકી ગઇ.

મહારાજા સાહેબ આ ગાનારીના ગાન ઉપર એવા તો પ્રાણુ ફિદા થઇ ગયા હતા કે તુરત તે બોલ્યાઃ—"શું ચતુરસિંહ દિવાનનો છોકરો પ્રતાપ ?"

"હા, મહારાજ." મણીકાન્તાએ મધુર અવાજે કહ્યું.

"અરે એ તો અહિં કેદમાં છે ?"

"શું પ્રતાપી પ્રતાપ કેદમાં છે ?" મણીકાન્તાએ ગંભીતાથી પૂછ્યું.

"હા."

"તેને કેદ કરવાનું કારણ ?"

"કારણ તમને જણાવી શકાય એમ નથી."

"ત્યારે તેને અહિં ગાવા બોલાવી શકાશે ?"

"હા, પણ તે ગાશે નહિ તો ?"

મણીકાન્તા તેનાં ચપળ ચક્ષુ નચાવતાં બોલી,

"મહારાજાધિરાજ ! જો તે આપને ત્યાં કેદી તરીકે હશે તો પણ જ્યાં તે મારૂં નામ સાંભળશે કે આવવા તરત કબુલ થશે જ. માત્ર એક બે યુક્તિ અજમાવવાની જ જરૂર છે, નહીં તો પછી

મને નહીં ગણે; કારણ તે મહા જક્કી છે. એક તો એ કે તેને બોલાવવા કોઈ વીસ વર્ષ લગભગની ઉમ્મરના વાણીયાએ જવું. તેને એકલો જ અહીં લાવવો. નાશી જવાનો ભય હોય તો પગમાં બેડી રાખવી ને સુંદરમાં સુંદર બીન તેને માટે લાવવું. આટલું હશે તો જરૂર તે કબુલ કરશે." રત્નપ્રભાએ સર્વને આંજ્યા.

"એતે શી મ્હોટી વાત છે" મહારાજા બોલ્યા. એક વીસ વર્ષની ઉમ્મરનો જ ગંગારામ નામનો યુવાન વાણીયો ત્યાં હાજર હતો તેને હુકમ આપ્યો કે તું જઈ પ્રતાપને લેઈ આવ્ય. ત્યાંજ જેલર પણ હતા તેમને હુકમ મળ્યા કે જુઓ પ્રતાપને એકલો જ મોકલજો. જો કે બેડી તેના પગમાં રાખજો.

હુકમ થતાંજ ગંગારામ અને જેલર ઉઠયા. પહેરાવાળાઓને હજુરનો હુકમ જણાવ્યો. તેમણે પ્રતાપને એકલો જ રવાના કર્યો. પ્રતાપને તુરતજ લાગ્યું કે કોઇ મિત્ર અહીં આવી પહોંચ્યો. છે અને તેણેજ મને આટલી ચાલાકી અને શરતથી બોલાવ્યો છે. મહેફિલમાં આવતાં તો પ્રતાપે કાંઇ ઓરજ રંગ દીઠો. એક બહુ જ સ્વરૂપવાન ગાનારી બેઠી છે. તેના તરફ સર્વ એકી ટસે જોઈ રહ્યા છે. પ્રતાપને નવાઇ તો લાગી પણ એટલામાં તેને જોતાંજ ગાનારી બોલી ઉઠી.

"પધારો પધારો પ્રતાપસિંહજી. આ રત્નપ્રભા ક્યારની આપની રાહ જુએ છે. વાહ! આપે વિજયગઢમાં જે બીન વગાડી હતી તે હવે કેમ ભૂલાય?" રત્નપ્રભાએ પ્રતાપસિંહના સ્હામે જોઈ આ પ્રમાણે કહેતાં ઇશારત કરી દીધી અને પ્રતાપે પણ તરત મણીકાન્તાને ઓળખી.

"રત્નપ્રભા! અહીં પણ તમે આવી પહોચ્યાં! અરે અહીં તો શું પણ કદાપિ મૃત્યુની સ્હામે પણ તમે આવો અને તે વખતે તમારી સાથે બીન વગાડવાનું હોય તો હું તે વગાડવા કબુલ થાઉં

અને પછી મરૂં. વાહ તમારા જેવી ગાવાવાળી બીજે ક્યાં મળશે ?!" પ્રતાપે કહ્યું.

રત્નપ્રભા અને પ્રતાપસિંહની વાત સાંભળી મહારાજાને ઘણીજ નવાઇ તો લાગી; પણ એ તો એજ તાનમાં હતા કે ક્યારે બીન વાગે અને રત્નપ્રભા ગાય. એક સારામાં સારૂં બીન પ્રતાપને આપવામાં આવ્યું. પ્રતાપે વગાડવાનું અને રત્નપ્રભાએ ગાવાનું શરૂ કર્યું. હવે જે રંગ જામ્યો તેનું વર્ણન કરવા લેખિની અસમર્થ છે. મહારાજા તો ખરેખરાજ તેના તાનમાં નિમગ્ન થઇ ગયા. બીજા સર્વ પણ ડોલવા લાગ્યા. જ્યાં એક ગીત બીનમાં પ્રતાપે રત્નપ્રભા સાથે ગાયું કે તેણે બીન નીચે મુક્યું. મહારાજાએ બીજું ઉપાડવા કહેતાં જ પ્રતાપે જણાવ્યું:–"હું માત્ર દિવસમાં એક જ ચીજ બીન ઉપર વગાડું છું. બીજી નહીં. માટે જો તમારી સાંભળવાની ઇચ્છા હોય તો કાલે ફરી સાંભળજો." રત્નપ્રભાએ પણ જણાવ્યું કે–"હા પ્રતાપસિંહ એકજ ચીજ માત્ર ગાય છે. આ ખરેખરો તેનો ટેક છે. ચતુરસિંહ મહારાજને ત્યાં તે નોકર હોવા છતાં મહારાજા ઘણું કહીને થાક્યા તો ત્યાં પણ બીજીવાર નહોતું ગાયું. માત્ર એકજ ચીજ બજાવી બંધ રહ્યા હતા. હશે શું ફિકર છે ? વળી કાલે બીજી ચીજ."

મહારાજા મનમાંજ વિચારવા લાગ્યા. ખરેખર અજબ આદમી છે. વારૂ, આવા ટેકમાં શો ફાયદો ? વાહ પણ આવું રત્ન મારા દરબારમાં કેમ ના પાક્યું. આમ વિચારતા રાજાએ મણીકાન્તા તરફ જોઇ કહ્યું; ત્યારે "તમે એકાદ ગાન ગાવ."

"આપની આજ્ઞા હોય તે ગાઉં ?"

"મારી મરજી તો એવી છે કે એક કવાલી ગાઓ."

"મહારાજ ! કવાલી સાંભળે તે તરતજ બની જાય મવાલી."

"ત્યારે કોઇ ઉસ્તાદી ગાવ."

"એમ?" મણીકાન્તાએ પુનઃ કટાક્ષ ફેંકી પૂછ્યું.

"હા."

મણીકાન્તાએ એક મધુર ભજન ગાવું શરૂ કર્યું.

મર્દોકો ધર્મ કામમેં, ડરના નહિ અચ્છા;
નામર્દસે ઉમ્મેદકા, કરના નહિ અચ્છા.
ક્યા ગમ પ્રચાર ધર્મમેં, ગર જાનભી જાયે;
બદરસ્મ ઓર બદકામમેં, મરના નહિ અચ્છા.
બઢના ઉસીકા ખુબ હૈ, જીસસે હો ફજલ આમ;
જાલિમ વ મકખીચૂસકા, બઢના નહિ અચ્છા.
વાદા ન નિબાહના હૈ, યહ શૈતાનકી હરકત;
ઇન્સા કો જુબાં દે કે, મુકરના નહીં અચ્છા.
કરનેસે પહલે શોચ લો, હર કામકા અંજામ;
આગેકો કદમ ધર કે, હટાના નહિ અચ્છા.
લડના કીસીકે ઠીક નહિ, ઇસ જહાનમેં;
પર ખાસ કર માબાપસે, લડના નહિ અચ્છા.
મહારાજ રામચંદ્રને, કરકે દીખા દિયા;
ભાઇકા ભાઇયોં સે, ઝઘડા નહિ અચ્છા.

ભજનાવળી.

મણીકાન્તાએ ગાનને ઉલટાવી ઉલટાવીને ગાયું. તેનો કોમળ કંઠ રાજાને પ્રિય લાગ્યો, પણ આ સુબોધક ગાનનો ભાવ તે બરાબર સમજી શક્યો નહિ. આથી તેણે કહ્યું.

"રત્નપ્રભા! ગાનનો રાગ તો જાણે ઠીક છે; પણ ભાવાર્થ મારાથી સમજાયો નહિ."

"મહારાજ! આપે કહ્યું કે ઉસ્તાદી ગા. તો તે મુજબ મેં કર્યું."

"મારી ભૂલ થઈ."

"અરે ભૂલ તો ભગવાનની પણ થાય છે."

"અરે વાહરે! ભગવાન તે વળી ભૂલ કરતા હશે?" પ્રતાપે વચમાં ઉમેર્યું.

રાજા હશી પડયો અને બોલ્યો; "ભગવાન ભૂલ કરેજ નહિ."

"અને હું ભગવાનની ભૂલ બતાવું તો?"

"બતાવો તો શાબાશી આપું."

"ગાયનમાંજ સંભળાવું ને?"

"શું તેનું પણ ગાયન?"

"હા, એક કવીએ ખાસ તમારા જેવાને સંભળાવવા–સમજાવવા માટે જ બનાવ્યું છે.

"ત્યારે તો જરૂર ગાવ."

રાજઆજ્ઞા મળતાં મણીકાન્તાએ ગાવું શરૂ કર્યું.

### કવ્વાલી.

પ્રભુનાં પ્રૌઢ કાર્યોમાં, ભુલો ભરચક ભરેલી છે;
સરજ્યા ના સઉ જીવો સરખા, પ્રગટ કરતાં આ પૃથ્વીને;
તફાવત ઉંચ નીચાનો, પ્રથમ કીધો વગર વાંકે;
હશે કારણ જુદાં તોએ, કરી એ ભુલ ભગવાને!
ગુરૂત્તર સર્વ પ્રાણીમાં, ભલા સમજી ને બ્રાહ્મણને;
શુભેચ્છાથી વદન વાટે, કીધા ઉત્પન્ન કૃપાળુએ;
તેઓ બ્રાહ્મણપણું ભુલી, ભમે ભઠીઆરૂ કરવાને;
દીધું પદ ઉંચ એવાને, કરી એ ભુલ ભગવાને!

ઉગરવાને ઉપાધીથી, સુરક્ષિત રહેવા સૃષ્ટિને;
ચીરી બાહુ કર્યા ઉત્પન્ન, ખરા વીર ધારી ક્ષત્રીને;
ખરેખર તે ખુંખારેથી, ધરે ડગ પાછું ભરવાને;
ગણ્યા મરદો એ મડદાંને, કરી એ ભુલ ભગવાને!
વફાદારી વિષે વળગી, કરે વૈશ્યો વડો વહેપાર;
પ્રજા પોષે અને પડે, ચલાવે ચારૂ કારોબાર;
ગણી એવું કીધા પેદા, ચીરી જગદીશે જંઘાને;
પડયું ખોટું પ્રમાણેલું, કરી એ ભુલ ભગવાને!
ચરણ ચીરી સૃજ્યા શ્રમથી, પ્રજા પૂજન હિતે શુદ્રો;
અધુના વણ અધિકારે, ઉઠાવે અવનવાં યુદ્ધો;
ગણે ના રાવ રાજાને, તજે મહાજન મલાજાને;
પડયા કેમ આર્યને પાને, કરી એ ભુલ ભગવાને!
અધર્મી અત્યાચારેથી, ગુજારે જીંદગી સારી;
કુટાએ ન્યાય અંધારે, દુરાત્મા દ્વારે દિવાળી;
જીતે ઝગડામાં જુઠાઓ, મળે બે ભાગ બળીઆને;
નથી સીંગ પુંછ એવાને, કરી એ ભુલ ભગવાને!

રાવકવી.

ગાન પુરૂં થયું. રાજાએ સંગીત વખાણ્યું. પણ અક્કલના નમુનો એટલું ન સમજી શક્યો કે મણીકાન્તાએ તેને બનાવ્યો. પ્રતાપ મનમાં હસવા લાગ્યો અને મણીકાન્તાએ રાજાને ખૂબ બનાવ્યો જાણી ખુશી થયો.

રાજાને ગાનમાં મમ્મત પડી. તેણે બીજું ગાવાની આજ્ઞા કરી, પણ રત્નપ્રભાએ ત્યાર બાદ અરજ કરી આજની મહેફિલ બંધ કરવા જણાવ્યું. સર્વેનો જીવ વિશેષ સાંભળવા એક ટસે તલસી

રહ્યો હતો. આથી બીજે દિવસે ફરી મહેફિલ ભરાશે એમ નક્કી થ
આજની મહેફિલ બરખાસ્ત થઇ.

બીજા રોજ પણ વખતસર મહેફિલ ભરાઇ અને તેજ ગંગારા સાથે પ્રતાપસિંહ એકલો જ મહેફિલમાં આવ્યો. આજે પણ એ ચીજ બીનમાં વગાડી પ્રતાપે બંધ કર્યું. આજે પણ મહારાજા સંતુ ન થયા અને આજ્ઞા કરી કે આવતી કાલતો પૂરેપુરી મહેફિલ જમાવીર

## પ્રકરણ ૧૩ મું.

### બહાદુર બાળા.

રહ કૌન જાનેકે કલ કીયા ક્યા, ઔર આજ માલીક વોહ ક્યા કરેગ
કિસે બિગાડે કિસે સંવારે, કિસે લુંટાવે કિસે ભરેગ
કિસીકે ઘર કૌન હોવે પયદા, કિસીકે ઘર કૌનસા મરેગ
કિસીકો હરગીજ ખબર નહી હય, કે ક્યા કીયા હય ઔર ક્યા કરેગ
પડે ભટકતે હય લાખો કાના, કરોડો પંડીત હજારો શ્યા
જો ખૂબ દેખાતો યાર આખીર, ખુદાકી બાતેં ખુદાહી જા
નજી

રાત્રિનો સમય થયો. રાજમહેલના દિવાનખાનામાં મહેફિલની તયારી થવા લાગી. રંગબેરંગી દીપ પ્રકાશવા લાગ્યા. મહેફિલનો સમય લગભગ દશેક વાગ્યા હતો. તે પહેલાં દિવાનખાનામાં તૈયારી થઇ રહી હતી. જ્હેમસી મહારાજા મણીકાન્તાને જોઇ ત્યારથી જ દિવાનો બન્યો હતે તેને કંઇપણ ચેન પડતું નહોતું. રાત્રિદિવસ મણીકાન્તાના રૂપ મા ચેના, તેના ગાનના, હાવભાવના અને લટકતી ચાલના જ વિચા

કર્યાં કરતો. જે રાણીને તે પ્રેમથી ચ્હાતો હતો; તે રાણીને પણ હવે બોલાવવાનું તેણે બંધ કર્યું હતું.

મહેલના એક શૃંગારેલા ઓરડામાં રાજા ગાદી પર આડો પડી હુક્કો ગગડાવી રહ્યો હતો. તેના મનમાં મણીકાન્તના જ વિચારો થઈ રહ્યા હતા. ક્યારે મહેફીલનો સમય થાય અને હું તે રંગરંગીલીનું ગાન સાંભળુ એમ તેના મનમાં થઈ રહ્યું હતું. એટલામાં રાણી ત્યાં આવી; અને રાજાની સમિપ બેઠી. રાણીને જોતાંજ રાજાએ મુખ મરડયું. રાણી ચતુર હતી. તે સમજી ગઇ અને બોલી; "પ્રાણનાથ! શું વિચારમાં મશગુલ બન્યા છો?"

"તે જાણવાની તારે કંઇ પણ જરૂર નથી." વાત પતાવવાના ઇરાદે રાજાએ કહ્યું.

"કેમ વારૂ? આજે આમ કેમ બોલો છો?"

"પણ તારે કામ છે શું?" રાજાએ કંટાળીને પૂછ્યું.

"મારી ફરજ છે કે તમારૂં દુઃખ જાણવું."

"તારે એવી ફરજ બજાવવાની કાંઇજ જરૂર નથી."

"શું મારાથી કંઈ ગૂન્હો થયો છે?"

રાજા બોલ્યો નહિ.

પુનઃ રાણીએ પૂછ્યું; "બોલો ને? કેમ બોલતા નથી?"

રાજા ચીડાયો અને આ પાપ હવે અહિંથી જાય તો સારૂં એમ મનમાં ઇચ્છવા લાગ્યો.

તે બોલ્યો; "તારે બધું પૂછીને શું કામ છે? જતી રહે. તું હવે મને બીલકુલ ગમતી નથી."

"કારણ?"

"તારૂં રૂપ પેલી ગાનારીના જેવું નથી." રાજાએ જણાવી દીધું.

રાણી સઘળો ભેદ બરાબર સમજી ગઇ અને પછી બોલી, "બસ; આથીજ તમે વિચારમાં પડયા છો ને ?"

"હા."

"ત્યારે હવે શું કરશો ?"

"મારો વિચાર તે ગાનારીને રાણી બનાવવાનો છે."

"શું કહો છો ?"

"ખરૂં કહું છું."

"એક પવિત્ર રાજાના મનમાં આવો પાપી વિચાર ઉત્પન્ન થયો જાણીને હું અજબ થાઉં છું."

"તું તો જ્યારેને ત્યારે અજબ થયા જ કરે છે. પણ હું હવે મારો વિચાર ફેરવનાર નથી. રાજાને ગમી તે રાણી; તેમાં તારે શું?"

"કેમ મારે શું ? વિચાર કરી જુઓ કે લગ્ન વખતે મારી સાથે વચનથી કોણ બંધાયું છે ? શું તમે મારી આગળ પ્રતિજ્ઞાઓ કરી નથી ? તમે અને મેં અગ્નિ અને બ્રાહ્મણ સમક્ષ પ્રતિજ્ઞાઓ કરી છે, શું એ પ્રતિજ્ઞાઓપર પાણી ફેરવશો ?"

"ઓય તારીની ! આ તો તેં નવો મુદ્દો ઉઠાવ્યો. અલી એ સાંભળ, મેં એવી ક્યાં પ્રતિજ્ઞા કરી છે કે મારે બીજી રાણી પરણવી નહિ ?"

"ભલે બીજી રાણી પરણો. હું ખુશી છું."

"એ ગાનારી જ રાણી બનશે."

"ના; એ નહિ."

"કેમ વારૂ ?"

"ગાનારી હલકી જાત; તે રાણી થઇ શકે જ નહિ."

"પણ હું તેને રાણી બનાવી ઉંચી બનાવીશ."

" એમ કદી બને જ નહિ."

" પણ મારે એમજ કરવું છે."

" પરીણામનો વિચાર કરજો."

" એટલે ?"

" પરીણામ ખરાબ આવશે."

" ભલેને ખરાબ આવે, તેમાં મારે શું ?"

" ભાયાતો વિરૂદ્ધ થશે ?"

" તેની દરકાર નથી."

" પ્રજા અસંતુષ્ટ બનશે ?"

" લશ્કર શું કામનું છે ?"

" એટલે ?"

" ભાયાતો અને પ્રજાને દબાવવા મારી પાસે પૂરતું જોર છે."

" પ્રજા અને ભાયાતોને દાબમાં રાખતાં આખરે રાજા પાયમાલ થાય છે એ સ્મરણમાં રાખજો."

" ઠીક છે, હવે તું ચાલી જા. મારે મજલીસમાં જવાને માટે તૈયારી કરવી છે."

" તમારા જેવા રાજાઓએજ આખા દેશનું નિકંદન કાઢ્યું છે. જે રાજાઓ ગૌ, બ્રાહ્મણ પ્રતિપાળ અને શૂરવીર હતા, અરે જેની તીરહાકથી દિશાઓ ડોલાયમાન થતી, તે રાજાઓના વંશજો આજે એક જ નમાલા બની એશઆરામ; નાચ-ગાન-તાન અને વ્યશનમાં તેમનું જીવન પૂર્ણ કરે છે. સ્વામી ! જો જ્ઞાન હોય તો વિચારો કે કાલે ગાનારીએ એક એવું સંગીત ગાયું હતું કે જેમાં તમારી પૂરેપૂરી મશ્કરી થઇ હતી."

" એ વળી કીયું ગાયન ?" રાજાએ અકળાઇને પૂછ્યું.

" ભગવાનની ભૂલ વિશેનું ગાન."

" અરે એતો મઝાનું હતું. ગાનના તાનની તને શી ખબર? જા, જનાનખાનામાં બેસી રહે. મારે તારૂં કંઇ સાંભળવું નથી."

" આપ મુખત્યાર છો, ભલે મારૂં ન સાંભળશો; પણ સ્મરણમાં રાખજો કે આખરે પસ્તાશો. અનેક જનો પસ્તાયા છે. ગાનારીમાં સ્વાર્થનો જ પ્રેમ હોય છે. જ્યાં સુધી લક્ષ્મી મળશે; ત્યાં સુધી જ તેનો પ્રેમ કાયમ રહેશે, માટે જે પગલું ભરો તે વિચાર કરીને જ ભરજો. વળી સાથે આ પણ યાદ રાખજો કે ખડગસિંહ જેવા જબરા દુષ્મન સાથે યુદ્ધની તૈયારી કરવા માંડી છે. પ્રતાપ જેવો વીર યોદ્ધો તેમની મદદમાં છે. આવા કટોકટીના સમયે નાચ-ગાનમાં ધ્યાન આપવું તે આરત અને મ્હોતને નજદીક ખેંચી લાવવા બરાબર છે."

રાજા ખડખડાટ હશી પડી બોલ્યો; " અરે જારે; જે પ્રતાપને તું બહાદુર માને છે; તે બિચારો તો બકરી બની પિંજરામાં પૂરાયો છે. વળી એક બીજી વાત પણ તને જણાવું. તે એ કે જે પ્રતાપને તું બહાદુર શૂરવીર માને છે તેજ પ્રતાપ એ ગાનારીનો ગુલામ બન્યો છે. ગઇ કાલે જ તેણે કેદીના વેશમાં હાજર થઇ બીન બજાવ્યું હતું. રાણી! મને લાગે છે કે તું તે ગાનારીની ઇર્ષ્યા કરે છે. પણ તેમાં તારૂં કંઇ વળે એમ નથી. સમજી?"

" એતો જ્યારે વાજતું-ગાજતું માંડવે આવશે ત્યારે જણાશે."

" ઠીક છે; તે વખતે જોઇ લેવાશે. માટે તું હવે મહેરબાની કરીને પધારી જા"

રાણી નિઃશ્વાસ નાખી ત્યાંથી ચાલતી થઇ. રાજા આત્મગત બોલ્યો; " ખરે જ, હવે મને બરાબર સમજ પડી. હું આજસુધી ન્હોતો માનતો. સાલી બાયડીઓની જાતજ અદેખી. ઉંડું જ્ઞાન

હોય નહિ અને પોતાની જાતને સમજુ માને, બીચારો ધણી આખો દિવસ બેલની માફક વૈતરૂં કરે અને તેને રીઝાવવા ઘણી મહેનત કરે; પણ કંઇ હિસાબમાં જ નહિ. હું રાજા છું, ફાવે એમ કરૂં તેમાં એને શું? શું તેને મેં મારી રાણી બનાવી એટલે મેં જખ મારી? રાંડની આજે કેટલાએ દહાડાથી ટીકટીકારો કર્યા કરે છે. ગાનારી સાથે હું રંગ માણીશ એવું જાણી તે બળી મરે છે. બસ હું જ ખરો કે તે ગાનારી સાથે ઉઘાડે છોગ પરણી આનંદ કરૂં અને તે બળેલીને વધારે બાળું. રાંડનું મોં પણ હવે મને જોવું ગમતું નથી." આમ બડબડતો રાજા ઉભો થયો અને સુંદર પોશાક પહેરવા લાગ્યો. એવામાં વળી કંઇક વિચાર આવતાં તેણે મોટેથી બૂમ મારી એક સીપાહીને બોલાવ્યો, સિપાહી હાજર થયો. રાજાએ તેને પેલા ગંગારામને બોલાવવા મોકલ્યો. થોડીવારમાં ગંગારામ સિપાહી સાથે ત્યાં હાજર થયો અને રાજાને માથુ નમાવી બાજુમાં ઉભો રહ્યો. "તેના સામે હસ્તા વદને નિહાળી રાજા બોલ્યો, "કાં ગંગારામ શું ખબર છે?"

"આપ નામવરની કૃપાથી સેવક ખુબ આનંદમાં છે."

"હું તને એમ નથી પૂછતો?"

"ત્યારે?"

"મ્હેફિલ વિશે. ત્યાં તૈયારી થઇ ચૂકી છે કે નહિ?"

"સઘળી તૈયારી થઇ ચૂકી છે. ફક્ત આપના પધારવાની જ વારે વાર છે."

"ત્યારે તું હવે જા."

"ક્યાં?"

"પેલા પ્રતાપને લઇ આવ."

"બહુ સારૂં."

" તે પહેલાં રત્નપ્રભાની પાસે જજે અને તેને જલ્દીથી :
વવાનું સૂચવજે. "

" જેવી આજ્ઞા. "

ગંગારામ રસ્તે પડયો. રાજાએ સુંદર પોશાક પરીધાન ક
આયનામાં મુખ નિહાળ્યું. મુછોમાં અત્તર લગાવી મૂછોના આંક
વળ દીધા અને પછી દિવાનખાના તરફ પધાર્યા.

આ બાજુ મણીકાન્તા રાજમહેલ તરફ જવાને તૈયાર
બેઠી હતી. હજી જવાને લગભગ બે કલાકની વાર હતી. તે મ
વિચારતી હતી કે, " હવે કોઈ પણ ઉપાયે પ્રતાપને લઈ પસાર
જોઇએ, વધુ દિવસ વિતતાં કોઇને વ્હેમ પડશે; અને કદાચ
પોકળ પ્રકાશ થાય તો મારી મહેનત ધૂળમાં મળશે. માટે હ
ઉપાયે પ્રતાપને લઈ આ રાત્રિએ જ પસાર થવું જોઇએ. શું ક
કેવી યુક્તિ કરવી ? " મણીકાન્તા વિચારમાં પડી. એ અરસામ
ગંગારામ ઘોડેસ્વાર થઈ ત્યાં આવ્યો. ગંગારામ જાતનો વાણ
હતો, ભલો અને ભોળો હતો. ગાયન ગાવામાં નિપુણ હતો.
કંઠ કોમળ હતો, સ્વભાવે હસમુખો હતો, તેનું લગ્ન હજી થયું ન
સ્ત્રીઓની વાતો સાંભળવી તેને ઘણી ગમતી. આથી કેટલીએ સ્
તેની સાથે વાતો કરી, તેને ભોળવી તેની પાસેથી પૈસા પડાવી
ગંગારામ ઘોડાપરથી નીચે ઉતર્યો. એક સિપાહી ત્યાં ઉભો
ગંગારામે ઘોડાની લગામ તેના હાથમાં આપતાં કહ્યું, " બાઈ સ
ઉપર છે કે ? "

" હા જી. "

" શું કરે છે ? "

" ત્યાં જ વવાની તૈયારી. "

" ઠીક. "

ગંગારામ અંદર ચાલ્યો. આજે તેના આનંદનો પાર ન્હોતો. કારણ કે મણીકાન્તાને બોલાવવાનું સુભાગ્ય આજે તેને પ્રાપ્ત થયું હતું. રમણી સાથે મીઠી-મીઠી વાત કરાશે જાણી તે ખુશી થતો હતો, તે મનમાં હવાઇ તરંગો બાંધતો મણીકાન્તા પાસે આવ્યો. મણીકાન્તાની નજર તેની પર પડી. ગંગારામને જોતાં જ મણીકાન્તાને કંઇક યાદ આવ્યું. તેણે મનમાં જ કંઇક નિશ્ચય કરી દીધો. આ પછી તે બોલી; " કોણ ગંગારામ ? "

" હા જી. " ગંગારામે મલકાતા મુખે જવાબ આપ્યો. "

" કેમ આવવું થયું ? "

" આપને બોલાવવા. "

" શું અત્યારથી ? "

" હા જી. "

" હજી તો ઘણી વાર છે ? "

" પણ સઘળા તમારી હાજરી જલ્દી ઇચ્છે છે. "

" સમય થયા વિના હું જનાર નથી. "

ગંગારામ હસ્યો અને બોલ્યો, " લ્યો ત્યારે હું જાઉં છું. "

" તમારે ક્યાં જવું છે ? "

" પ્રતાપને લેવા. "

" શું કામ ? ".

" બીન બજાવવા. "

" તમે જ પ્રતાપને લઈ આવો છો નહિ વારૂ ? "

" હા, આ સેવક જ તેને લઇ આવે છે. "

" પ્રતાપ તમારી સાથે કંઈ બોલે છે કે ? "

" બિલકુલ નહિ. એ તો ઘણો મીજાજી છે. "

"એમ કે? વારૂ તમે થોડીક વાર અહિં રોકાશો?"

"કેમ?"

"મારે તમારી સાથે થોડીક વાતચિત કરવી છે?"

"શું મારી સાથે?" ગંગારામે મનમાં આનંદ પામતાં પૂછ

"હા, મને તમારો સ્વભાવ ઘણો ગમે છે."

ગંગારામ વધારે ખુશી થયો અને ત્યાં બેઠો.

પુનઃ મણીકાન્તાએ પૂછ્યું. "તમારૂં ખરૂં નામ ગંગારામ નહિ વારૂ?"

"હા જી."

"તમે શું ન્યાતના છો?"

"સેવક વણીક છે."

"તમારે મા બાપ છે કે?"

"નહિ."

"કંઇ છોકરાં?"

"એ ઉપાધીથી હું હજી મૂક્ત છું અને તેને માટે ભગવાન ઉપકાર માનું છું."

"પત્ની છે ને?"

"દુઃખમાં દુઃખ ફક્ત એ જ છે."

"એટલે."

"હું હજી પરણ્યો જ નથી."

"શું ખરૂં કહો છો?"

"હા જી."

મણીકાન્તા થોડીવાર કંઇક વિચારમાં પડી અને પછી પાન પેટી ઉઘાડી પાન બનાવતાં બોલી; "મને ઘણી જ દિલગીરી

છે કે તમે હજી સુધી પરણ્યા નથી. તમારી યુવાની ચાલી જાય છે. તમારે હવે પરણવું જ જોઈએ."

ગંગારામ કંઈ બોલ્યો નહિ. તે પોતે હજી પરણ્યો નથી જાણી તેના મનમાં ઘણું લાગી આવ્યું. તેની ન્યાતમાં કન્યાઓની ઘણી અછત હતી. કન્યા વિક્રય પણ હતો. બીચારા ગંગારામની પાસે રૂપીઆ ન્હોતા કે જેથી કન્યા પરણે, આથી તેને તેની ન્યાત પ્રત્યે કંટાળો આવ્યો હતો. દુકાણમાં આખી વાણીયા જાતનો તે અદેખો બન્યો હતો. તેણે વાણીયા વીશે એક કવિતા પણ બનાવી હતી. પોતે કવિત્વ શક્તિવાળો છે એવું જણાવવાને તે દરેકના પ્રસંગમાં આવતાં કવિતા ગાઈ સંભળાવતો. સાંભળનાર જો કે પ્રેમથી સાંભળતા હોય એમ ઉપરથી બતાવતા પણ અંદરખાનેથી તેને મૂર્ખ માનતા. ગંગારામને મૌન રહેલો જાણી મણીકાન્તાએ પૂછ્યું, "કેમ બોલ્યા નહિ ?"

"હું શું બોલું બાઈસાહેબ!" ગંગારામે ગદ્‌ગદીત કંઠે કહ્યું.

"તમે પરણશો કે નહિ ?"

"કોને ?"

"કોઇ કુંવારી કન્યાને ?"

"મૂળમાં એજ વાંધો છે ના ? નાતમાં કન્યાઓની અછત છે અને ક્યાંક છે તેનાં ભરપુર નાણાં ભરવાં પડે છે. આ સ્પષ્ટ બાબત આપને જણાવી દીધી. આ કારણથી જ હું આવડો જુવાન જોધ જેવો થયો છું છતાં કુંવારો મુઓ છું. બાઈ સાહેબ! કુંવારા માણસની જીંદગી તદ્દન નકામી છે. મને ઘણો જ કંટાળો આવે છે. મારા ભાગ્યપર પણ મને ગુસ્સો ચઢે છે. વાણીયાની જાતને હું ક્રોધ દ્રષ્ટિએ જોઉં છું. હું રૂપવાન–યુવાન–ગુણવાન વિદ્વાન છું; છતાં મારા દિકરા કોઈ પણ

મને તેમની દીકરી દેવાને ઇચ્છતા નથી. કહો બાઈ! મારે આવી દશામાં શું કરવું ?" ગંગારામે કહેવાનું કહી દીધું.

"ધિરજનાં ફળ મીઠાં છે."

"બળી ધિરજ. અર્ધી જીંદગી તો ચાલી ગઇ."

"ત્યારે પુનર્લગ્ન કરો."

"હવે એજ નિશ્ચયપર આવ્યો છું. ન્યાતમાં ઘણી વિધવાઓ છે. છેવટે તેમાંની એકાદ સાથે ઘર માંડીશ."

"બરાબર છે, એમજ કરવું જોઇએ. કોઇ વિધવા ધ્યાનમાં છે કે ?"

"હા, અમારી ન્યાતના એક કુળવાન ગણાતા માણસની દીકરી ગએ વરસે જ રાંડી છે. ઉમ્મર ખાસ્સી સોળ વરસની છે. રૂપમાં રંભાને પણ લજાવે એવી છે. તે બીચારી મારા જેવા વિચારવાળી છે; પણ તેનાં માબાપ પૂરાણા વિચારને વળગી રહેનારાં છે. પણ મારે તેની જ છોકરીને પરણી તેનું નાક કાપવું છે. શ્રીભગવાન મને મારા આ સારા કામમાં સ્હાય કરશે."

"જરૂર."

"હાલ તમારા ઘરમાં બીજું કોઇ છે કે ?"

"ઘરમાં હું હરમાનજી જેવો એકલો જ છું."

"બીજું કોઇજ નહિ ?"

"ના."

"હાથે રાંધો છો ?"

"કોઇ દિવસ રાંધું; કોઇ દિવસ ચલાવી લઉં અને કોઇ દિવસ મમરા-ચણા પણ ફાકું."

"કોઈ મિત્ર છે કે ?"

"હું મિત્ર કરતો જ નથી. મિત્ર કરૂં અને કદાચ બૈરી પરણું અને તે મિત્ર બૈરી પર નજર કરે તો? આ વિચારથી મિત્ર કરતો જ નથી. આજ કાલના મિત્રો બહુધા એવા જ હોય છે. સાચો અને વફાદાર દોસ્ત તો આ કળીયુગમાં જવલ્લે જ જડે છે."

"તમારૂં મૂળ ગામ કયું?"

"કોચરબ–પારડી."

"અહિં કેટલા વરસથી રહો છો?"

"લગભગ પાંચ વરસથી."

"શું પગાર મળે છે?"

"ત્રણ રૂપીઆ."

"ગાંઠે નાણું થયાં છે કે?"

"થોડાં ઘણાં છે."

"પણ કેટલાં?"

"તે૦ ના કહેવાય. બાંધી મુઠી લાખની, ઉઘાડી વા ખાય." સમજ્યાં. ઘરનું છીદ્ર બીજાને જણાવનાર મૂર્ખ મનાય. તેમ પોતાની પાસે શું છે એ જણાવી દેનાર તદન ગમાર ગણાય."

"ગંગારામ! તમારા સ્વભાવથી હું ઘણી ખુશી થઇ છું. હું મારા દેશ જઇશ તોપણ તમને હરદમ યાદ કરીશ."

"મોટી મહેરબાની." ગંગારામે ફુલાઇને જણાવ્યું.

"તમે લગ્ન કરો ત્યારે મને પત્ર લખજો; કે જેથી હું સારો ચાંલ્લો મોકલી આપીશ."

"જરૂર. તમને જીવ છે ત્યાં સુધી ભૂલીશ નહિ."

"વારૂ ત્યારે; લ્યો હવે આ પાન ખાવ અને પછી પેલું તમે વાણીયા વીશે બનાવેલું ગાન ગાઇ પ્રતાપને લઇ આવો."

"બહુ સારૂં." ગંગારામે મણીકાન્તાના હાથમાંથી પાન લ
મુખમાં મૂક્યું. રમ્ય રમણીએ પાન હાથોહાથ આપવાથી તે પોત
કૃતાર્થ થયો માનવા લાગ્યો અને અતી આનંદમાં આવી જઇ ઝી
કંઠે ગાન લલકારવા માંડ્યું. મણીકાન્તા એક જ દ્રષ્ટે તેના મ
સામે જોઈ રહી ગાન સાંભળવા લાગી.

ગઝલ.

વિવેકી નેકી ને ટેકી, વળી દીકરા ડહી માના;
અમે મગ નામને કદીએ, મરી સરખું ન કહેવાના.
કદી સપડાઇ જઇએ તો ચલાવીને ચતુરાઈ;
કરી હેં હેં હશી પડીએ, અમે તો વાણીઆ ભાઇ.
ગળી સો વાર ગરણેથી, ફરી વળી પાણી પીવાના;
દીવાના વાયડા વ્હેમી, કહો તેથી ન બ્હીવાના.
પુજા મસ્તક તણી કરીએ, મળે જો રોકડીપાઈ;
ખનાખનથી ખુશી થઈએ, અમે તો વાણીયા ભાઈ.
દલાલી વ્યાજ સટ્ટામાં, ઉથલ પાથલ કરોડોની;
અમે કરીએ વગર બ્હીકે, નથી દરકાર ત્રોટાની.
છતાં એ ખોટ આવે તો, અમે ના જૈએ ગભરાઇ;
ફરર ફુ કાઢીએ કાચું, અમે તો વાણીઆ ભાઇ.
ભુલ્યા ત્યાંથી ફરી ગણીએ, પડી જાતાં ઉભા થૈએ;
મુકેલી પાઘડી માથે, ચડપ દૈ પાછી ફેરવીએ.
પડી કે આખડી જઇએ, કદી ઠીક ઠોકરો ખાઇ;
છતાં તેમાંથી પણ રળીએ, અમે તો વાણીઆ ભાઇ.
ગણી ત્રણ ચોકું ચુંવાળી, હીસાબે વાંકુ ના વદીએ;
બની ઉદાર તેમાંથી અરધ નાણું જવા દઈએ.

લખી ખત ધીરીએ નાણું, પ્રથમથી વ્યાજ કાપી લઈ;
રીઝી ઘર મારીએ એવા, અમે તો વાણીઆ ભાઈ.

ગંગારામ ગાનમાં ગુલતાન બની ગાતો હતો; પણ છેલ્લી કડી ગાતાં જ તેની આંખ્યોએ અંધારાં વળ્યાં. અવાજ જાડો નીકળ્યો અને મહા પરાણે છેલ્લી કડી પૂરી કરી બેશુદ્ધ બની જમીનપર પડ્યો. ગાન અધુરૂં રહ્યું, ગંગારામ શબવત્ બન્યો. મણીકાન્તા હશી. પાનની પૂરેપૂરી અસર થઈ. તત્કાળ તે ઉઠી અને નાજુક જણાતી રમણી યુવાન ગંગારામને ઉપાડી અંદરના ઓરડામાં લઈ ગઈ. બાદ લગભગ અર્ધો કલાકે તે બહાર નીકળી. તેણે ગંગારામનું રૂપ ધારણ કર્યું હતું. ગંગારામને ઓરડામાં પૂર્યો. ગંગારામની ચાલે ચાલતી તે નીચે આવી. સિપાહી ઘોડાની લગામ પકડીને ઉભો હતો. તેણે પૂછ્યું, "કાં મહેરબાન ! ઉપર તો ખૂબ રંગમાં ચઢયા."

મણીકાન્તાએ ગંગારામની અવાજની નકલ કરી કહ્યું.

"હા. યાર ? રૂપવંતી રમણીની આગળથી ઉઠવાનું પણ દિલ થતું ન્હોતું, પણ શું કરૂં ? મજલીસનો વંખત થવા આવ્યો ધારી ઉઠ્યો. દોસ્ત ! તારે બહુ ખોટી થવું પડ્યું નહિ વારૂ ?"

"નારે મહેરબાન કંઈ નહિ." સિપાહીએ લગામ તેના હાથમાં સોંપી.

મણીકાન્તા ઘોડેસ્વાર થઈ અને ઘોડાને કેદખાના તરફ દોડાવી મૂકયો. થોડીવારમાં જ મણીકાન્તા ઘોડો દોડાવતી કેદખાના આગળ આવી. સંત્રીઓ ખભાં પર ભરેલી બંદુકો મૂકી પહેરો ભરતા હતા. તેમણે આવનાર ઘોડેસ્વારને ઓળખી સલામ ભરી અને પૂછ્યું; "ગંગારામજી ! આજે મોડા કેમ આવ્યા ?"

"એક અગત્યના કારણસર રસ્તામાં રોકાવું પડ્યું હતું. ચાલો હવે; કેદીને મારે સ્વાધિન કરો."

એક સંત્રી અંદર ગયો અને પ્રતાપને લઈ પાછો આ
આજે મોડું થએલું હોવાથી પ્રતાપે વિચાર્યું કે મહેફિલ બંધ
થશે, આમ ધારી તે નિશ્ચંત થઇ સૂતો હતો; પણ એવામાં જ
સિપાહીએ જગાડયો.

પ્રતાપે ગંગારામને પૂછ્યું; " આજે આટલું મોડું કેમ ?
" તેની મને ખબર નથી. "
" મને લેવા આવ્યા છો ? "
" હા, મહેફિલની તૈયારી થઇ ચૂકી છે. તમે જલ્દીથી સાથે ચાલો. "
" તમે ઘોડા પર છો અને હું પગે ચાલતો છું; તેથી કેવી રીતે પહોંચાશે ? "
" તેનો ઉપાય હું આ પળે જ કરૂં છું, ચાલો; તમે પણ સાથે ઘોડાપર બેસી જાવ "

પ્રતાપના પગમાં અને હાથમાં આ વખતે બેડી ન્હોતી. વગાડયા પછી રાજાએ તેને છૂટો જ રાખવાનું ફરમાન કર્યું ગંગારામ અને પ્રતાપ બન્ને એક જ ઘોડાપર સ્વાર થયા. ઘોડે જબી વેગે ઉપડયો અને જોતજોતામાં ઘણે દૂર નીકળી ગયો.'



# પ્રકરણ ૧૪ મું.

## જંગલમાં.

અકળ કળા છે ઇશની, કોથી નવ કળાય,
મનસુબા માનવ કરે, પણ ધાર્યું ધણીનું થાય.

રાત્રિનો સમય હતો. અંધકાર વ્યાપેલો હતો. રસ્તા જનશૂન્ય જણાતા હતા, ગંગારામના રૂપમાં મણીકાન્તાએ ઘોડાને રાજમહેલ તરફ નહિ લઈ જતાં, જંગલના રસ્તે દોડાવ્યો, પ્રતાપ વિચારમાં હતો, તેને ખબર પડી નહિ કે ઘોડા જંગલમાં જાય છે. ઘોર અંધકાર વ્યાપેલો હતો. તારાઓનું ઝાંખું તેજ જણાતું હતું. પવન પુશ્કળ હતો. વૃક્ષો અંધકારમાં ભયાનક ભાસતાં હતાં. દૂર પર્વતોની ઉંચી હારો આવી રહી હતી. હિંસક પશુઓના ભયંકારક અવાજ પ્રતિપળે સંભળાતા હતા.

"અશ્વ ઘણી વારથી ચાલે છે; હજી રાજમહેલ કેમ આવ્યો નહિ?" પ્રતાપ વિચારમાંથી જાગ્યો અને આસપાસ જોવા લાગ્યો; તેને અજબ અજાયબીની અંદર જણાયું કે ચારે તરફ ઘોર અરણ્ય આવેલું છે" આ શું? ગંગારામ મને અહિં શા માટે લઈ આવ્યો હશે? શું વ્હેમસિંહ રાજાએ મને પૂરો કરવાનો હુકમ તો નહિ કર્યો હોય?" પ્રતાપ વિચારમાં પડી પુનઃ બોલ્યો; "એમ જ હોવું જોઇએ. જો એમ ના હોય તો ગંગારામ મને આ જંગલના રસ્તે શા માટે લાવે. આ જંગલમાં જ કોઈ સ્થળે હત્યાકારીઓ છૂપાયા હશે. અરે! આ વખતે મારી પાસે કંઇ હથીઆર પણ નથી. હાથપગ છૂટા છે, પણ જો એક નાની છૂરી મારી પાસે હોત; તો હું જોવા જેવો

રંગ જમાવત. પણ અફસોસ. કુદરત મારાથી વિરૂદ્ધ છે." વિચારતા પ્રતાપે ચારે તરફ જોવા માંડયું. ઘોડો નગરથી : આવી પહોંચ્યો. મધ્ય રાત્રિ થવા આવી હતી. મણીકાન્તાએ ગતી અટકાવી. એક ખુલ્લા મેદાનમાં અશ્વ ઉભો રહ્યો, મણ પ્રથમ નીચે ઉતરી, પ્રતાપ પણ ઉતર્યો. બન્નેમાંથી કોઈ બોલ: એકાદ બે મીનીટ બન્નેએ મૌનપણામાં વિતાવી. છેવટે પ્રતાપે "ગંગારામ! આપણે અહિં કેમ આવ્યા છીએ?"

"તે જાણવાનો તમને અધીકાર નથી."

"કારણ?"

"તમે કેદી છો"

"તે હું જાણું છું; પણ મને રાજમહેલમાં લઈ જવાને આ જંગલમાં શા માટે લાવ્યા છો?"

"તે મારી મરજીની વાત છે."

પ્રતાપ ચિડાયો. તેણે મનમાં જ વિચાર્યું કે લાવ હ: એકાન્ત છે. ગંગારામને મારો હાથ બતાવું." આમ વિચારી કહ્યું; "ગંગારામ! હું પૂછું તેના બરાબર જવાબ આપ?"

મણીકાન્તા પ્રતાપના મનનો ભાવ તરત સમજી ગઈ ગમ્મતની ખાતર બોલી, "શાનો જવાબ જોઇએ છે?"

"મને આ વિકટ જગાએ લાવવાનું કારણ શું છે?" કંઇક ગુસ્સાથી પૂછ્યું.

"એ મહેરબાન! ગુસ્સો કર્યા વિના મારી સાથે વાત તમે કેદી છો; અને વળી બીજો અપરાધ પણ કર્યો છે; એ તમને આ જંગાએ લાવવાની જરૂર પડી છે."

"મારો અપરાધ?" પ્રતાપે પૂછ્યું.

" તમે પેલી ગાનારીને ઓળખો છો એવું અમારા રાજાના જાણવામાં આવી ગયું છે."

" તેથી શું?"

" તેથી એજ કે તે ગાનારી અત્યારે કેદખાનામાં પૂરાઇ છે અને તમે આ જંગલમાં આવ્યા છો."

" આ જંગલમાં લાવી મને શું કરવાનો તમારો ઇરાદો છે?" પ્રતાપે કોપપૂર્ણ વચને પૂછ્યું.

" ગુન્હાની શિક્ષા, બીજું શું?" મણીકાન્તાએ શાન્તિથી જણાવ્યું.

પ્રતાપ તિરસ્કાર સૂચક નજરે જોઇ બોલ્યો; " મને કોણ શીક્ષા કરશે?"

" આ સેવક પોતે જ."

" શું તું?"

" હા."

" એક શિયાળ સિંહને શિક્ષા કરશે?"

" જરૂર. કારણ કે સમય બદલાયો છે."

" ગંગારામ! તું વાણીયો છે. વળી જુવાન છે. મને તારી દયા આવે છે. જા, જીંદગીનો ખપ હોય તો ચાલ્યો જા."

" અને તમે?"

" હું અહિંથી ચાલ્યો જઇશ."

" પછી?"

" મને કેદ કરવાનું ફળ ચખાડીશ."

" કોને?"

" તારા રાજાને."

" બસ, આ ત્રીજો ગુન્હો. હવે તમને જવા દેવામાં આવશે નહિ."

"તારાથી મને અટકાવી શકાશે જ નહિ."

"એ તો તે વખતે ખબર પડશે. હું તો તમને મારા તાબે કરેલા જ સમજું છું."

ગંગારામના આવી રીતે બોલવાથી પ્રતાપને હસવું આવ્યું. તે બોલ્યો; "ગંગારામ! તું બહુ ભલો માણસ છે."

"પણ એવું કહીને તમારાથી જવાશે નહિ."

"જો હું તો આ ચાલ્યો." પ્રતાપે ચાલવા માંડયું,

મણીકાન્તાએ તરત જ તેનો હાથ પકડયો. રમણીના કોમળ કર સ્પર્શથી જ પ્રતાપ ચોંકયો અને મનમાં બોલ્યો.

"અરે! આ શું? ગંગારામનો હાથ કોમળ કેમ જણાય છે." આમ વિચારતો પ્રતાપ મણીકાન્તાની સામે જોઈ રહ્યો. અંધકાર એટલો હતો કે ભાગ્યેજ એક બીજાનું મુખ જોઇ શકાય. એટલામાં મણીકાન્તાએ કહ્યું; "પ્રતાપસિંહ! તમારૂં બોલવું મને ઘણું ગમે છે. જ્યારથી તમે પેલું વાજું બજાવી ગાયું ત્યારથી હું તો તમારી પર મરી પિટયો છું. અને તેથી જ તમને આ જંગલમાં લઈ આવ્યો છું." તેનું આવું બોલવું સાંભળી પ્રતાપ વધુ નવાઇ પામ્યો. તે તેના મનમાં સમજી ગયો કે આ બિચારો ભોળો અને અક્કલ વિહીન છે. પ્રતાપે કહ્યું; "ત્યારે તો તમારો મોટો ઉપકાર મારી ઉપર થયો."

"હા; પણ... ઉભા રહો. હું દેવતા સળગાવી અજવાળું કરૂં."

"દેવતા કેવી રીતે ઉત્પન્ન કરશો?"

"ચકમકનું સાધન મારી પાસે છે." મણીકાન્તાએ નજીકમાંથી ઝીણું કાષ્ટ એકત્ર કરી અગ્નિ પ્રજ્વલિત કર્યો. તેમાં મોટું લાકડું મૂકયું. અજવાળું થયું. પ્રતાપે અને મણીકાન્તાએ પરસ્પરના સામે નિહાળ્યું. હજી પણ પ્રતાપ મણીકાન્તાને ઓળખી શકયો નહિ. મણી-

કાન્તા મંદમંદ હસવા લાગી અને પછી પ્રતાપનો હાથ પકડી નીચે બેસાડતાં બોલી, "પ્રતાપસિંહ! કેમ જાણે કે શાથી મને તમારી ઉપર બહુ જ પ્રેમ આવે છે અને મનમાં જાણે કે આને શું કરૂં એમ થયા કરે છે."

"તારો શું કરવાનો ઇરાદો છે?" પ્રતાપે હસતાં હસતાં પૂછયું.

"મારો વિચાર કંઇક જુદો જ છે."

"જણાવ તો ખરો."

"તમે માનશો?"

"જરૂર."

"હું તમારી પાસે ઉપકારનો બદલો માગવા ધારૂં છું."

"પણ બદલામાં તારે જોઇએ છે શું?"

"તે હું પછીથી માગીશ, પણ તે પહેલાં મને વચન આપો."

"જાણ્યા વિના વચન કેમ અપાય?"

"તમે આપી શકશો એવું જ માગીશ."

"પણ જાણ્યા વિના નહિ."

"લ્યો ત્યારે સાહેબજી." મણીકાન્તા ટોળથી ઉભી થઇ.

"પ્રતાપ હશી પડયો અને બોલ્યો; "આમ કેમ?"

"તમે તમારા શબ્દોપર પાણી ફેરવ્યું છે."

"શી રીતે?".

"તમે પ્રથમ જણાવ્યું કે મોટો ઉપકાર થયો અને હવે બદલો આપવાનો વખત આવ્યો ત્યારે યુક્તિ રચી. વિજયગઢનો પ્રતાપ આવો તાલીમબાજ હશે તેવી જો મને પ્રથમથી જ ખબર પડી હોત તો હું તમારી સાથે પ્રેમ બાંધતાં વિચાર કરત."

પ્રતાપથી હસવું રોકાયું નહિ. તે ખડખડાટ હસી પડયો. તેના મનમાં પક્કી ખાતરી થઈ ચૂકી કે ગંગારામમાં કંઇક ઘેલાપણું પણ છે. ”

આ અરસ્સામાં પ્રતાપની નજર એકાએક મણીકાન્તાના ગળા તરફ ગઇ. મણીકાન્તાના કંઠમાં એક મોતીની માળા લટકતી હતી. તેની નીચે એક નાનું લોકેટ હતું. પ્રતાપે એ લોકીટ તરફ નજર કરી અને અંદરની છબી જોતાં જ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે વિસ્મીત વદને બોલ્યો; “ અલ્યા ગંગારામ ! તારા ગળામાં મારી છબી ક્યાંથી ? ”

“ બસ સમજી લ્યો કે એજ આપણા પ્રેમની નીશાની ” મણીકાન્તાએ પોતાના અસલ અવાજે કહ્યું. અવાજ જુદો સાંભળી પ્રતાપ વ્હેમાયો. તે તરત સમજ્યો કે આ ગંગારામ નથી; પણ તેનું રૂપ ધારી મણીકાન્તા છે.

વળી પોતાની છબી વાળું લોકિટ પોતેજ મણીકાન્તાને આપ્યું હતું; તેજ લોકીટ આ વખતે કંઠમાં લટકતું હતું. ખરેખર ! મણીકાન્તાએ મને બનાવ્યો. પ્રતાપના મુખપર શરમના શેરડા પડયા. તે મૌન રહ્યો. મણીકાન્તા તેના મનનો ભાવ જાણી ગઇ, તે મૃદુ અવાજે બોલી, “ પ્રતાપસિંહ ! કેમ મૌન થઇ રહ્યા. ? ”

“ ત્યારે શું કરૂં ? ”

“ રંગ વિદ્યા અજમાવો. ”

“ તમારી આગળ પુરૂષની રંગવિદ્યા વૃથા છે. ”

“ કારણ ? ”

“ રમ્ય રમણી આગળ પુરૂષની રંગવિદ્યા ચાલી શકતી નથી. ”

“ પણ હું ક્યાં રમણી છું ? ”

"ત્યારે કોણ છો ?"

"ગંગારામ."

"તમારા કંઠમાં આ લોકીટ ક્યાંથી ?"

"મને તે મારા પ્રિયતમે આપ્યું છે."

"પુરૂષને તે પ્રિયતમ હતો હશે કે ?"

"કેમ નહિ ? તમે પ્રિયતમ કોને માનો છો ?"

"સ્ત્રીના પતિને."

"પ્રતાપસિંહ ! તમે હજી એવાને એવાજ રહ્યા. તમારે પ્રેમ શાસ્ત્રનો અભ્યાસ કરવાની જરૂર છે. સાંભળો, હું સમજાવું. જેવો સ્ત્રીયોને પ્રિયતમ કરવાનો અધિકાર હોય છે તેવોજ અધિકાર પુરૂષોને મિત્ર કરવાનો હોય છે. મિત્રને પણ પ્રિયતમ કહી શકાય છે."

"મણીકાન્તા ! હવે હદ થઇ. હું તમને બરાબર ઓળખી ગયો છું. તમે મને બનાવવામાં કંઇ બાકી રાખ્યું નથી. સુંદરી ! તને ધન્ય છે. આ પ્રતાપ તારા જેવા રમણી રત્નના સમાગમથી પોતાને મહા ભાગ્યવાન સમજે છે. આર્યબાળા ! ત્હેં મારી ઉપર મોટે ઉપકાર કર્યો છે. શત્રુના કારાગારમાંથી મૂકત થવાની કંઇ પણ આશા ન્હોતી. પણ તેં અજબ ચાતુરીથી મારો ઉદ્ધાર કર્યો છે. બાળા ! તારો હું જન્મભર ઋણી છું."

"ત્યારે ઋણનો બદલો ચૂકાવી આપો ને ?"

"હું તો ક્યારનો આપી ચૂક્યો છું." પ્રતાપે હસ્તાવદને કહ્યું.

"શું ?"

"તમારી સાથે બીન બીજાવીને. જે કાર્ય મારા બાપદાદાએ કોઇ વાર નથી કર્યું, એવું કાર્ય આ સેવકે કર્યું છે. તમે મારાં ગાયીકા અને હું તમારો બીન બજાવનાર. વાહ ! કેવું સુંદર જોડું ?" પ્રતાપ ખડખડાટ હસી પડયો.

મણીકાન્તાથી પણ હસ્યા વિના રહેવાયું નહિ. પુ
પૂછ્યું; "પેલા ગંગારામની શી ગતી કરી છે?"

"તેને પાન ખવરાવી બેશુદ્ધ બનાવી એક ઓરડીમાં સુવ

"તે તમારા સપાટામાં ક્વી રીતે સપડાયો?"

મણીકાન્તાએ કહ્યું; "રમણીના સપાટામાં કોણ ના
જુઓ ને; તમે પણ સપડાયા ને?"

"બરાબર. તમારી વાત કંઈ જેવી તેવી નથી. પણ :
બહાર કોણ કાઢશે."

"તે હવે તેની મેળેજ સાવધ થયો હશે. ઓરડાનુ
ખાલી બંધ કરેલું છે. એટલે તેની મેળેજ ઉઘાડીને બહાર

"મહેફિલનું શું થયું હશે?"

"ત્યાં આપણી રાહ જોવાતી હશે."

"સ્નાનના સમાચાર મળતાં તેમના રંગમાં ભંગ પ

"મને લાગે છે કે સમાચાર મળી ચૂક્યા હશે."

"ત્યારે આપણે અહિંથી પસાર થઇ જવું જોઇએ.

"શું કરવા? ઉતાવળની શી જરૂર છે?"

"કદાચ પકડાઈ જઇએ?"

"હવે આપણને પકડનાર કોઇ નથી."

"અહિં ક્યાં સુધી રોકાઇશું?"

"સવાર સુધી. મારો વિચાર કંઇક જુદો છે."

"પ્રતાપે આશ્ચર્ય પામી પૂછ્યું, "શો?"

"કંઇક ચમત્કાર બતાવવાનો."

"આટલો તો ચમત્કાર બતાવ્યો. હવે શું બાકી છે

"હજુ ઘણુંએ છે. અરીણીયો અને નાચ ગાનનો
રાજા શું જાણશે કે ગાનારી માથાની મળી હતી."

"મણીકાન્તા! તમે અજબ છો, હું આજ સૂધી એમ સમજતો હતો કે મારા સમાન કોઈ નથી. પણ મારૂં માનવું ખોટું થયું છે. ભલભલા જે કાર્ય ન કરી શકે એવું કાર્ય તમે કરી બતાવ્યું છે. ધન્ય છે, દેવી તમને હજારો ધન્યવાદ ઘટે છે."

"મેં સઘળું મારા પ્રતાપને માટે કર્યું છે."

"પણ પ્રતાપને બીન બજાવનાર તો બનાવ્યો ને?" પ્રતાપે કહ્યું.

આ સાંભળતાંજ મણીકાન્તાથી મ્હોટેથી હસ્યા વિના ન રહેવાયું. તે બોલી, "હવે મને માફ કરો અને બીજી વાતે ચઢો."

"હવે માફી? માફી કેમ મળશે!? મહેનત કરાવી તેની મજુરી તમારે આપવી પડશે." પ્રતાપે કહ્યું.

"પણ મારી પાસે શું છે તે હું આપું?" શરમાતાં મણીકાન્તા બોલી.

"જે તમારી પાસે છે તે મારે બહુજ છે." પ્રતાપે હસતાં હસતાં ઉત્તર આપ્યો.

"હશે. હવે એવી વાતો જવાદો. કૃપા કરીને કહો કે એમજ આપણે હવે પાછાં જઈશું કે હેમસિંહ રાજાને આપણો હાથ બતાવતાં જઈશું? બોલો શું વિચાર છે."

મણીકાન્તાએ વાત બદલી.

"તમારી ઇચ્છા મુજબ કંઇક ચમત્કાર તો દેખાડવો જોઇએ."

પ્રતાપે પણ પોતાની ઇચ્છા જણાવી.

"ત્યારે તો જરૂર કાંઇ નવા જુની કરીએ." કહેતાં મણીકાન્તાએ તથા પ્રતાપે થોડીવાર બેસી વિચાર કર્યો અને પછી તે બન્ને આ જંગલમાંથી ઘણાજ ઘીચ જંગલમાં ગયાં.

# પ્રકરણ ૧૫ મું.

## અજબ ચાલાકી.

રાજમહેલના દિવાનખાનામાં રત્નપ્રભાની આતુરતાથી
જોવાઈ રહી હતી. સરદારો ભાય
અને નાગરીકોથી દિવાનખાનું શોભી રહ્યું હતું. રંગ બેરંગી દ
કોના પ્રકાશથી દેખાવ રમણીય થઇ રહ્યો હતો. રત્નપ્રભા ક
આવે અને ગાય એવું દરેકના મનમાં થઇ રહ્યું હતું. સઘળ
નજર પ્રવેશદ્વાર તરફ વળેલી હતી. ઘડીયાળમાં દસ વાગી ગ
હેમસિંહ રાજા વ્યાકુળ બન્યો. તે મનમાંજ બોલતો હતો કે,
ગંગારામ કેમ આવ્યો નહિ? રત્નપ્રભાને કેમ વાર લાગી હશે
શૃંગાર પહેરવા રોકાઇ હશે? હમણાં આવશે."

આમ તરંગો કરતો રાજા ઉંચો નીચો થવા લાગ્યો. દ
અગીઆર વાગ્યા હજી પણ રત્નપ્રભા આવી નહિ. ત્યાં એકત્ર થ
તમામ જનો અવનવા તર્ક-વિતર્ક કરી રહ્યા હતા. આ સઘ
ઓમાં બે રંગીઓ પણ હાજર હતા. આ બન્નેનાં નામ જગ
પંડીત અને મગનલાલ મહેતા હતા. તેઓ પણ મહા વિચા
પડયા હતા. મધ્યરાત્રિ થઇ અને રત્નપ્રભા ન આવી. ત્યારે દ
મગનલાલ મહેતાએ રાજા પ્રત્યે કહ્યું, "રાજન! રત્નપ્રભા હજી
કેમ આવી નહિ?"

"હું પણ તેજ વિચારમાં છું."

"આપે ત્યાં કોઇને મોકલ્યો છે?"

"હા."

"કોને ?"

"ગંગારામને."

"પ્રતાપને લેવા કોણ ગયું છે ?"

"તેને લેવા પણ ગંગારામ જશે. મેં તેને આજે એ કામ સોંપ્યાં છે."

"હજી ગંગારામ આવ્યો નહિ, તે અજબ થવા જેવું છે."

"હું પણ એમજ માનું છું."

"કોઇ બીજાને મોકલી ખબર મગાવવી જોઇએ."

"હા, આવી રીતે ક્યાં સુધી બેસી રહેવું ?" જગન્નાથે અનુમોદન આપ્યું.

રાજાએ તરતજ એક સિપાહીને રત્નપ્રભાના મકાને દોડાવ્યો.

સિપાઈ ત્યાં આવ્યો. મકાન નીચે એક પહેરેગીર આંટા મારી રહ્યો હતો. તેને આવનાર સિપાઇએ પૂછ્યું.

"બાઈ સાહેબ ઉપર છે કે ?"

"હા."

"હજી તે ઉપર શું કર્યાં કરે છે ?"

"શી ખબર. સમીસાંજથી તેઓ નીચે આવ્યાંજ નથી."

"તેમની તબીયત તો સારી છે ને ?"

"તેની પણ શું ખબર પડે ?"

"તારે ઉપર જઇને તપાસ કરવીતીને ?"

"મને ઉપર જવાનો હુકમ નથી."

"તેમની પાસે કોણ રહે છે ?"

"એક દાસી અને એક સેવક. પણ આજે તે બન્ને જણાં સાંજના આવ્યાંજ નથી."

"પેલો ગંગારામ અહિં આવ્યો હતો?"

"હા, તેને આવે ઘણી વાર થઇ."

"શું તે હજી ઉપરજ છે?"

"ના, એ તો ક્યારનોએ ચાલ્યો ગયો છે."

"આ પછી સિપાહી ઉપર ગયો. ઉપર જઇ જોતાં જ તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે ચારે તરફ ફરી વળ્યો. પણ રત્નપ્રભા તેની નજરે પડી નહિ. દીપક ઝગઝગાટ પ્રકાશી રહ્યો હતો. એટલામાં તેને કોઈ માણસનો અવાજ સંભળાયો. સિપાહી વધુ ચોંક્યો અને નજીકના ઓરડામાં જ્યાંથી અવાજ સંભળાયો હતો ત્યાં દોડી ગયો. ઓરડાનું બારણું ઉઘાડયું. દ્વાર ઉઘડતાંજ મોટું બગાસુ ખાતો ગંગારામ નજરે પડયો. સિપાહીએ આશ્ચર્ય પામી.પૂછયું, "ગંગારામ! તું અહિં ક્યાંથી? રત્નપ્રભા ક્યાં છે?"

ગંગારામ થોડી વારે બોલ્યો, "ભાઇ! મને તો કોઇ વાતની ખબરજ નથી. હું તો ફક્ત એટલુંજ જાણું છું કે મેં રત્નપ્રભાની નજીક બેસી વાતો કરી અને પછી પાન ખાધું. આ પછી શું થયું તેની મને ખબર નથી. મને એકાએક ઉંઘ આવી. મેં રત્નપ્રભાની સાથે સ્વપ્નામાં ખુબ આનંદ ઉડાવ્યો. અને તરતજ જાગૃત થયો. બાદ મેં બગાસુ ખાધું અને તેં બારણું ઉઘાડયું. હું સમજ્યો કે રત્નપ્રભા આવી, પણ તેને બદલે તું નીકળ્યો."

સિપાહી સમજી ગયો કે રત્નપ્રભા પસાર થઈ ગઇ છે. તે લાગલોજ ગંગારામને લઈ જેલખાના તરફ દોડયો. ત્યાંથી પણ ખબર મળી કે ગંગારામ ક્યારનોએ પ્રતાપને લઇ ચાલ્યો ગયો છે. ગંગારામ અને સિપાહીના આશ્ચર્યની સીમા રહી નહિ. રાજાને શો જવાબ દેવો? બન્ને વિચારમાં પડયા અને પછી એક બીજાની સાથે કંઇક મસલત કરી

વારાફરતી રાજાની પાસે જઇ વર્તમાન જણાવવાનું નક્કી કરી બન્ને છુટા પડયા. પ્રથમ સિપાહી આવ્યો અને રાજાને જણાવ્યું કે; " રત્નપ્રભા પસાર થઇ છે."

સર્વ સભા સ્તબ્ધ બની. રાજાએ ગુસ્સાથી પૂછયું; "ક્યાં ગઇ ?"

"તેની કોઇને ખબર નથી."

"ત્યાંનો ચોકીદાર શું કહે છે ?"

"એ તો કહે છે કે રત્નપ્રભા નીચે ઉતરી જ નથી."

"ત્યારે શું તે પાંખો કરીને ઉડી ગઇ ?"

" એવામાં ગંગારામે ત્યાં પ્રવેશ કર્યો. તેણે દેખાવ વિચિત્ર કર્યો હતો. જાણે સખત માર ન ખાધો હોય એવી રીતના દેખાવથી તેણે જણાવ્યું કે, " હું પ્રથમ રત્નપ્રભાની પાસે ગયો. અને તેને અહિં આવવાનું કહી પ્રતાપને લેવા ગયો. પ્રતાપને લઈ આવતાં માર્ગમાં તેણે મારીપર હુમલો કરી મને સખત માર માર્યો. હું તેના મારથી બેશુદ્ધ બન્યો. પ્રતાપ પસાર થયો, અને પછી હું સાવધ થઈ અહિં આવ્યો. સર્વ ચકિત થઇ ગયા. મહારાજાના હકીકત સાંભળતાં જ હોશ ઉડયા. મહેફિલમાં ભરાએલાં સર્વ દંગ થઈ ગયાં અને કહેવા લાગ્યાં કે ખરેખર કોઇ અજબ ગાવાવાળી કે સર્વને બનાવી ચાલી ગઈ. એટલામાં જગન્નાથ પંડિત અને મગનલાલ મહેતા નામક રંગીઓએ આગળ આવી અરજ કરી કેઃ-" કૃપાનાથ તે ગાનારી નહોતી પણ અમારા સમજવા મુજબ કોઇ રંગી આવી પ્રતાપને છોડાવી લઈ ગયો."

"હા. ખરેખર ! પણ કામ તેણે ઇનામ મેળવવા યોગ્ય કર્યું છે. તમે ચાલાક રંગીઓએ પણ તેનું ગાનું સાંભળ્યું. તમે સર્વ પણ મહેફિલમાં મુઆ હતા તો તમારી અક્કલમાં ધુળ પડી કે તે રંગીને તમે પણ ઓળખી ન શક્યા. તમારા ચિત્રરંગીપણાને ધિક્કાર છે."

દિલગીરી અને ગુસ્સો બતાવવા મહારાજા છેવટે ઉઠી મહેલમાં ચાલ્યા ગયા. મહેફિલમાં ભરાયેલા સર્વએ પોતપોતાના મકાનનો રસ્તો લીધો. પ્રાતઃકાળે આખા શહેરમાં વાત ફેલાઇ. જ્યાં ત્યાં રત્નપ્રભાની વાતો ચાલી રહી.

બીજે દિવસે મહારાજા સાહેબ દરબારમાં પધાર્યા. પણ તેમના ચ્હેરા ઉપર ક્રોધ સ્પષ્ટ છવાઇ રહ્યો હતો. એટલામાં એક ચોપદારે આવી નમન કરી જણાવ્યું કે:—"જે ગાનારી આવી હતી તેણે ગંગારામનો વેશ ધારણ કરી પ્રતાપને છોડવ્યો. એ ગાનારી અને પ્રતાપ તે બે પાસેના જંગલમાં જતાં મેં જોયાં છે."

મહારાજા આ સાંભળી વિશેષ આશ્ચર્ય પામ્યા અને તેમને એકદમ પકડી લાવવા ફરમાન કર્યું. ચોપદારે નમનતાઇથી જણાવ્યું: "કૃપાનાથ એમ તો તે નહી પકડાય."

"કારણ ?"

"યુક્તિ કરવી પડશે."

"શી ?"

"તે હું આપને પછીથી જણાવીશ."

"જો તું બન્નેને પકડી લાવીશ તો તને સારૂં ઇનામ આપીશ."

"અરે હું જોતજોતામાં તેમને પકડી આપ નામવરના કદમમાં રજુ કરીશ. પણ પંડિતજી તથા મહેતા મગનલાલને મારી સાથે મોકલો. છેટેથી હું તેમને તે બન્નેને બતાવીશ અને પછી ચાલાકી કરી મહેતા અને પંડિત તેમને પકડી લાવશે."

મગનલાલ અને પંડીતને આ વાત પસંદ પડી.

મહારાજાએ પણ આ યુક્તિ પસંદ કરી મહેતા અને પંડિતજીને સાથે જવા ફરમાન કર્યું. ચોપદાર બન્ને રંગીને લેઈ જંગલમાં

હોંચ્યો, પણ ત્યાં તો કોઇ નહોતું. પંડિતે પૂછયું: "ક્યાં છે બન્ને ?"

"શું તે એકજ ઠેકાણે કાંઇ બેસી રહેતાં હશે કે ? આટલામાંજ ાંઈ હશે. ચાલો તપાસ કરીએ." ચોપદારે ઉત્તર આપ્યો અને ામ તેમ જોવા લાગ્યો.

એટલામાં સ્હામેથી એક રબારણ આવતી જણાઈ. માથા ઉપર ચનું મટકું મુકીને તે જતી હતી. ચોપદારે પૂછયું:—"અહીં ક્યાંઇ ાક મરદ અને એક સ્ત્રીને દેખ્યાં ?"

રબારણે ધ્યાન પૂર્વક તેમના સામે જોઈ કહ્યું.

"હા, આ જગાએ મારી બહુ ગાયો તથા ભેંસો પેલી પા ચરે . હમણાં જ મારી પાસેથી બે પૈસાનું દુધ લેઇ પેલી બાજુ તે જાય . મારે દુધ વેચવાનું છે તેથી શહેરમાં જાઉં છું."

ચોપદારે ચાર પૈસા કાઢી રબારણને આપવા માંડયા. રબારણે ન લેતાં કહ્યું–"મારે હરામની પાઈ પણ ના જોઇએ. હા, કદાપિ મારે દુધ પીવું હોય તો ચાર પૈસાનું પાઉં. એમ થાય તો મારો હેરનો ધક્કો મટે. ભલા એટલોજ તમારો ઉપકાર."

"હા, તો તેમાં શું હરકત છે, દુધ આપ." ચોપદારે રબા-ણને કહ્યું. રબારણે મટકું ઉતારી દુધ આપવા માંડયું. ચોપદારે લા બન્ને રંગીઓને દુધ પીવા કહેતાં તેમણે કહ્યું. "અમારી મરજી થી. તમે તમારે પી લો."

"જેવી મરજી." કરી ચોપદાર દુધ ગટગટાવી ગયો અને બોલ્યો.

"શું મઝાનું દુધ ! આવો સ્વાદ તો મેં મારી આખી જીંદ-ોમાં ચાખ્યો નથી. જે બેનશીબ હશે તેજ આવું મઝેનું દુધ હિ પીએ. મારા મહેરબાન ! મારી આપને વિનંતિ છે કે તમે

આ દુધ પીઓ, શહેરમાં તમે દુધ પીતા હશો પણ આ તાજા દુધની મજા કાંઇક જૂદીજ છે."

ચોપદારના અતીશય વખાણથી બન્ને રંગીઓનું મન પણ લલચાયું અને આખરે તેમણે દુધ પીધું. રબારણને ચાર પૈસા આપ્યા. રબારણ તરતજ રસ્તે પડી.

બાદ ત્રણે જણા પ્રતાપ તથા ગાનારીને શોધવા ચાલ્યા. થોડે દુર જતાંજ ચોપદારે જણાવ્યું: "કોણ જાણે કેમ મારૂં માથું ભમે છે."

પંડિતે જણાવ્યું: "મારી પણ એવીજ દશા છે."

મહેતા કાંઇ કહેવા જતા હતા એટલામાંજ ત્યાં જમીનપર પડયા. થોડી ક્ષણમાં ચોપદાર અને પંડિત પણ પડયા. દુધ વેચનારી બહુ દુર નહોતી ગઈ. ત્રણેને પડેલા જોતાંજ રબારણ પાછી આવી અને ચોપદારને કંઇક દવા સુંઘાડી જાગૃત કર્યો. ચોપદાર હોંશીયારીમાં આવતાં તેણે પોતાનો ચોપદારનો વેશ દૂર કર્યો.

ચોપદાર તે તો પ્રતાપ પોતેજ હતો અને રબારણ વેશમાં મણીકાન્તા હતી.

મણીકાન્તાએ આનંદમાં આવી કહ્યું, "લ્યો તાળી."

પ્રતાપે તાળી લેતાં કહ્યું; "કામ પૂરૂં થયું. શીકાર સપડાયા. શાબાશ છે તમને."

"ત્યારે ચાલો આપણે હવે રવાના થઇએ"

"હા, હવે આપણે જવું જોઇએ. મધ્યાન્હ થવા આવ્યા છે. સાંજ પડતાં આપણે આપણા મુકામે પહોંચી જવું જોઇએ."

આ પછી બેશુદ્ધ થયેલા મહેતા તથા પંડિત રંગીઓને ગાંસડીમાં બાંધ્યા. એક ગાંસડી પ્રતાપે અને બીજી મણીકાન્તાએ ઉપાડી. બંનેએ નવીનદુર્ગનો રસ્તો લીધો.

# વિશ્વમોહિની.

## ભાગ બીજો.

### પ્રકરણ ૧ લું.

#### વસંતમાલતી.

મધ્યાન્હકાળ થયો હતો. સૂર્ય ભગવાન સખ્ત તાપે તપી રહ્યા હતા. ઉની લુ વાતી હતી. મનુષ્યો બ-પોરા ગાળવા પોતપોતાના ઘરમાં આડાં થયાં હતાં. પંખીયો પણ માળાઓમાં ભરાઇ વિશ્રાન્તિ સુખ અનુભવતાં હતાં. આ વખતે વિ-શ્વમોહિની રાજકન્યાની સખી વસંતમાલતી રાજમહેલના એક ઓર-ડામાં આમતેમ ફર્યા કરતી હતી. ઓરડામાં થોડીવાર આમતેમ આંટા મારી વસંતમાલતી એક બીજા નાના ઓરડામાં આવી. આ ઓરડો એકાન્ત ભાગમાં આવેલો હતો. આ ઓરડામાં મણી-કાન્તા અને વસંતમાલતી સિવાય બીજા કોઇને પ્રવેશવાનો અધીકાર ન્હોતો. રાજકન્યા પણ આ ઓરડાથી અપરિચીત હતી. આ ઓરડો દિવસ અને રાત્રિ બંધજ રહેતો. પણ જ્યારે વસંતમાલતી અને મણીકાન્તાને કંઇ કામ પડતું ત્યારે ઉઘાડવામાં આવતો. જે વખતે બન્ને સખીઓમાંથી એકાદ સખી અંદર જતી, તે વખતે બહારની

બાજુએ સખત પહેરો રહેતો. આ વખતે પણ એક સિપાહી ત્યાં ઉભો રહ્યો. વસંતમાલતી ઓરડામાં પ્રવેશી અંદરથી દ્વાર બંધ કર્યું. દ્વાર બંધ થતાં ચારે તરફ અંધકાર પ્રસરી રહ્યો, પણ આ અંધકાર ઘણી વાર રહ્યો નહિ, ઓરડાની જમણી બાજુએ એક સમચોરસ ટેબલ પડેલું હતું. તે ટેબલ પર એક નાનો કાચનો ગ્લાસ પડેલો હતો. કાચના તે ગ્લાસમાં લીલા રંગનો કંઇક પ્રવાહી પદાર્થ ભરેલો હતો. તે કાચના પ્યાલાની નજીક પાંચેક નાની શીશીઓ પડેલી હતી; વસંતમાલતીએ તેમાંથી એક નાની શીશી ઉપાડી અને તેમાંથી સફેત ભૂકી કાઢી પેલા લીલા રંગના પ્રવાહીવાળા પ્યાલામાં નાખી. નાખતાંજ અજબ કૌતક થયું. પ્યાલામાંથી લાલ રંગની જ્વાળાઓ નીકળવા લાગી. આખા ઓરડામાં લાલ પ્રકાશ પથરાઈ રહ્યો. આ પછી વસંતમાલતીએ ત્યાંની બીજી બાજુએ આવેલું એક મોટું કબાટ ઉઘાડયું અને તે કબાટમાંથી એક પહોળા મુખનું કાચનું વાસણ કાઢ્યું, તે કાચના વાસણને ટેબલ પર ગોઠવી અંદર થોડુંક પાણી નાખ્યું; અને પછી તે પાણીમાં લાલ રંગની કંઇક ભૂકી નાખી. પાણી કાળું બની ગયું. વળી પાછી એક બીજી શીશી તેણે ઉઘાડી અને તેમાંથી પ્રવાહી પદાર્થના ફક્ત બે ટીપાંજ પાણીમાં નાખ્યાં. કાચના વાસણમાંનું પાણી થોડીકવાર ઉભરાયું; પણ તરતજ પાછું સમ્યું, બાદ તે પાણીને એક શીશામાં ભર્યું. થોડુંક પાણી વધ્યું. તે પાણી પેલા લાલ પ્રકાશપર છાંટયુ. કે તરતજ પ્રકાશ બંધ થયો અને પુનઃ ઘોર અંધકાર ફરી વળ્યો. વસંતમાલતી શીશો લઇ ઓરડાની બહાર નીકળી. સિપાહી ત્યાં ઉભો હતો, વસંતમાલતીએ તેને પૂછયું, કોઇ આવ્યું હતું કે ?"

"હા."

"કોણ ?"

"એક ઝવેરી આવ્યો હતો."

"શું કામ ?"

"તે આપને મોતી આપવા ઇચ્છતો હતો."

"તેં શું કહ્યું ?"

"મેં તેને રાજકુમારી પાસે જવાનું કહ્યુ."

"પછી ?"

"તેણે કહ્યું કે હું રાજકુમારી પાસે જઇનેજ આવ્યો છું અને કુમારીએ કહ્યું છે કે હું ત્યાં આવું છું."

"વારૂ......પછી ?"

"મેં તેને મોડેથી આવવાનું કહ્યું."

"તે ઝવેરી આપણા નગરનો હતો ?"

"ના, મને તો તે પરદેશી જેવો જણાતો હતો."

"તેં તેને કેમ પૂછયું નહિ ?"

"હું ભૂલી ગયો."

"તે અહિં તારી પાસે કેટલી વાર ઉભો રહ્યો હતો ?"

"લગભગ પા કલાક."

"તે તારી સામે જોઇને વાત કરતો હતો કે આડું અવળું ા હતો ?"

"તેની નજર આપના ઓરડા તરફ વળેલી હતી."

"ઠીક......વારૂ તેં તેને શું કહીને વિદાય કર્યો ?"

"મેં કહ્યું કે અમારાં બ્હેન અત્યારે કામમાં છે માટે અત્યારે ના જાવ."

"પછી ?"

"તેણે પૂછ્યું કે તે શું કરે છે? પણ મેં તેને જવાબ આપ્યો નહિ. આ પછી તે સાંજના સમયે આવવાનું કહી ચાલ્યો ગયો છે."

"સારૂં, પણ હવેથી સાવધ રહેજે. એવા અજાણ્યા માણસને આ જગાએ વધુ વાર ઉભો રહેવા દેવો નહિ. મામલો કેવો છે, તે તું જાણે છે. મારા માન્યા મુજબ તે ઝવેરી નહિ પણ કોઈ જાસુસ અગર રંગી જ હોવો જોઈએ."

સિપાહી આશ્ચર્ય પામ્યો. આ પછી વસંતમાલતીએ તે સિપાહીને જવાનું સૂચવ્યું. સિપાહી ચાલ્યો ગયો. વસંતમાલતી રાજકુમારીની પાસે આવી. વિશ્વમોહિની તેની રાહ જોઇ રહી હતી. આવતાં વારજ વસંતમાલતીએ પૂછ્યું, "અહિં કોઇ ઝવેરી આવ્યો હતો કે?"

"હા."

"તેને શામાટે પેસવા દીધો?"

"કેમ વારૂ?"

"તે ઝવેરી ન્હોતો."

"ત્યારે?" વિશ્વમોહિનીએ વિસ્મય થઈ પૂછ્યું.

"કોઇ જાસુસ અગર રંગી."

"તેં શી રીતે જાણ્યું?"

"તેના વર્તનપરથી."

"તે ત્યાં આવ્યો હતો?"

"હા, પણ તમે તેની પાસેથી કંઇ ખરીદ્યું નથી ને"

"ના, તેણે એ ત્રણ મોતી લેવાનો–જોવાનો ઘણો આગ્રહ કર્યો હતો; પણ મેં તેને ચોકખું જણાવી દીધું કે મારી સખી આવશે ત્યારે જ હું મોતી જોઇશ અને લેવાં હશે તો લઇશ."

"એ ઠીક કર્યું."

"સખી! મણીકાન્તા ક્યારે આવશે?" વિશ્વમોહિનીએ પૂછ્યું.

"તે હવે આજ કાલમાં આવવી જોઇએ."

"અરેરે! કુમાર અને પ્રતાપસિંહની પણ કંઇ ખબર આવી નહિ."

"પ્રભુ કૃપાએ સૌ સારાં વાનાં થશે."

"વસંત! મને નિરંતર અમંગળ શંકાઓ થયા કરે છે."

"એવી શંકાઓને શા માટે મનમાં સ્થાન આપો છો?"

• "તેવી શંકાઓ મારા મનમાં પરાણે ઉત્પન્ન થાય છે."

"તે વખતે ઇશ્વર સ્મરણ કરવું."

આવી રીતે બન્ને સખીઓ વાતો કરી રહી હતી; તેવામાં એક સિપાહીએ ત્યાં આવીને જણાવ્યું કે કોઇ એક ભગવાંધારી સાધુ આવ્યો છે, અને તે વસંત બ્હેનને મળવાની ઇચ્છા ધરાવે છે."

"કોને? મને?" વસંતે ચમકીને પૂછ્યું.

"હા જી."

વસંતે થોડીકવાર વિચાર કરી કહ્યું; "જા; તેને લઇ આવ."

સિપાહી ગયો અને થોડીવારે સાધુની સાથે પાછો આવ્યો. વસંતમાલતી થોડીક ક્ષણ પર્યંત સાધુની સામે જોઇ રહી. સાધુ પણ તેની સામે એકાગ્ર નજરે જોઇ રહ્યો. વિશ્વમોહિની આશ્ચર્ય પામી. બાદ વસંતે સાધુ પ્રત્યે કહ્યું, "કેમ શું ઇચ્છા છે?"

"મારે તમારી સાથે અગત્યની ખાનગી વાત કરવી છે."

"ચાલો ત્યારે મારી પાછળ આ ઓરડામાં આવો." વસંત ઉભી થઈ અને જતાંજતાં વિશ્વમોહિનીને સંજ્ઞાથી કંઇક સમજાવતી ગઇ.

આગળ વસંતમાલતી અને પાછળ સાધુ એક ઓરડામાં આવ્યાં; વસંતે ત્યાં પડેલી ખુરશીમાં બેસી સાધુને પોતાની સામેની ખુરશીમાં બેસવાનું સુચવી પૂછ્યું; "કહો સાધુ મહારાજ! આજે એકાએક આગમન કેમ થયું છે?"

"તમારા કલ્યાણને માટે." સાધુએ જણાવ્યું.

"પણ તમે આ કૃત્રિમ દાઢી મૂછ ધારણ કરી છે, એતો સ્પષ્ટ જણાઇ આવે છે?"

"તમારા સિવાય બીજું કોઇ જાણી શકેજ નહિ."

"આજે ઘણા દિવસે મળ્યા નહિ વારૂ?"

"હા, દિવસ ઘણા વિત્યા. તમને મળવા દિલ ઘણું ખેંચાઇ રહ્યું હતું."

"હવે તો મળાયું ને?"

"હા, પણ..."

"કેમ અટકી ગયા? આગળ બોલો ને?"

"શું બોલું? બોલવાનું ઘણુંએ છે પણ બોલાતું નથી."

"કેમ?"

"તમે ગુસ્સે થાવ."

"શા માટે?"

"હું કદાચ કંઇક એવું જ બોલું?"

"બોલો; તમને બોલવાની છૂટ છે."

"મારો વિચાર પ્રેમનું સીલ સજ્જડ કરવાનો છે."

"એટલે?"

"ફક્ત એકજ ચુંબન."

"અરે વાહરે! તમે તો ખૂબ કરી? જાવ; આવું બોલતાં શરમાવ. આ ભગવાં શામાટે લજવો છો?"

"સુંદરી? આ ભગવાં તારા માટેજ ધર્યાં છે."

"મારી આશા મૂકી દયો."

"શામાટે મને નિરાશ કરે છે?"

"તે દિવસનો પ્રસંગ યાદ છે કે?"

"કયો?"

"બાહુકના વેશથી બગીચામાં આવી મને ધસડી હતી તે?"

"પણ એ તો મારા પ્રેમનું ચિન્હ હતું. તેમાં તારે ગુસ્સે થવું જોઇએ નહિ."

"ગુસ્સો તો એવો ચઢયો હતો કે જાણે કોઇ દિવસ બોલુંજ નહિ."

"અને હવે?"

"ગુસ્સો કંઇક સમ્યો છે."

"પૂરેપૂરો તો નહિ ને?"

"ના."

"પુરો ગુસ્સો ક્યારે શાન્ત થશે?"

"પરણ્યા પછી શયન મંદિરમાં."

"ત્યારે તો આપણે કાલે પરણીએ તો?"

"એટલી ઉતાવળની શું જરૂર?"

"તમારા જેવી સુરમ્ય સુંદરીને ઘણા વખત સુધી ગુસ્સાને તાબે રહેવા દેવાને હું ઇચ્છતો નથી."

"પણ મારે રહેવું છે. અને તમારી સાથે પરણવું નથી."

"કેમ?"

"મારી એવી જ મરજી છે."

"સુંદરી! શામાટે સંતાપે છે? હું તારા વિયોગથી બળીને ખાખ થાઉં છું."

" બોલતાં શરમાવ. અત્યારે આવું બોલવાનો અને પ્રેમ ચેષ્ટા કરવાનો વખત છે કે ? " વસંતે ગંભીરતાથી કહ્યું.

" આ કેવો વખત છે ? "

" ભયંકર. પ્રતાપ કેદમાં છે. મણીકાન્તાની કંઈ ખબર નથી. શત્રુના ચઢી આવવાની તૈયારી છે. નગરમાં શત્રુઓ ફરે છે. આ શું ઓછો વિકટ સમય છે ? "

" પ્રભુ કૃપાએ આ વિકટ વખત જલ્દી દૂર થશે. "

" તેને માટે પ્રયાસ કરો. પ્રતાપને મૂક્ત કરવા સાહસ કરો. તમે તેના મિત્ર છો. મિત્ર ફરજ આ વખતે નહિ બજાવો તો ક્યારે બજાવશો ? નવલસિંહ ! જાવ, કર્તવ્ય બજાવો. કર્તવ્ય પૂર્ણ થતાંજ આ વસંત તમારી જ છે. તમે વિજય મેળવશો તેજ વખતે હું તમને પૂષ્પમાળા પહેરાવીશ અને સઘળી મહેનતના બદલામાં તમારી સાથે લગ્ન કરી ઓરજ આનંદના સાગરમાં સ્નાન કરાવીશ. જાવ. અત્યારે પ્રેમ ભૂલી જાવ. તલ્વાર પર પ્રેમ રાખો. સ્વભૂમિને શત્રુથી બચાવો અને તમારા મિત્રનો ઉધ્ધાર કરો. "

વસંતનું વીરતામય બોલવું સાંભળી નવલ વિસ્મય થયો. તેના શરીરમાં આવેશનો આવિર્ભાવ થયો. તે બોલ્યો, " વીરબાળા ! તું આ નવલને સ્વાર્થી માનીશ નહિ. તે પોતાનું કર્તવ્ય સારી રીતે સમજે છે. હું મારા મિત્રના ઉધ્ધારને માટે પ્રાણાર્પણ કરીશ. શત્રુને સંહારવા મયદાનમાં પડીશ અને પ્રભુ કૃપાએ વિજય જરૂર મેળવીશ."

" બસ હવે જ હું ખુશી થઈ. " વસંતે ઉમળકાથી નવલના બન્ને હાથ પકડી હૃદય સાથે દાબ્યા અને પછી બોલી, " આજે આવા વેશથી આવવાનું કારણ ? "

" તમને ચેતાવવા. "

" શું છે ?"

" દુશ્મનના ઘણા માણસો નગરમાં ફરે છે. સંભાળ રાખવાની જરૂર છે. તમારે અને વિશ્વમોહિનીને ઘણું સાવધ રહેવાનું છે."

" કંઈ ભેદ જણાયો છે ?"

" હા, દુશ્મનોનો ઇરાદો વિશ્વમોહિનીને અને તમને ઉપાડી જવાનો છે."

" એમ; ઠીક, મને ઉપાડી જાય તો બહુ સારૂં થાય."

" અરે ! ઘણું જ ખોટું થાય."

" કેમ ?"

" મારૂં જીગર ખાખ થાય. મારૂં જીવન ધુળમાં મળી જાય."

" એમકે ? ઠીક ત્યારે હું નહિ પકડાઉં; બસ ?"

" હા, સાવધ રહેજે. નહિ તો મારે મરવું પડશે."

" બીજું કાંઈ કહેવાનું છે ?"

" ના, આટલું જ. હું હવે જાઉં છું."

" દર્શનનો લાભ ફરીથી ક્યારે મળશે ?"

" મને ખૂબ યાદ કરજો. તમારૂં હૃદય ખેંચાણ કરશે ત્યારે સેવક વગર વિલંબે હાજર થશે."

" લ્યો જય સીતારામ."

" હા, જય સીતારામ."

બન્ને ત્યાંથી બહાર નીકળી જ્યાં વિશ્વમોહિની હતી ત્યાં આવ્યાં. આવતાં જ સાધુ સ્વરૂપ નવલે રાજકુમારી તરફ જોઇ મોટા અવાજે " જય સીતારામ " કહ્યું.

વિશ્વમોહિની ચમકી અને કંઇક ભયગ્રસ્ત પણ થઇ. સાધુ હસતો હસતો વિદાય થયો.

વિશ્વમોહિની તેની પાછળ જોઇ રહી. સાધુના અદ્રશ્ય થયા બાદ વિશ્વમોહિનીએ સાધુ વિશે વસંતને પૂછ્યું. વસંતે રાજકન્યાના કાનમાં ધીરેથી કંઇક વાત કરી કે જેથી રાજકન્યા આનંદ પામી હસવા લાગી. છેવટે સાંજ પડી. બન્ને સખીઓ પેલા ઝવેરીની રાહ જોવા લાગી. પણ તે ખરો ઝવેરી હોય તોજ આવે ને ?" વસંતમાલતીના વ્હેમમાં વૃદ્ધિ થઇ. ઝવેરી નહિ પણ જાસુસની ખાત્રી થઇ. સઘળા પહેરેગીરોને બોલાવી આજ્ઞા કરી કે કોઈપણ જાણીતા અગર અજાણ્યા માણસને મારી પરવાનગી વિના રાજકન્યાની પાસે જવા દેવો નહિ. અને તેને રાજમહેલના મોટા દરવાજાની અંદર દાખલ થવા દેવો નહિ. આ પછી બન્ને સખીયો બગીચા તરફ ચાલતી થઈ.

---

## પ્રકરણ ૨ જું.

---

### રસાયણિક રમત.

રંગ કળાથી રંગી જો, કરતો સૌને મ્હાત;
રંગવિદ્યા રંગી કરે, પછી ત્યાં શી વાત ?

રાત્રિ પડતાં પહેલાં બન્ને સખીયો બગીચામાંથી મહેલે આવી. વિશ્વમોહિની તેના પીતાની પાસે ગઈ. વસંતમાલતી એકલી પડી. નગરમાં જાસુસો ફરે છે અને બહુરંગીઓ પોતાની રંગવિદ્યા અજમાવી રહ્યા છે તેથી વખતે રખેને તેઓ કાંઇ ઉપાધી લાવે તેવો ભય વસંતમાલતીને સ્વાભાવિક થયો. હવે આ આફતમાંથી શી રીતે બચવું તેનાજ વિચાર કરવા લાગી. રંગીઓનો

નય રહે નહી અને નિરાંતે રાતે સુવાય એવી યુક્તિ તે શોધવા લાગી.

રંગવિદ્યામાં વસંતમાલતી પણ કાંઇ છેક જાય તેમ નહોતી. મણીકાન્તા પાસેથી હમણાં હમણાં તો તેણે તે વિદ્યાનું સારૂ શીક્ષણ મેળવ્યું હતું. આથી તે પાવરધી બની હતી. તુર્તજ તેણે યુક્તિ શોધી કાઢી.

રાત્રિના પ્રસંગે જ્યારે વિશ્વમોહિની નિદ્રિત થઇ ત્યારે તેણે એક જાતના રસાયણીક પદાર્થના મિશ્રણવાળુ પાણી તૈયાર કર્યું. જે ઓરડામાં વિશ્વમોહિની સુતી હતી તેના બારણાની બહાર બે ચાર ફુટ સુધી આ પાણી તેણે છાંટયું. પછી નિર્ભય બની નીરાંતે વિશ્વમોહિનીના પલંગ નીચે પોતાનો બિસ્તરો બીછાવી સુતી.

રાત્રિ શાંતિથી પસાર થઇ ગઇ. કાંઇ પણ નવા જુની બની નહીં. મ્હોટા પરોઢે વસંતમાલતીએ વ્હેલી વ્હેલી ઉઠી જે જગાએ રાત્રે પાણી છાંટયું હતું તે જગા સાફ કરી દીધી.

બીજો દિવસ થયો. તે રાત્રે પણ બંદોબસ્ત કરવાનો હતો. આજે વળી નવી યુક્તિ શોધી. એક જૂની ખોપરી કોઇની કયાંઇથી તે લેઇ આવી. તેને સારી રીતે રંગી તેને એવી બનાવી કે જાણે વિશ્વમોહિનીનું જ માથું. જે પલંગ ઉપર હમેશાં વિશ્વમોહિની સુતી હતી તે પલંગ ઉપર આ માથું ગોઠવ્યું. ધડને બદલે એક કપડું લાવી મુકયું. તેના ઉપર એક સુંદર ચાદર ઓઢાડી. મ્હોં ખુલ્લુ જ રહેવા દીધું. ઓરડામાં ખુબ રોશની કરી. પલંગની ચારે બાજુ રસાયણીક પાણી છાંટયું. બાદ વિશ્વમોહિનીને વિનંતી કરી કે આજે તે પલંગપર ન સુતાં કોઇ બીજા ઓરડામાં સુઇ જવું. રાજકુમારી તેની વિનંતિ પ્રમાણે બીજા સ્થાને જઇ સુઇ રહી. જે ઓરડામાં રાજકન્યા સુતી તેના બારણા પાસે પાછું પાણી છાંટયું. પછી જે પલંગ ઉપર પેલી ખોપરી

રાખી હતી તે ઓરડાની સાથેના એક બીજા ઓરડામાં પોતે અંધારૂં કરી સુઈ રહી.

રસાયણમિશ્રિત પાણીમાં એવો ગુણ હતો કે તે સુકાતાં ત્યાં પાણી વાળુ ઔષધ છાંટયું છે કે નહીં તે જણાય નહીં; તોપણ જો કોઇનો પગ તેના ઉપર પડે તો એકાએક મોટો અવાજ થાય.

મધ્ય રાત્રિ વીતી ગઇ. આશરે અડધા કલાકમાં જે સ્થાને ખોપરી હતી ત્યાં ભયંકર અવાજ થયો. સાંભળતાંજ વસંતમાલતી ઝપાટાબંધ ઉઠી અને ઓરડાતું બારણું બહારથી બંધ કરી દઇ બુમો પાડવા મંડી ગઈ. ચારે બાજુથી દાસીઓ દોડી આવી. એક મહારાજા સાહેબને ખબર કહેવા દોડી કે રાજકુમારીના ઓરડામાં ચોર પેઠા છે. મહારાજા ખબર સાંભળતાં જ ઉઠી ત્યાં દોડી આવ્યા. દશ પાંચ સીપાઇઓને પણ મહેલના પહેરાપરથી ત્યાં દોડી આવવા ફરમાન થયું. સર્વ એકઠાં થતાં બારણું ઉઘાડવામાં આવ્યું, શાસ્ત્રી બદ્રીનાથ અને પુરાણી નાગેશ્વર નામના બહુરંગીઓ અંદર હતા. તેમને પકડવા ઘણા માણસો એકદમ અંદર તુટયા. બહુરંગીઓએ પણ ખંજર કાઢી પોતાનો બચાવ કરતાં પાંચ છને જખમી કર્યા પણ આખરે પકડાયા.

મહારાજાએ પકડાએલા બન્ને રંગીઓને કેદમાં રાખવાનો હુકમ કર્યો અને આ શી રીતે બન્યું તેની હકીકત પૂછવા લાગ્યા.

વસંતમાલતીએ પોતાની સર્વ અજમાવેલી યુક્તિઓ સંબંધી હકીકત જણાવી. મહારાજા સાંભળી ખુશી થયા અને તેને ઇનામ આપ્યું.

'મણીકાન્તા ક્યાં છે ?' એવું મહારાજાએ પૂછતાં, 'તે બીમાર છે.' એવો ઉત્તર મળ્યો. મહારાજા તે સંબંધી વિશેષ પડપૂછ ન કરતાં પોતાના આરામગ્રહ તરફ વિદાય થયા.

સ્હવારમાં દરબાર વખતે ફરી રાત્રે પકડેલા કેદીઓને રજુ કરવામાં આવ્યા. મહારાજાએ તેમને નામ પૂછતાં બન્નેએ ખોટાં જ નામ બતાવ્યાં. મહારાજાને તેમનાપર ઘણોજ ક્રોધ આવ્યો ને કહ્યું કેઃ—" આ લોકો ઘણા જ હરામખોર છે. માટે તેમને અહીંથી લઈ જાઓ અને સખત પહેરાની કેદમાં રાખો " હુકમ પ્રમાણે અમલ થયો.

આ પછી મહારાજાએ મંત્રિ તરફ જોઈ પૂછ્યુંઃ—" કાંઈ પ્રતાપસિંહનો પત્તો લાગ્યો ? "

" જી મહારાજ ! હજુ સુધી તો કાંઈ ભાળ મળી નથી; પણ મને જાણે એમ થાય છે કે આ પકડાયલા રંગીઓને ખુબ પ્રસાદી આપીએ તો વખતે પત્તો લાગે ખરો." મંત્રિએ પોતાનો વિચાર જણાવ્યો.

" તમારૂં કહેવું તો ઠીક છે પણ તે યોગ્ય ના કહેવાય. એક બે દિવસ જુઓ. પત્તો લાગે તો ઠીક છે નહીં તો પછી એ ઉપાય તો છેજ." મહારાજાએ જણાવ્યું.

આમને આમ એક બે દિવસ ગયા. દરરોજ દરબારમાં પ્રતાપસિંહના પત્તા સંબંધી હકીકત મહારાજા સાહેબ પૂછતા. આજરોજ પણ પ્રતાપની જ વાત દરબારમાં ચાલતી હતી. એટલામાં માથે એક મ્હોટી ગાંસડી સાથે પ્રતાપ આવી પહોંચ્યો. દરબારમાં દાખલ થતાં ગાંસડી વચ્ચો વચ્ચ મુકી નીચા નમી મહારાજાને સલામ કરી. મહારાજા તેને જોતાં જ ખુશી થયા અને તેને બેસવાની આજ્ઞા કરી. પ્રતાપે આસન લેતાં મહારાજાએ પૂછ્યુંઃ–" ભાઇ પ્રતાપસિંહ તમે આટલા દિવસ ક્યાં હતા ? અને આ શું લાવ્યા છો ? તમારી અમને બહુ ચિંતા થતી હતી. વળી ચતુરસિંહ મંત્રિ પણ બહુ ચિંતાતુર હશે, કારણ અમે તમારા ગુમ થયાની ખબર ત્યાં પણ મોકલી તપાસ કરાવી હતી. "

" તાબેદાર દુશ્મનોના હાથે સપડાયો હતો. પણ આપ હજુ
રના પ્રતાપથી જ છુટી આવ્યો છું. વળી આવતી વખતે ત્યાંના
રંગીઓને પણ લેતો આવ્યો છું. " પ્રતાપસિંહે રંગીઓને બાંધેલ
ગાંસડી બતાવતાં કહ્યું.

મહારાજા બહુજ પ્રસન્ન થયા. હાથે પહેરેલું સોનાનું કડુ પ્રત
પસિંહને ઇનામમાં આપ્યું અને વધારામાં જણાવ્યું:-" અહીં પ
અમારી વસંતમાલતીએ બે રંગીઓને પકડાયા છે અને તેમ
કેદમાં પુર્યા છે. આ તમે લાવ્યા છો તેમને પણ તેમની સાથેજ કે
કરવા જોઇએ."

મહારાજા બોલી રહેતાં પ્રતાપે ગાંસડી છોડી બન્ને રંગીઓ
હોંશીઆર કર્યાં. તેમનીપર પહેરો મુકી દીધો અને પછી શાસ્ત્રી તેમ
પુરાણી જે જેલમાં હતા તે જેલમાં રવાના કરી દીધા.

પ્રતાપે ખડ્ગસિંહ મહારાજાને વિનંતિ કરતાં જણાવ્યું કે:-"મા
પકડાયાની ખબર સાંભળી વિજયગઢમાં સર્વ ચિંતા કરતાં હશે. આ
જો આજ્ઞા થાય તો હું ત્યાં જઇ સર્વને મળી આવું." મહારાજા
ખુશીથી તેમ કરવા પરવાનગી આપી અને કહ્યું:--" તમે જાઓ
તો ખરા, પણ જરા વહેલા પાછા આવવા ધ્યાનમાં રાખજો." મં
તરફ ફરી મહારાજા બોલ્યા:—"તમે પણ કેટલાંક માણસો અ
શીરપાવ સાથે મારી તરફથી વિજયગઢ પ્રતાપસિંહની સાથે જાઓ
હુકમ શિરે ચઢાવી મંત્રિએ હજુર આજ્ઞા પ્રમાંણે તૈયારી કરી.

પ્રતાપ તથા મંત્રિ મહોબતસિંહ વિજયગઢ જવા નીકળ્યાં.

મણીકાન્તા પણ પ્રતાપસિંહની સાથેજ અમલગઢથી પાછી ફર
ઘોડે છેટેથી જુદી પડી જઈ બારોબાર મહેલમાં પહોંચી. વિશ્વમોહિ
તેને જોતાંજ તેને બાઝી પડી અને ગળે લગાવી થોડીવારે હાલ હવ

પૂછવા લાગી. મણીકાન્તાએ હકીકત પૂરેપૂરી ખુલાસેવાર કરી.

ઘણીવાર સુધી મણીકાન્તા અને વિશ્વમોહિનીની વાતો ચાલી. દરમિયાન વસંતમાલતીની ચાલાકીનું વર્ણન પણ રાજકુમારીએ મણીકાન્તાને કર્યું અને જણાવ્યું કે તારી બ્હેને પણ બે રંગીને પકડયા છે.

સ્હામેથી વસંતમાલતી આવી પહોંચી. તેને જોતાંજ મણીકાન્તા ઉઠી અને ખુશીથી તેને સાબાશી આપતાં પોતાના ગળે વળગાડી.

બ્હેમસિંહ મહારાજા, કેદમાંથી નાસી છુટેલા પ્રતાપસિંહને તથા તેને છોડાવી લઇ જનાર ગાનારીને પકડવા પંડિત જગન્નાથ અને મગનલાલ મહેતાને રવાના કરી દરબાર બંધ કરી મહેલમાં ગયા, પણ કશામાં તેમનું ચિત્ત ચોટયું નહીં. ગાનારીએ તેમને એટલા બેહાલ કરી દીધા હતા કે ન પૂછો વાત. તેનીજ મૂર્તી તેમની આંખ્યો આગળ રમવા લાગી. મહારાણીને પણ હસી ખુશી વાત કરવાનો પ્રસંગ ન મળ્યો.

"આપનો જીવ આજે કેમ ઉદાસમાં છે?" એવા મહારાણીના પ્રશ્નના ઉત્તરમાં "કાંઇ નથી. ઉજાગરાથી જરા સુસ્તી લાગે છે" એટલાજ શબ્દો મહારાજાએ કહ્યા. ફરી મહારાણીએ પૂછ્યું:—"આપે કહ્યું હતું કે, પેલી ગાનારીને મહેલમાં બોલાવી અમને પણ તેનું ગીત સંભળાવીશું તો તેનું પછી શું થયું?"

મહારાજાએ ઉત્તર વાળ્યો કે "તે ગાનારી સર્વેને ઠગી જતી રહી તો પછી કોનું ગાન સંભળાવું?"

મહારાણીએ આ સાંભળી ઘણીજ નવાઇ પામતાં મહારાજાને વળી પૂછ્યું:—"શું હકીકત બની જરા કહો તો ખરા કે કેમ બન્યું?"

"અત્યારે મારો જીવ ઠેકાણે નથી. માટે મને કાંઇ ન પૂછશો." એમ કહેતા મહારાજા સાહેબ ઉઠયા અને એકાંતિક એક પોતાના ખાસ દિવાનખાનામાં આવી પલંગપર સૂતા. રત્નપ્રભાની મૂર્તિ પાછી

સ્હામે આવી ઉભી. "અહા એ ગાનારી કોણ! એમાં તો કોઈ પણ શક નહીં કે તે સ્ત્રીજ હતી અને તે પ્રતાપને છોડાવી લઇ ગઇ. શું તે પ્રતાપપર આશક તો નહીં હોય! ખરેખર ગાનારી! ગાનારી! તે મને ઘાયલ કરી નાખ્યો છે. તને શી રીતે મેળવું? તારો ક્યાંથી પત્તો મેળવું? શું કરૂં કે તું હાથ આવે?" મહારાજા મનમાંજ વિચારતા બબડતા હતા.

દિલની બેચેની અને ગાનારીના ખ્યાલમાં આખી રાત ઉંઘ ન આવી. સ્હવારમાં દરબારમાં આવતાંજ મહેતા અને પંડિત પાછા આવ્યા કે નહી તેની ખબર પૂછતાં તે નથી આવ્યા એવી ખબર મળી. મહારાજા વળી વિશેષ દીલગીર થયા, એટલામાં મોતીલાલ બંકા દુર્જન, જોષી અને અહમદ તરફ મહારાજાની દૃષ્ટિ પડી. આ સર્વ સલામ ભરી એક બાજુ જઈ બેઠા હતા. તેમના મુખ ઉપર પણ ઉદાસી છવાઇ રહી હતી. આથી વળી મહારાજા સાહેબની દિલગીરી વધી. દરબારમાં તેમને પૂછવું ઠીક નહીં ધારી દરબાર દરખાસ્ત કરી, એકાંતમાં બંકા, જોષી, દુર્જન અને અહમદને બોલાવ્યા. ચારે જણા આવી નમન કરી બેસતાં જ મહારાજાએ પૂછયું:—" કેમ નવીનદુર્ગમાં જઈ શું કરી આવ્યા?"

" હજુર ત્યાં તો એમ બન્યું કે, ચંદુલાલ ચટ્ટુને પ્રતાપે પકડયો. એક વસંતમાલતી નામની રાજકુમારીની સખીએ ઘણી જ ચાલાકી અને હોંશીઆરીથી શાસ્ત્રી અને પુરાણીને પકડયા. અમે તો માત્ર પ્રતાપસિંહને જ પકડયો, તેને હજુર સમક્ષ ક્યારનોએ મોકલ્યો છે. આ સિવાય કાંઇ બન્યુ નથી?" બંકાએ હજુરને હકીકત નીવેદન કરી.

" પ્રતાપ આવ્યો તો ખરો પણ તેને તો એક સ્ત્રી આવીને

ાવી ગઈ. ખરેખર તેણે ઘણુંજ શિક્ષા પામવા યોગ્ય કામ કર્યું છે. લાચાર !! વળી તે કોણ હતી, ક્યાંથી આવી, ક્યાં ગઈ, તે માલુમ નથી પડયું. જરૂર હતી તો તે સ્રીજ અને તે પ્રતાપને લઇ ાર થઈ. વળી તે જતાં જતાં પંડિત અને મહેતા ઉપર પણ હાથ ી ગઈ લાગે છે. બન્નેને શોધવા મોકલેલા માણસો પણ હજુ પાછા ્યા નથી. ખરેખર આ દુર્જનને મદદ આપવામાં ઘણુંજ નુકશાન છે. ખરેખર રત્નપ્રભાએ મને બેભાન બનાવ્યો છે. માટે તમે ાદી તપાસ લાવો કે તે કોણ હતી? સર્વની આંખ્યોમાં ધુળ નાંખી ં ફરી ચાલી ગઈ. હજુ તેની મોહનમૂર્તિ મારી આંખ્યો આગળ છે." મહારાજા બોલી રહ્યા.

હું અનુમાનથી કહી શકું છું કે તે વિશ્વમોહિનીની સખી ીકાન્તા હોવી જોઇએ. તેના શીવાય બીજા કોઇનું કામ નહીં ?!" ને હાથ જોડી જણાવ્યું.

" શું.મણીકાન્તા વિશ્વમોહિની કરતાં પણ આવી ખુબસુરત છે?"

" વિશ્વમોહિનીને તો તે ન પહોંચે. પણ વિશ્વમોહિનીના બીજે ારે આ દુનિયામાં મણીકાન્તા જ છે. વળી તે પ્રતાપને ચ્હાય છે." ને હકીકત' કહી.

થોડીવાર સુધી મહારાજા વીચારમાં પડી ગયાઅને પછી બોલ્યાઃ-

"જ્યાં સુધી વિશ્વમોહિની અને મણીકાન્તા મારા હાથમાં નહી વે ત્યાં સુધી મારા.જીવમાં જીવ નહી આવે, મને ચેન નહીં પડે. !.ખડ્‌ગસિંહને પત્ર લખી તે બન્નેની માગણી કરવી ઘટે છે."

" મહારાજ? આપના પત્રને ખડ્‌ગસિંહ નહીં ગણકારે." ને બળતામાં ઘી હોમવા પ્રયત્ન કર્યો.

" જો નહી માને તો હું નવીનદુર્ગ ઉપર ચઢાઇ કરીશ. વિજય

મેળવીશ. પછી તે બન્ને ક્યાં જશે ? " મહારાજાએ આવેશમાં જ ઉત્તર વાળ્યો તથા તેજ ક્ષણે મંત્રિને બોલાવવા આજ્ઞા કરી.

થોડીવારે મંત્રિ આવી પહોંચ્યા. મહારાજાએ આજ્ઞા કરી કે મારા નામથી એક પત્ર નવીનદુર્ગમાં રાજા ખડ્ગસિંહને લખો કે, વિશ્વમોહિનીનો વિવાહ મારી સાથે કરી સખાવટ કરવા મણીકાન્તાને સાથે મોકલવી.

હુકમ પ્રમાણે મંત્રિએ પત્ર લખ્યો. મહારાજાએ પોતાની મહોર કરી મોતીલાલ બંકાને તે પત્ર આપતાં જણાવ્યું કે તમારા સીવાય બીજાથી વાત નહી બને. વાસ્તે માટે તમે જાઓ અને કામ ફત્તેહ કરી પાછા આવો.

બંકા પત્ર લઇ તુરત જ નવીનદુર્ગ તરફ જવા તૈયાર થયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### મહારાજા અજીતસિંહનો દરબાર.

વાર્તિક લખતાં વાત, વિવિધ પ્રસંગો વર્ણવે;
પણ વસ્તુ સાક્ષાત્, એકજ ચિતરે યુક્તિથી.

પ્રભાતનો ખુશનુમા સમય હતો. જગત પ્રવૃત્તિમય બનતું હતું. સવિતા ભગવાન પધારી ચૂક્યા હતા. આજે વ્હેલો દરબાર ભરવામાં આવ્યો હતો.

દરબારમાં મહારાજા સાહેબ અજીતસિંહ પધાર્યા હતા. સાથે વિજયસિંહ પણ બેઠા હતા. મંત્રિ ચતુરસિંહ મહારાજા સાહેબના

હુકમ પ્રમાણે કામ કરી રહ્યા હતા. આ વખતે નવીનદુર્ગથી વિજયગઢ આવવા નીકળેલા મંત્રિ મહોબતસિંહ અને પ્રતાપસિંહ માર્ગમાં મુકામ કરતા કરતા દરબારમાં આવી પહોંચ્યા.

દરબારમાં પ્રવેશ કરતાં મંત્રિએ મહારાજા સાહેબને નમીને નમન કર્યું, ત્યારબાદ વિજયસિંહને નમન કર્યું, તેમ મંત્રિ ચતુરસિંહને પણ યોગ્ય સન્માન આપ્યું. પ્રતાપ પણ મહારાજા અજીતસિંહને તરતજ ચરણે પડયો. રાજાજીએ ઘણીજ પ્રીતિથી આશિર્વાદ આપતાં ઉઠાડયો. ત્યાર બાદ પોતાના પિતાને નમન કરી કુમાર વિજયસિંહની પાસે જઈ બેઠો. મંત્રિ મહોબતસિંહે નવીન દુર્ગથી લાવેલ નજરાણું ત્યાં અર્પણ કરી વિજયકુમાર માટે એક સુંદર પોશાક તૈયાર કરાવી લાવેલ હતા તે કુમારને પહેરાવ્યો. મહારાજા આ જોઇ પ્રસન્ન થયા. કુમારની ખુશાલીનો પણ પાર ન રહ્યો. પછી મહારાજાએ પ્રતાપને તેની હકીકત પૂછતાં, તેણે પોતે કેવી રીતે પકડાયો તે સંબંધી ખરેખરો ઇતિહાસ અને કેવી રીતે છુટયો તે સંબંધી કાંઇક બનાવટી ઇતિહાસ જણાવ્યો. વળી ત્યાંના બે રંગીઓને પકડતા આવ્યાની અને તેમને નવીનદુર્ગમાં કેદ કર્યાની હકીકત પણ કહી. મહારાજા સાહેબે સઘળી વાત સાંભળી ઘણાંજ રાજી થઇ પ્રતાપને કાંઇ ઇનામ આપ્યું તથા કહ્યું કે હવે તમે જલદી મકાને જઈ તમારાં માતુશ્રીને મળો. તમારા ગુમ થયાની હકીકત સાંભળી તેમના હાલ હવાલની સ્થિતિ તો તેજ અનુભવી શકતાં હશે. આજ્ઞા થતાંજ પ્રતાપ સર્વને મળવા ઉઠયો. મહારાજાએ મહોબતસિંહની મહેમાનગીરી માટે આજ્ઞા આપી દરબાર બરખાસ્ત કર્યો. પ્રતાપ તેના મકાનમાં સર્વને મળ્યા પછી વિજયકુમારના દિવાનખાનામાં આવ્યો.

પ્રતાપને જોતાંજ બન્ને મિત્રો અરસપરસ ખુબ ભેટયા. બાદ

કુમારે કહ્યું:—"તમે પકડાયાની હકીકત તો દરબારમાં બરાબર કહી પણ છુટા થયાની હકીકત બનાવટી કહી હોય એમ લાગે છે, માટે ખરેખર શું બન્યું તે જણાવો." પ્રતાપે મણીકાન્તાનાં બન્યાં તેટલાં વખાણ કરી, તેની મદદથીજ છુટી આવ્યો છું એમ જાહેર કરતાં સત્ય હકીકત પૂરેપૂરી કહી. કુમારે હકીકત સાંભળી પ્રતાપને ખુશ બખ્તિની મુબારકબાદી આપવા માંડી. પ્રતાપે જણાવ્યું કે આપને હું પ્રથમ મુબારકબાદી આપીશ. પછી વખતે હું મુબારકબાદી લઇશ. કુમારશ્રી છાના રહ્યા. થોડા રોજ બન્ને વિજયગઢમાંજ રહ્યા. આ પ્રસંગે હમેશાં કુમાર જેમ બને તેમ વિશ્વમોહિનીની મુલાકાત જલદી થાય તેમ તજવીજ કરવા પ્રતાપને ટોક્યા કરતો હતો. પ્રતાપસિંહ ધીરજ આપ્યે જતો હતો. હવે મહારાજા સાહેબ પાસે મંત્રીએ બહુ દિવસ થયા તેથી પાછા જવા દેની પરવાનગી માગી, તેમ પ્રતાપને પણ સાથેજ લઇ જવા દેવાની વિનંતિ કરી. પ્રસન્નતાપૂર્વક મહારાજાએ પરવાનગી આપી મંત્રિને શીરપાવ આપી પ્રતાપને પણ સાથે વિદાય કર્યો. જતાં જતાં પણ કુમારને મળવા પ્રતાપ ગયો. કુમારે આંસુ નીગાળતાં રજા આપી અને પોતાની સ્થિતિના હાલ જોઈ જેમ બને તેમ યોગ્ય જલદી કરવા પાછું સુચન કર્યું. પ્રતાપે તેને શાંતિ આપી રજા લીધી.

* * * * * * * * *

મંત્રિ મહોબતસિંહ અને પ્રતાપસિંહ વિજયગઢમાંથી નીકળી તેજ રોજ સાંજના મોડા નવીનદુર્ગમાં આવી પહોંચ્યા. આથી બીજે દિવસે સ્હવારમાં દરબાર વખતે મહારાજા પાસે હાજર થયા. નમન કરી બન્ને પોતાની જગાએ બેઠા.

મહારાજાએ અજીતસિંહ મહારાજ સંબંધી કુશળ વર્તમાનની હકીકત પ્રતાપસિંહને પૂછતાં પ્રતાપે ખબર કહેતાં રાજા સાહેબ તર-

 પથી મહારાજા સાહેબની ખબર પૂછાવી છે એમ કહ્યું. મંત્રિ મહોબતસિંહે પણ વિજયગઢ નરાધિપનાં વખાણ કર્યાં.

આ વાર્તા થઇ રહી એટલામાં અમલગઢથી વ્હેમસિંહ મહારાજનો પત્ર લઇ મોતીલાલ બંકા આવ્યો. તેણે આશીર્વાદ આપી ચીઠ્ઠી મહારાજશ્રીના હાથમાં આપી. મહારાજાએ મંત્રિને વાંચવા આપી. પત્ર વાંચતાં વાંચતાં મંત્રિનો ચહેરો ક્રોધથી લાલચોળ થવા લાગ્યો. મહારાજા સાહેબ અને પ્રતાપસિંહ મંત્રિના મ્હો સ્હામુ જોઇ રહ્યા હતા. તેમને પણ લાગ્યું કે પત્રમાં કાંઇ અવિનયી લખાણ હશે. પત્ર વાંચી મંત્રિએ અરજ કરી કે આ પત્ર અહીં સાંભળવા લાયક નથી. મહારાજાએ ઠીક કહી પત્ર લાવનાર બંકા માટે ઉતારાની તજવીજ કરવાનો હુકમ કરી મંત્રિને તથા પ્રતાપસિંહને પોતાના એકાંત દિવાનખાનામાં બોલાવ્યા. દરબાર બરખાસ્ત થયો.

ખડ્ગસિંહ મહારાજે આસપાસ જોઇ મંત્રીને પૂછ્યું. “ પત્ર વ્હેમસિંહનો છે ને ?”

“ હા મહારાજ. ” મંત્રીએ જવાબ આપ્યો.

“ તેમાં શું લખ્યું છે ?”

“ પત્રમાં ઘણું જ અવિનયી લખાણ છે. ”

“ વાંચો તો ખરા. ” પ્રતાપે કહ્યું.

“ દુષ્ટતાથી ભરેલો પત્ર મારાથી વાંચી શકાશે નહિ. ” મંત્રીએ જણાવ્યું.

“ લાવો ત્યારે પ્રથમ હું પોતે જ વાંચી જોઉં. ” પ્રતાપે કહ્યું. મંત્રીએ પ્રતાપના હાથમાં પત્ર મૂક્યો.

પ્રતાપે પત્ર વાંચવા માંડયો. તે ઉશ્કેરાયો. તેનું મુખ લાલચોળ બન્યું અને પત્ર પૂર્ણ વાંચતાંજ તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ.

પ્રતાપની આંખોમાંથી અગ્નિના તનખા ઝરતા હોય એમ જણાવા લાગ્યું. તેનો હાથ કમ્મરે લટકતી તલ્વાર તરફ વારંવાર વળવા લાગ્યો. તેની આવી સ્થિતિ નિહાળી મહારાજાએ પૂછ્યું, " પ્રતાપસિંહ ! શાન્ત થાવ અને જણાવો કે તે દુષ્ટાત્માએ પત્રમાં શું લખ્યું છે. "

પ્રતાપે કર્કશ સ્વરે કહેવા માંડ્યું. " મહારાજ ? પત્રમાં તે મદાંધ રાજાએ આપણું અપમાન થાય એવું લખાણ લખ્યું છે. તે દુષ્ટના હવે દી–પાણી પરવાર્યા હોય એમ જણાય છે. જગરાય જ્યારે રૂઠે છે ત્યારે ભાવી પણ ભયંકર થાય છે. તે મુજબ તે ચંડાળનું નશીબ પણ ફર્યું છે. આપણે આજ સુધી શાન્ત બેસી રહ્યા હતા. આપણે શાન્તિને જ ઇચ્છતા હતા; પણ તે નાલાયક રાજાએ જ આપણી શાન્તિને વિખેરવા પ્રયત્ન કર્યો છે. બસ હવે તેને તેના કર્મનું ફળ મળવું જ જોઈએ. આ પત્રનો પ્રયુત્તર યુદ્ધ સમયે હું તેને બરાબર આપીશ. "

પ્રતાપનું આવેશમય બોલવું સાંભળી મહારાજાનું ક્ષાત્ર લોહી ઉકળી આવ્યું. તેમણે થોડીક ક્ષણ વિચારવશ રહી પૂછ્યું; " પત્રની હકીકત જણાવશો ? "

" પત્રમાં ઘણી હલકી ભાષા વાપરી છે. "

" બીજું ? "

" રાજકન્યા અને મણીકાન્તાનું માગું કર્યું છે."

" શું આ સત્ય છે ? "

" હા. "

" હું ખરૂં નથી માનતો ? "

" ત્યારે આ પત્ર આપશ્રી પોતે જ વાંચી જુઓ. "

પ્રતાપે પત્ર રાજાના હાથમાં આપ્યો.

ખડ્ગસિંહ મહારાજા વ્યાકુળતાથી પત્ર વાંચવા લાગ્યા.

મહારાજાએ પત્ર વાંચ્યો. વાંચતાં જ ક્રોધથી આંખ્યો લાલચોળ થઇ ગઈ. પત્ર ફાડીને ફેંકી દઈ મહારાજા બોલ્યા કે—" આવેલા પત્ર લાવનારને કહો કે અહીંથી પાછો ચાલ્યો જા. એજ આ પત્રનો જવાબ. "

મહારાજા થોડીવાર સુધી મૌન રહ્યા. આખરે ધીમે અવાજે બોલ્યાઃ—" દુર્જન અમલગઢ ગયો ત્યારથી જ મને લાગ્યું હતું કે તે કોઇને કાંઇ કર્યા વિના નહી ચુકે. હશે, મારા જીવતાં તો તેની ઇચ્છા પૂરી નહી થાય. હવે તમારે પણ પૂરો બંદોબસ્ત રાખવો પડશે. "

પ્રતાપે હાથ જોડી જણાવ્યું કેઃ–"હવે જરૂર વ્હેમસિંહ લશ્કર લેઇ ચઢી આવશે. આપણે આપણા લશ્કરની પણ કવાયત શરૂ કરી તૈયારી કરવા માંડીએ. જ્યારથી તેણે બહુરંગીઓને મોકલ્યા ત્યારથી જ મને તો તેની બદદાનત જણાઇ હતી. હવે વાત ઉઘાડી પડી. "

" વ્હેમસિંહ પાસે ૩૦૦૦૦ નું લશ્કર છે અને મારી પાસે માત્ર ૧૦૦૦૦ નું છે તેથી શું મારે ડરવું ? ! ના ના, એમ ક્ષત્રી પુત્ર કદાપિ નહી ડરે. " મહારાજા બોલ્યા.

"અરે ખુદાવિંદ ! આપની દસ હજારની ફોજ અને તેમાં પાંચ હજારની વિજયગઢની ગણો એટલે ૧૫ હજાર માણસો થયાં. અમલગઢનાં ગીધડાંને મારવા માટે તો માત્ર એક હજાર માણસજ પુરતાં છે." પ્રતાપે સવિનય આગળ કહેવા માંડ્યુંઃ—" કૃપાનાથ ! એક પત્ર મને આપો, સાથે મંત્રિને મોકલો. હું હમણાં જ વિજયગઢ જાઉં છું. વળી જો હજુર પરવાનગી હોય તો વિજયકુમારને પણ સાથે લેતો

આવું. લશ્કરની કવાયત તેમને સોંપો. પછી જુઓ કે કેવો રંગ ઉડે છે. વ્હેમસિંહને નાસતાં પણ ભોંય ભારે પડે છે કે નહીં!!!"

મહારાજા મૌન રહ્યા.

પ્રતાપ અને મંત્રી તેમની સામે જોઇ રહ્યા.

પુનઃ પ્રતાપે કહ્યું; "મારો વિચાર યોગ્ય છે ને ?"

"વિજયકુમારને બોલાવવા એ મને ઠીક લાગતું નથી."

"મહારાજ ! વિજયસિંહ યુદ્ધ નિપુણ છે, તેમના આગમનથી આપણા બળમાં વૃદ્ધિ થશે."

"હું પણ આ વાતને પસંદ કરૂં છું." મંત્રિએ પ્રતાપને ટેકો આપ્યો.

"હા વાત તો સાચી છે. પણ વિજયકુમારને લડાઇનું કામ સોંપવાનો જીવ મને નથી થતો. જો કે તે સર્વ રીતે પ્રવીણ છે તોપણ જેવો મારો છોકરો તેવો જ અજીતસિંહનો, હું કેવી રીતે તેને લડવા જવાનું કહી શકું ? હું કહું તોપણ તેમના પિતા કેમ મંજુર કરે ?" મહારાજાએ કહ્યું.

"મહારાજ ! આપે એવો ખ્યાલ કરવાની કે શંકા ધરવાની કાંઇ પણ જરૂર નથી. વિજકુમાર બેઠાબેઠા આરામ કરે ને આપે લડવા જવું પડે તે યોગ્ય ન કહેવાય. મહારાજા અજીતસિંહ વીર પુરૂપ છે, તે કુમારને મોકલતાં અચકાય જ નહિ. અરે તે તો વાત સાંભળતાં જ કુમારને મોકલશે. વળી ! તેઓશ્રી જાતે પણ તૈયારી કરશે." પ્રતાપે જણાવ્યું.

રાજા સાહેબ પ્રતાપની ઉત્સાહ ભરી વાતોથી ખુશી થતાં તેમણે મંત્રિને આજ્ઞા કરી કે અજીતસિંહ મહારાજને એક પત્ર લખો. તેમાં વ્હેમસિંહે જે આપણને બેઅદબી ભરેલું લખ્યું છે તે અને આપણે તેનો જે ઉત્તર વાળ્યો છે તે તમામ હકીકત લખી જણાવો અને

કરવું તે સંબંધી તેમની સલાહ માગો. આજે ને આજે પત્ર લેઇ ઓ. કારણ હવે વખત ખોવા જેવું નથી. તેમનો ઉત્તર આવતાં મ યોગ્ય લાગશે તેમ કરીશું. મંત્રિએ તુરત જ હુકમ પ્રમાણે પત્ર ખ્યો. મહારાજાએ પોતાની મહોર કરી અને મંત્રિને તેજ ક્ષણે દાય કર્યા.

મંત્રિ પાછલા પહોરના વિજયગઢ આવી પહોંચ્યા અને સીધા તુરસિંહ દિવાનને ત્યાં ગયા. મંત્રિ મહોબતસિંહ આવવાની ખબર ળતાંજ ચતુરસિંહ તેમનો સત્કાર કરવા બહાર સુધી તેડવા આવ્યા. ત્રિને અંદર લેઇ જઇ પોતાને ત્યાં જ ઉતારો આપ્યો. બાદ સર્વ ીકત પૂછી. મંત્રિએ હકીકત જણાવતાં ચતુરસિંહ પણ ગુસ્સામાં ાવી ગયા અને બોલ્યાઃ—ખરેખર હેમસિંહે હવે હદ છોડી લાગે . તે આપણને તો જાણે ગણતો જ નથી. પણ ઠીક છે, હવે જો શે. હવે આપ સાંજના રાજાજીને મળશો.

સાંજના વખતે મંત્રિ મહોબતસિંહ, ચતુરસિંહ દિવાનની સાથે હારાજા અજીતસિંહને મળવા ગયા. કુમાર વિજયસિંહ મહારા-ની પાસે જ બેઠા હતા. મંત્રિએ બન્નેને નમન કરી પત્ર મહારા-ના ચરણે મુક્યો. મંત્રિને યોગ્ય સન્માનથી બેસાડી મહારાજાએ ત્ર વાંચ્યો. પત્ર વાંચતાંજ ગુસ્સામાં આવી ગયા. કાંઇ પણ તે લી ના શક્યા. પત્ર તેમણે કુમારને આપ્યો. કુમારે વાંચ્યો. તે ચતાં તેના ગુસ્સાનો તો પાર જ ન રહ્યો. ક્રોધથી આંખ્યોએ ધારાં આવવા લાગ્યાં. કાંઇક વિચાર કરી કુમારે હાથ જોડી પિ-જી તરફ ફરી કહેવા માંડ્યુંઃ–" મને યુદ્ધમાં જવાની ઘણી જ હોંસ વળી ખરો ક્ષત્રીનો ધર્મ પણ તેજ છે. આવા પ્રસંગો ફરીફરી ળતા નથી. માટે મને આજ્ઞા કરો કે હેમસિંહ નવીનદુર્ગપર ચઢાઈ

કરવા જાય તે પહેલો જ હું અમલગઢ જાઉં અને વ્હેમસિંહને જ કેદ કરી અહિં પકડી લાવું."

"એટલી ઉતાવળની હાલ કાંઇ જરૂર નથી. તમે હાલ તો નવીનદુર્ગ જાઓ. ક્ષત્રીઓને લડાઈ સમયે પિતા પુત્ર, ભાઇ કે ભત્રીજો કોઇ પણ વિશેષ વ્હાલું ગણવાનું નથી. આથી તમે મને પ્રાણથી અધિક પ્રિય હોવા છતાં હું તે યુદ્ધના વખતે પ્રીતિને નહી લેખતાં આજ્ઞા કરૂં છું કે આપણી તમામ ફોજ લઈ તમે જાઓ. ખડ્ગસિંહ મહારાજાને મદદ કરો અને આપણું નામ દીપાવો." આ પછી ચતુરસિંહ તરફ ફરી મહારાજાએ કહેવા માંડયું, "તમામ લસ્કરને જાણ કરો કે રાતની રાતમાં તૈયાર થઈ જવું. કારણ સ્હવારમાં કુમારની સાથે જવાનું છે." મંત્રિ મહોબતસિંહને મહારાજાએ આજ્ઞા કરી કે:-"તમે આજની રાત અહીં જ રહી સ્હવારમાં કુમાર અને લસ્કર લેઇને જ સિધાવજો."

મહારાજા હુકમ આપી મહેલમાં પધાર્યા, મંત્રિને લેઇ ચતુરસિંહ પોતાના મકાને ગયા. કુમાર લડાઈમાં જવાની તૈયારી કરવા લાગ્યો. વિશ્વમોહિનીને મળવાની હોંસમાં રાત્રિ ક્યાં ચાલી ગઇ તેની પણ કુમારને ખબર ન પડી.

---

## પ્રકરણ ૪ થું.

### નવીનદુર્ગમાં વિજયકુમાર.

પ્રાતઃકાળ થયો. સ્નાન કરી પરવારી, લશ્કરી પોશાક ધારણ કરી, શરીર ઉપર શસ્ત્રોથી વિભુષિત થયેલો કુમાર તેની માતાજીની આજ્ઞા લેવા મહેલમાં ગયો. મહા-

રાણીને રાત્રિએ જ ખબર થઇ ગઈ હતી. કુમારને લશ્કરી દમામમાં ઉભેલો જોઈ ક્ષત્રાણી માતાને અંતરમાં ઉંડી પ્રસન્નતા ઉદ્દભવી. કુમારે નમન કરી વિદાયગીરી માગી. મહારાણી સજળ નેત્રે કુમારના શિરપર હાથ મુકી તેને આશિર્વાદ આપતાં બોલ્યાં:–" વીરા વહેલા પધારજો. ક્ષત્રીય નામને દીપાવજો. ક્ષત્રીયવીરનો ધર્મ એ છે કે યુદ્ધના પ્રસંગે મા બાપની મહોબત, એશ આરામ વગેરે સર્વ વૈભવ તજવા. આ સ્મરણમાં રાખજો. વૈરીને પીઠ ન દેખાડશો. પરમાત્મા તમારો વિજય કરશે."

રજા લેઈ કુમાર બહાર આવ્યા. મંત્રિ મહોબતસિંહ પણ એક કુમદા ઘોડા ઉપર તૈયાર જ ઉભા હતા. બન્ને સરદાર આગળ અને પાછળ સમુદ્રની માફક લહેરો મારતી ફોજ ચાલી. હવે નવીનદુર્ગ થોડે જ છેટે માત્ર રહેવાથી કુમારે અશ્વ ઉભો રાખ્યો અને મંત્રિને જણાવ્યું:—" મારો વિચાર આ જંગલમાં આ સ્થાને મુકામ કરી લશ્કરની કંવાયત જોઇ પછી શહેરમાં પ્રવેશવાનો છે. માટે હું તો અહીં જ અટકીશ."

મંત્રિ મહોબતસિંહે જણાવ્યું:—" આપનું કહેવું યોગ્ય છે. મારે પણ પહેલાં જઈ મહારાજાને આપના પધારવાની ખબર આપવી જોઇએ. હું પાછો આવું ત્યારે આપણે શહેરમાં સાથે પ્રવેશીશું."

કુમારે વનવૃક્ષઘટામાં ત્યાંજ મુકામ કરવા લશકરને આજ્ઞા આપી. દહેરા તંબુ થોડીજવારમાં ઉભા થઈ ગયા. જંગલ નગર સમાન બની ગયું. સૈનિકો વિરામ લેવા લાગ્યા. મંત્રી મ્હોબતસિંહે કુમારની રજા લઇ નગર તરફ પ્રયાણની તૈયારી કરી. કુમારે વ્હેલા પાછા આવવાની તેમને સૂચના કરી.

મંત્રિ નવીનદુર્ગ તરફ વધ્યા. નગરમાં જઈ મહારાજા સાહેબને વિજયગઢ જઈ આવ્યાની હકીકત કહેતાં, કુમાર લશ્કર સાથે આવી પહોંચ્યા છે અને એક ગાઉ ઉપર જંગલમાં મુકામ કર્યો છે એવી ખબર આપી.

મહારાજા આ વાર્તા સાંભળતાં ઘણા જ ખુશી થયા અને કહ્યું:- "મુકામી જગા લશ્કરને માટે તો ઉત્તમ છે પણ કુમારને તો અહીં લાવવા જોઇએ. જાઓ સામૈયાની તૈયારી કરો અને સર્વ સરદારો સાથે જઈ કુમારને માનભેર તેડી લાવો.

મહારાજનો હુકમ થતાં જ સર્વ સરદારોને ખબર મોકલવામાં આવી. ઘણા સરદારો તૈયાર થઇ આવ્યા. મંત્રિ કુમારને સત્કાર સાથે શહેરમાં લાવવા ચાલ્યા.

પ્રતાપસિંહ તો ખબર મળતાંની સાથેજ સહુથી પહેલાં જ પ- હોંચી ગયો અને કુમારને કહ્યું.-"મુબારકબાદી."

કુમારે પ્રતાપને જોતાં જ હસી દીધું અને ખુશ ખબર પૂછી.

પ્રતાપે કહ્યું; " જે થયું છે તે ઠીક જ થયું છે અને બાકીનું હવે પુરૂં થશે. " પ્રતાપે જવાબ દીધો અને પછી બન્ને જણા લશ્કરની કવાયત જોવામાં ભળ્યા.

બાદ થોડીવારે મંત્રિ મહોબતસિંહ સરદાર વર્ગ સાથે કુમારને તેડવા આવી પહોંચ્યા. ખડગસિંહ મહારાજાની આશિષ નિવેદન કરી. કુમાર પોતાના અંગરક્ષકો સાથે મહારાજાની મુલાકાતે જવા નીકળ્યા.

વિજયગઢથી કુમાર વિજયસિંહ લશ્કર સાથે ખડગસિંહ મહા- રાજાની મદદે આવ્યા છે અને હમણાં કિલ્લામાં પધારશે એ વાર્તા આખા શહેરમાં ફેલાઇ ગઇ હતી. લોકો જયજયકાર કરવા લાગ્યા. નગરમાં અપૂર્વ ઉત્સાહ વ્યાપી રહ્યો. કુમારને જોવા લોકો

આતુર બન્યા. સવારી જોવા સ્ત્રી પુરૂષો ટોળાબંધ પોતપોતાના મકાનોમાં બેસી ગયાં હતાં. રાજમાર્ગ ઉપર ભીડ વધ્યે જતી હતી. ચઢેલી સવારી જોવા સર્વની આંખો ઉત્સુક જણાતી હતી. સવારી આવવાનો સમય થતાં મહારાજાને પણ ખબર પહોંચી. રાણીવાસમાં મહારાણીએ પણ હકીકત જાણી. એક ઉંચી અટારીએ ઘણી દાસ દાસીઓ અને સરદાર વર્ગની સ્ત્રીઓ સાથે મહારાણી, વિશ્વમોહિની, મણીકાન્તા, વસંતમાલતી, વગેરે સવારી જોવા બેઠાં. મહારાજા પણ મહેલના છજામાં સવારી નીહાળવા આવ્યા. થોડીજ વારમાં સવારી નગરમાં પ્રવેશી. "ખડ્ગસિંહ મહારાજની જય, વિજય કુમારની જય" ના ધ્વનિ પ્રતિધ્વનિઓ ગર્જના કરવા લાગ્યા.

સ્વારીની શોભા ઓર બની હતી. અને નગરમાં ધીમેધીમે ઠાઠમાં આવી રહી હતી. સર્વ કોઇ વિજયકુમારનાં એકે અવાજે વખાણ કરતાં હતાં. મહારાણી સવારી છજામાંથી જોઇ રહ્યાં હતાં. બહુ દિવસો પર કુમારને જોયેલા. આજે આવા ઠાઠમાં કુમારને આવતા જોયા. અંતરમાં સ્વાભાવિક પ્રીતિ ઉદ્‌ભવી અને "વિશ્વમોહિનીના લાયક તો આ વિજય કુમારજ છે અને ગમે તેમ થાય પણ તેમનેજ પુત્રિનો હાથ સોંપીશ." એવા શબ્દો તેમના મ્હોમાંથી નીકળી ગયા. વિશ્વમોહિની અને મણીકાન્તા પણ બીજી બાજુથી સવારી જોઇ રહ્યાં હતાં. વિશ્વમોહિની ધારીધારી કુમારને નિહાળતી હતી. મણીકાન્તાએ આડી નજરે કુમાર તરફ જોયું. કુમારી શરમાઇ ગઇ.

સવારી લગભગ કિલ્લા પાસે આવી પહોંચી. મહારાજા છજામાંથી નીચે ઉતરી આવ્યા. સ્વારી આવી પહોંચી. વિજયસિંહે અશ્વ ઉપરથી ઉતરી મહારાજાને ઘણાજ વિનયથી નમન કર્યું. મહારાજાએ તેમને અંતરથી આશિર્વાદ આપ્યો અને હાથ ઝાલીને સીધા મહેલમાં લેઇ

ગયા. મહારાણી બન્નેને મહેલમાં આવતા જોઇ છેક આગળ સુધી લેવા આવ્યાં. કુમારે તેમને પણ માતા તુલ્ય માન આપી નમન કર્યું. મહારાણીની આંખ્યોમાં પ્રેમાશ્રુ ઉભરાયાં. આશિર્વાદ આપ્યો. સર્વ બેઠાં. મહારાજાની ડાબી બાજુ મહારાણી અને જમણી બાજુ કુમારે આસન લીધાં. ચારે બાજુ દાસીઓની ભીડ ઉભરાઇ. સર્વ દાશીઓ ઉમદા ઉમદા શણગાર અને વસ્ત્રોથી વિભૂષિત હતી. વિશ્વમોહિની એક કમાડના ઓથે રહી કુમારને જોતી ઉભી હતી. મળવાનું તો ઘણુંએ મન હતું, પણ શું કરે ?! કુમાર પણ ચારે બાજુ વિશ્વમોહિનીને જોવા આંખ્યો ફેરવી રહ્યા હતા.

થોડી વાર મહેલમાં બેસી મહારાજાસાહેબ કુમાર સાથે ઉઠ્યા અને દિવાનખાનામાં પધાર્યા. ખાસ આરામગૃહની પાસેનું જ સુશોભિત એક દિવાનખાનું કુમારના ઉતારા માટે નક્કી કરવામાં આવ્યું. મહારાજાને વિદાય કરી કુમાર પોતાના ઉતારાવાળા ખંડમાં ગયા. વિશ્વમોહિનીનાં દર્શન થયાં નહીં તેથી ચિંતા થવા લાગી. એવામાં પ્રતાપસિંહ આવી પહોંચ્યો. ઉદાસીનું કારણ જાણી પ્રતાપે તેને શાંતિ આપી અધિરા ન બનવાનું સૂચવ્યું.

બીજે દિવસે સ્હવારે સ્નાન પૂજાથી પરવારી કુમારશ્રી પણ દરબારમાં પધાર્યા. પોતાના સિંહાસનની પાસે જ એક રત્નજડિત ખુરશી કુમાર માટે ગોઠવવામાં આવી. તે ઉપર ઘણાજ માન સાથે કુમારને મહારાજાએ બેસાડયા. આવેલી તમામ ફોજને રાજ દરબાર તરફથી બંદોબસ્ત કરવા મહારાજાએ મંત્રિને હુકમ આપ્યો. કુમારે જણાવ્યું કે—"કશા બંદોબસ્તની જરૂર નથી. સર્વ સામાન અને બંદોબસ્ત સાથે અમે આવ્યા છીએ."

"શું આ રાજ્ય પારકુ ગણ્યું !? એમ ના થાય, સામાન આવ્યો છે તો વળી કામમાં આવશે." કહી મહારાજાએ પોતાના

તરફથી સર્વે બંદોબસ્ત કરવા ફરી આજ્ઞા કરી. વિજયકુમારથી કાંઇ પણ ન બોલાયું.

હવે મહારાજાએ પોતાની તમામ ફોજનું ઉપરીપણું પણ કુમારને સોંપતાં જણાવ્યું કે-તમે તમારી મરજીમાં આવે તે પ્રમાણે તમામ લસ્કરનો કવાયત વિગેરેનો બંદોબસ્ત કરો. કુમારે નમન કરી સ્વીકાર કર્યો અને પ્રતાપને કહ્યું:-તમે છાવણીમાં જાઓ. આપણી વિજયગઢની ફોજના ત્રણ વિભાગ કરો. બે બે હજાર માણસોને નવીનદુર્ગની બે બાજુ ઉપર મુકો ને હજાર માણસના દશ ભાગ પાડી સો સો માણસની ટુકડીને પાંચ પાંચ ગાઉ આમતેમ ફરતી રહેવાનો બંદોબસ્ત કરો. વળી જાસુસોને પણ રવાના કરી દો. નવીનદુર્ગનું લસ્કર આપણે કાલે તપાસી યોગ્ય લાગશે તેમ તેની વ્યવસ્થા કરીશું. પ્રતાપસિંહ તુરત જ હુકમનો અમલ કરવા ઉઠયો. મહારાજા કુમારની વ્યવસ્થાપક શક્તિ જોઇ મનમાં જ તેનાં વખાણ કરવા લાગ્યા. આવતી કાલે લસ્કરની કવાયદ થશે એવી ખબર સર્વ સેનાને આપવામાં આવી. એટલામાં જાસુસોએ આવી ખબર આપી કે અમલગઢથી હેમસિંહ મહારાજા ૩૦૦૦૦ ના લશ્કર સાથે નીકળ્યા છે. બે ત્રણ રોજમાં આવી પહોચશે. વિજયકુમારે હિમ્મતથી ઉતર વાળ્યો કે—કાંઇ ફિકર નહી. તમે તમારા કામમાં લાગી જાઓ.

બીજે દિવસે લસ્કરની કવાયદ કુમારે જાતે જોઇ. મંત્રિએ અહમદ તથા મહમદના વફાદાર મુસલમાનોને કમી તો કર્યા હતા તોપણ હજી આશરે હજારેક રહી ગયા હતા. કુમાર કવાયદ જોઇ સંતોષ પામ્યા પણ મુસલમાનોપર ગુસ્સો ચઢયો. મહારાજા પણ સમજી ગયા અને તેમને એકદમ દુર કરવા ધીમેથી કુમારને સુચવ્યું. કુમારે ઉત્તર આપ્યો કે:-"જી ના. તેમ કરવાથી તે તમામ દુસ્મ-

નને મળી જશે. માટે તેમને દુર કરવા તે યોગ્ય નથી પણ તે સ
તો દુશ્મનને અટકાવવા સર્વેથી મોખરે રાખવા. તેમની પા
એક તોપખાનું અને થોડી અમારી ફોજ રહેશે. જો તે લો
નિયત ખરાબ જણાશે અને તે નાસવાનો ઇરાદો કરશે તો તુરત
તોપનો મારો ચાલતો કરીશું અને સર્વેને પૂરા કરી દઇશું. આથી
લોક પાછા ફરીને મફત માર્યા જવાના કરતાં સ્હામે મ્હોંયે જ
લઢશે. આથી ઘણો લાભ થશે. મહારાજાસાહેબને આ યુ
ઘણીજ પસંદ પડી. અંતરમાં તે કુમારની પ્રશંસા કરવા લાગ્યા

કવાયદ પુરી થઇ. ખડગસિંહ મહારાજા મહેલ તરફ પ
પધારવા તૈયાર થયા. કુમાર વિજયસિંહે પોતાની છાવણીમાં
પ્રતાપસિંહે કરેલો બંદોબસ્ત જોવાની ઇચ્છા જણાવી મહારાજ
રજા લીધી. સાયંકાળ પહેલાં પાછા પધારવાનું કહી મહારાજ
રજા આપી અને કુમાર એક તેજી ઘોડા ઉપર બેસી છાવ
તરફ જવા નીકળ્યો.

છાવણી થોડેજ દુર રહી એટલામાં સ્હામેથી પ્રતાપસિંહ
ઉમદા ઘોડા ઉપર સ્વાર થઇ આવતો જણાયો. પ્રતાપ આવી પ
ચતાં કુમારે પોતાનો અશ્વ રોકયો અને પૂછ્યું:—"કેમ વ્યવસ્થા
દીધી કે તમે આ તરફ પાછા આવ્યા ?!"

" ઘણીખરી વ્યવસ્થા થઇ ચૂકી છે. થોડી બાકી છે તે હવે
થશે. પણ વ્હેમસિંહ અમલગઢથી નીકળી ચુકયો છે. તેના રંગી
પણ આવી પહોંચ્યા છે. માટે સાવચેતી રાખવાની ખાસ જરૂર
જણાય છે. મને એમજ થઇ આવ્યું કે જાણે પેલા કેદીને
દિવસથી પુર્યા છે તે જોઇ આવવું. આથી આપને તેડવા હું આ

હતો. એટલામાં તમે સ્હામા મળ્યા તે ઠીક થઈગયું. " પ્રતાપે ઉત્તર વાળતાં પોતાની ઇચ્છા જણાવી.

બાદ બન્ને મિત્રો ઘોડે સ્વાર થઈ ગૂપ્ત ખંડીએર તરફ જવા નીકળ્યા.

## પ્રકરણ ૫ મું.

### અજબ યુક્તિ.

સાંજ પડવા આવી હતી. સૂર્ય ભગવાનનાં ઉષ્ણ કિરણો કંઇક શાન્ત થયાં હતાં. પવનમાં પણ શિતળતા આવી હતી. ભાસ્કર ભગવાન પશ્ચિમાકાશ તરફ ઝડપથી ગમન કરી રહ્યા હતા. ગાયો બકરાંના ગોવાળ ખભા પર લાકડીઓ મૂકી ગામ તરફ જતા હતા. પંખીઓ આનંદથી આમ તેમ ઉડી મધુરા શબ્દો બોલી વનલીલાને વધુ રમ્ય બનાવતાં હતાં. પ્રતાપ અને વિજયસિંહના અશ્વો પૂરપાટ દોડતા હતા. પ્હાડી જમીન, ખાડા ટેકરાવાળો માર્ગ; અશ્વોને ઘણીજ સંભાળપૂર્વક ચલાવવા પડતા હતા પ્હાડી પ્રદેશથી ટેવાએલા ઘોડાઓ જોકે વિજળીના વેગે દોડતા હતા. પણ પોતાના માલીકોને લગાર પણ આંચકો આવવા દેતા નહિ. પ્રતાપ અને કુમાર મૌનતાથી માર્ગ કાપતા હતા. ખંડેર દૂર હતું. રાત્રિ પડતાં તેમને પાછું ફરવું હતું. આથી તે જલ્દીથી પહોંચી જવાની ઇચ્છા ધરાવતા હતા. છેવટે તેઓ ખંડેરથી થોડેક દૂર આ-વ્યા. આ સ્થળેથી એક સાંકડી નેળ શરૂ થતી હતી. અંદર અંધારૂં ઘોર હતું. બન્ને જણા ઘોડેથી નીચે ઉતર્યા અને ત્યાંજ આવેલા

એક વૃક્ષના થડે ઘોડાને બાંધી બન્ને અંદર પ્રવેશ્યા. પ્રતાપે ગુપ્ત ફાનસ અગાઉથી સાથે રાખ્યું હતું તે ફાનસ આ વખતે સળગાવવામાં આવ્યું. ફાનસના અજવાળે બન્ને વીર યુવકો આગળ વધવા લાગ્યા. આ નેળ લગભગ અર્ધો ગાઉ લાંબી હતી. પૂરી થતાંજ ખ આવતું. ચાલતાં ચાલતાં પ્રતાપે પૂછયું; "કુંમાર! આ યુદ્ધમાં શું થશે

કુમારે આશ્ચર્ય પામી પ્રતાપના સામે જોઇ કહ્યું; " આ પ્રશ્ન પ્રતાપ પૂછશે જાણી હું આશ્ચર્ય પામું છું."

"શા માટે ?"

"વીર યોદ્ધાના મુખમાંથી આવા ઉદ્દગારો સાંભળીને."

"મારા ઉદગારો સત્ય છે."

"એટલે ?"

"મને શંકા છે."

"શાની ?"

"વિજયની"

"વિજય તો તારી નજદીક છે." કુમારે હસીને કહ્યું.

"એતો છે, પણ યુદ્ધમાં વિજય વરવાની મને આ વખતે ઘ શંકા છે."

"કારણ ?"

"શત્રુનું સૈન્ય વધારે છે."

"તેથી શું થઇ ગયું ? આપણો એક સૈનિક શત્રુના દસ નિકોને હરાવવાની શક્તિ ધરાવે છે. વળી શત્રુ સૈન્યમાં ઘણા વ્યસની શોખાઉ અને નાચ ગાનના શોખીનો છે. આવાઓની વિજય મેળવવો એતો સ્હેલું કામ છે. પ્રતાપ ! તું બહાદુર છે. મરણીયો યોધ્ધો અનેકને સંહારે છે એ તું કેમ ભૂલી જાય છે

વળી તને એક બીજી બાબત જણાવું છું. તે એ કે શત્રુ સૈન્યની સરદારી અત્યારે જેઓના હાથમાં છે તેઓ બાયલા છે. તેઓ વ્યંડળોના મિત્રો છે. એ લોકો પ્રથમ બહારવટીયા હતા. પણ જ્યારથી તેમને વ્યંડળોની દોસ્તી થઇ ત્યારથી બાયલા બન્યા અને પરીણામે ગુલામી કરવા લાગ્યા. ”

“ શું આ ખરૂં છે ? ” પ્રતાપે વિસ્મિત વદને પૂછ્યું.

“ હા, શું આ વાતની તને ખબર નથી ? ”

“ બિલ્કુલ નહિ. ”

“ સાંભળવી છે ? ”

“ હા. ”

“ સાંભળ. હેમસિંહ રાજાના જે ચાર સરદારો આજે લશ્કરની સાથે આવ્યા છે; તેઓ પહેલાં મારવાડના એક નાના ગામના ગરાસદાર હતા. તેમને કોઇ કારણસર રાજ્ય સાથે ટંટો થયો. આથી રાજાએ તેમનાં ઘર જમીન વગેરે લઇ લીધું. આખરે ચારે જણા ગામ ત્યાગી બહારવટે નીકળ્યા. એ ચાર જણા ઘણા બહાદુર અને સાહસીક હતા. તેમણે રાજ્ય સામે બહાવટુ કરવા માંડયું. ગામડાઓમાં લૂંટફાટ કરવા માંડી. સરકારી માણસોને મારવા માંડયાં. જાત્રાળુ અને મુસાફરોને લુંટવા લાગ્યા. રાજ્યના અમલદારો તેમની સામે થયા પણ તે બહારવટીયાઓના હાથે કેટલાક મરાયા અને કેટલાકને નાશી જવું પડયું. ચારે તરફ ત્રાસ વર્તાઇ રહ્યો. રસ્તાઓ ઉજ્જડ બની ગયા. રાજ્ય તરફથી ઘણાએ પ્રયત્નો થયા પણ સઘળા વ્યર્થ ગયા. આખા પ્રદેશમાં બહારવટીઆઓનો ત્રાસ વર્તાઇ રહ્યો. આખરે રાજાની તીજોરી પણ લુંટાઇ. રાજા અને પ્રજા તે બહારવટીયાઓથી ધ્રુજવા લાગ્યા. બહારવટીયાઓએ રાજાને ચેતવણી આપી જણાવ્યું

કે જો અમારા ગરાસ ઉપરાંત અમુક ગામો અમને આપી અમ સાથે સમાધાન નહિ કરો તો ટુંક સમયમાં અમે નગરમાં લુંટ લાવીશું અને હરકોઇ ઉપાયે તમારૂં ખૂન કરીશું. રાજાને અ ચેતવણી મળવાથી રાજા ભયભીત બન્યો અને તેણે તરત જ ૨ સાંઢણી સ્વાર મદદને માટે આપણી તરફ મોકલ્યો. તે સ્વાર મ બાપુજી પાસે આવ્યો. બાપુજીને તે રાજાની દયા આવી અને તેણ તે જ ક્ષણે આપણા જયમલસિંહજીને સો ઘોડેસ્વાર સાથે માર જવા કહ્યું. જયમલસિંહ મારવાડ ગયા. રાજાને મળ્યા. રાજ સઘળું દુઃખ તેમને નિવેદન કર્યું; જયમલસિંહે બહારવટીઆએ તપાસ લાવવા જાસુસો રવાના કર્યા. એક દિવસે ખબર મળી બહારવટીઆ અમુક જગાએ એકઠા થયા છે અને કસુંબા પી રહ્યા જયમલસિંહ તરત જ ઘોડે ચઢયા. તેમની સાથે પચાસ બહા પણ અશ્વારોહી થયા. સઘળાઓએ ઘોડા દોડાવી મૂક્યા. તે એક વિકટ જંગલમાં આવ્યા, કે જ્યાં બહારવટીઆ તેમના મં સાથે કસુંબા પાણી કરી રહ્યા હતા. જયમલસિંહની સાથેના : સરદારે છાનો છાપો મારવાનું કહ્યું. પણ જયમલસિંગે જણા કે આપણે એવી રીતે વર્તવું એ તો નામર્દનું કામ છે. મર્દ તો ત કહેવાય કે જે દુશ્મનને ચેતાવીને સામી છાતીએ લઢે આપણે દુશ્મનને ચેતાવવા છે અને પછી જ તેમને પકડવા આટલું કહી તેમણે રણશીંગું વગાડયું, બહારવટીયા ચેત્યા ઉભા થયા. તેમની સાથે એ વખતે લગભગ સાડેક માણસો પરસ્પરમાં તીર અને ગોળીઓ છૂટવા લાગી. જયમલસિંહે ઘર કર્યો અને તીર ગોળીઓની દરકાર કર્યા વિના શત્રુઓની નજીક હોંચી જઇ શત્રુઓને નાશ કરવા માંડયો. જોતજોતામાં શત્રુએ

ઘણાં માણસો મરાયાં. ચારે બહારવટીયા ગભરાયા અને અંતે લડવું છોડી દઇ જીવ બચાવવા નાશી છૂટયા. તેઓના જીવતા રહેલા માણસોને કેદ કરી જયમલ રાજા પાસે આવ્યો, રાજા ખુશી થયો. તેણે જયમલનો સારો સત્કાર કર્યો અને પછી પંદર દિવસ ત્યાં રાખી મોટા શીરપાવ આપી જયમલને વિદાય કર્યો. જયમલે રાજા અને પ્રજાનું દુઃખ ટાળ્યું. નાશી છૂટેલા બહારવટીયા દેશમાં જવાની પ્રતિજ્ઞા કરી વ્હેમસિંહ રાજાની હદમાં નિવાસ કરી લૂંટફાટ કરવા લાગ્યા. ત્યાં પણ તેમનો જુલ્મ શરૂ થયો. વ્હેમસિંહના સઘળા પ્રયત્નો વૃથા ગયા. બહારવટીયાઓએ વ્હેમસિંહના અનેક અમલદારોનાં ખૂન કર્યાં. આથી કોઇપણ અમલદાર બહારવટીયાઓને પકડવાની હિંમત કરી શક્યા નહિ, બહારવટીયાઓનું તોફાન દિન પ્રતિદિન વધતું ગયું. પણ કુદરતી કળા કંઇ અવનવી છે. ચારે બહારવટીયા દિવસના લુંટ કરી રાત્રિના સમયે એક નાના ગામમાં જઇ રહેતા. એ નાના ગામમાં પાંચ વ્યંઢળો રહેતા હતા. એ વ્યંઢળો અને બહારવટીયાઓ વચ્ચે દોસ્તી બંધાઇ. આખી રાત દારૂ અને ગાનમાં ગુજારતા. આ દોસ્તી લાંબો વખત રહી. વ્યંઢળો તેમના બહારવટીયા મિત્રોને હમેશાં કહેતા હતા કે અમને પણ લુંટ કરવા સાથે લઇ જાવ. પણ બહારવટીયાઓ તેમને સાથે લઇ જતા નહિ. આથી તેઓએ લુંટમાં સાથે જવાનો નિશ્ચય કર્યો. અને એક રાતના તે નિશ્ચય મિત્રો આગળ જાહેર કરી સાથે જવાની હઠ કરી. બહારવટીયાઓએ તેઓને ઘણા સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. આથી નિરૂપાયે તેઓને સાથે લઇ બહારવટીયાઓ લુંટને માટે નીકળ્યા. ચાલતા–ચાલતા તેઓ એક અઘોર જંગલમાં આવી પહોંચ્યા. બહારવટીયાઓના બીજા માણસો બાતમી મેળવવાને માટે અગાઉથી

નીકળી ચૂકેલા હતા. તેમાંના કેટલાક ખબર લાવ્યા કે જાત્રાળુઓ આ તરફ આવે છે. બહારવટીયા તૈયાર થયા. તે અગાઉ તેમણે તેઓના મિત્રોને ઝાડીમાં છૂપાઇ જવાનું સુચવ્યું. વ્યંઢળો ઝાડીમાં છૂપાઇ સઘળો બનાવ અવલોકવા લાગ્યા. જાત્રાળુઓ આવી પહોંચ્યા. બહારવટીયાઓ તે જાત્રાળુઓ પર ટૂટી પડયા, નાશ ભાગ શરૂ થઇ. જાત્રાળુમાંના કેટલાક માણસો મરાયા. કેટલાક નાશી છૂટયા. બહારવટીયાઓને આ લુંટમાં સારો માલ મળ્યો. આવી રીતે ત્રણ ચાર લુંટમાં વ્યંઢળો બહારવટીયાઓની સાથે રહ્યા. છેવટે તે વ્યંઢળોને પણ લુંટ કરી બહાદુરી બતાવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. આ ઇચ્છા તેમણે તેમના મિત્રોને જણાવી. તેમની એ વાત બહારવટીયાઓએ હશી કાઢી. પણ અતી આગ્રહ થવાથી અંતે તેમની ઇચ્છા માન્ય થઇ. વ્યંઢળો વીર વેશ ધારણ કરી લુંટ કરવા નીકળ્યા. તેમની સાથે ચારે બહારવટીયા હતા. એક જન શૂન્ય સ્થાનમાં આવી સઘળા બેઠા. બપોર થતાં મુસાફરોનો કાફલો આવવાના સમાચાર મળ્યા. આ કાફલાની સાથે પાંચેક હથીઆર બંધ માણસોં પણ હતા. બહારવટીયાઓએ આ વખતે પૂષ્કળ દારૂ પીધો હતો. તેમણે તેમના વ્યંઢળ મિત્રોને પરાક્રમ કરવાની તૈયારીનું સુચન કર્યું. બહારવટીયા શાન્ત બેસી રહ્યા. વ્યંઢળો ઉઠયા અને માર્ગ વચ્ચે ઉભા. થોડીવારે કાફલો આવતો જણાયો. મુસાફરો દૂરથી બહારવટીયાઓને માર્ગ વચ્ચે ઉભેલા જોઇ ગભરાયા અને પાછા ફરવાનો વિચાર કરવા લાગ્યા. આ બાજુ માર્ગ વચ્ચે ઉભેલા વ્યંઢળોએ વિચાર કર્યો કે, આપણા મિત્રો લુંટ કરતાં પહેલાં જબરા ખુંખારા કરતા કે જેથી સઘળા ભયભીત બનતા. માટે આપણે પણ પ્રથમ ખુંખારા કરી શત્રુઓને ચેતાવવા જોઇએ. આમ વિચારી તેઓએ પણ જોરથી

ખુંખારા કરી નિત્યના નિયમ પ્રમાણે માતાજીનું નામ ઉચ્ચારી નધા-રામાં તાલીયો પણ બજાવી. મુસાફરો જાણી ચૂક્યા કે આ અવાજ બહારવટીયાઓનો નથી પણ હિજડાઓનો છે. આથી તેઓને શૂર ચઢયું અને સઘળો કાફલો તેમની તરફ મારો કાપોના પોકાર પાડતો દોડી આવ્યો. વ્યંઢળો ગભરાયા અને જ્યાં બહારવટીયા બેઠા હતા ત્યાં દોડી આવ્યા. પણ હવે શું ? શૂરમાં દોડી આવેલા માણસો તેઓની પર ટૂટી પડયા. બહારવટીયા ગભરાયા; અને પોતાનો બચાવ કરવા ઉભા થયા. પણ બચાવ શી રીતે કરે ? હિજડાઓએ રોકકળ કરી મૂકયું. પરીણામ એ આવ્યું કે એક બહારવટીયા સિવાય બાકીના બધા ઘાયલ થયા અને હિજડાઓ સાથે તમામ પકડાયા. મુસાફરોને બીજી મદદ આવી મળી. કેદીઓને લઈ જવામાં આવ્યા. હેમસીં-હના દરબારમાં તેમને ઉભા કર્યા. છેવટે રાજાએ તે લોકોને કંઇપણ શિક્ષા નહિ કરતાં લશ્કરમાં જમાદાર બનાવ્યા અને પછી તેઓ મોટા હોદ્દે ચઢી સરદાર બન્યા. તેજ સરદારો આ વખતે લશ્કર સાથે આવ્યા છે. પ્રતાપ ! હિજડાના મિત્રોને હઠાવતાં આપણને બીલકુલ વાર લાગશે જ નહિ. આપણે પહેલા જ સપાટે તેમનો પરાજ્ય કરીશું." કુમારે સઘળી વાત જણાવી.

પ્રતાપ થોડીકવાર મૌન રહી બોલ્યો; "બરાબર છે. સોબત તેવી અસર. બહારવટીયા જોકે બહાદુર હતા અને તેઓ ભયને પણ પીછાનતા ન્હોતા, પણ હિજડાઓના સંગ દોષથી પકડાયા અને ભયને ઓળખતા થયા. જો વાત આવી જ હોય તો એ નિર્માલ્યોને નસાડી મૂકતાં અગર કેદ પકડતાં આપણને ઘણી મુશીબત નડશે નહિ."

"અરે બિલ્કુલ નહિ." કુમારે હિંમતથી જણાવ્યું.

આવી રીતે વાર્તા કરતા બન્ને મિત્રો અંધારી નેળ પૂરી ક
મેદાનમાં આવી ઉભા. પ્રતાપે ફાનસ ઓલવી નાખ્યું. દરવાજો સ
જ આવ્યો હતો.

આ વખતે પ્રતાપ કંઇક ઉંડા વિચારમાં પડયો હોય એ
કુમારને જણાયું. તરત જ વિજયકુમારે પૂછ્યું.

" કાં ભાઇ શું વિચાર કરે છે ?"

" કંઇ નહિ, ખંડેર આવી પહોંચ્યું."

" હા, ચાલો."

" આજે મારી બીજી જ મરજી છે."

" શું ?"

" આજે મારૂં કામ તમે કરો."

" પણ શું ?"

" આ દરવાજો ઉઘાડવાનું અને વાસવાનું."

" અહોહો, એમાં તે શું ?"

" ચાલો ત્યારે શરૂઆત કરો. બરાબર સમજ છે ને ?"

" હા."

" સંભાળ રાખજો."

" કંઇ ફિકર નહિ."

વિજયકુમાર આગળ વધ્યો. પ્રતાપ આસપાસ નજર ક
તેની પાછળ ચાલ્યો. બન્ને જણા દરવાજાની નજીક આવી ઉભા. ર
પ્રતાપે સંભાળ પૂર્વક દરવાજો ઉઘાડવાનું સૂચવ્યું. વિજય કુમાર હ
હસતો છેક નજીક ગયો. પૂર્વોક્ત રીતી પ્રમાણે દરવાજો ઉઘાડ
બંન્ને વાતો કરતા ઝરણના કિનારા સુધી ગયા તો
મહમદ અને ચટ્ટુ ચંદુલાલને એક ચોતરા ઉપર બેઠા બેઠા વાતો ક

જોયા. બન્નેના પગમાં બેડીઓ હતી. કુમારને જોતાં બન્ને ઉભા થયા, નમીને સલામ કરી અને અરજ કરી કેઃ—"હવે અમારી કસુર માફ થવી જોઇએ."

કુમારે થોડા દિવસ ધીરજ ધરવાનું કહી શાંતિ આપી.

પ્રતાપસિંહ અને કુમાર ઘણીવાર સુધી અહીં રોકાયા. ત્યાં ઉગેલાં ફળફળાદિ ખુબ ખાધા પછી બહાર નીકળવા પાછા ફર્યા. દરવાજા પાસે આવતાં પ્રતાપે કહ્યુંઃ–"જ્યારે આ દરવાજો તમે ઉઘાડયો છે તો બંધ પણ તમેજ કરો."

"હા, હું જ બંધ કરીશ." કહી ઉત્સાહપુર્વક કુમારે દરવાજો બંધ કર્યો અને બન્ને ઘોડેસ્વાર થઇ પાછા ફર્યા.

જ્યારે લગભગ કિલ્લા ( નવીનદુર્ગ ) ની પાસે આવી પહોંચ્યા. ત્યારે પ્રતાપે કુમારને જણાવ્યું કે આપ પધારો, હું છાવણીમાં થતો આવું. કુમારે વારૂ કહેતાં પ્રતાપે છાવણીનો માર્ગ પકડયો. કુમાર કિલ્લા તરફ વળ્યા અને થોડીવારમાં ત્યાં પહોંચી ઘોડેથી ઉતરી પોતાના ઉતારામાં આરામ કરવા લાગ્યા.

રાત્રિ પડી. દીપકો પ્રકાશવા લાગ્યા, કોલાહલ ધીમે ધીમે શાન્ત થવા લાગ્યો. વિજયકુમાર મિત્રની રાહ જોઇ રહ્યો. રાત્રિનો દ્વિતીય પ્રહર થતાંજ વીર પ્રતાપ કુમારની પાસે આવ્યો. કુમારે તેને સ્નેહાલિંગન આપી પૂછ્યું, "કાં દોસ્ત! શું ખબર છે?"

"ખબરમાં નવું કાંઈ નથી."

"મણીકાન્તાનું મિલન થયું હતું?"

"હા."

"ક્યારે?"

"અહિં આવતાં પહેલાં."

"તમે ત્યાં ગયા હતા કે તે સ્વયં તમારી પાસે આવ્યાં હતાં ?" કુમારે હસતા વદને પૂછ્યું.

"નહિ, હું જાતેજ તેની પાસે ગયો હતો."

"કંઈ કામ હતું ?"

"ના, સ્હેજ."

"પ્રેમના પ્રબળ પ્રવાહે તમને ત્યાં ધકેલ્યા હશે નહિ વારૂ ?"

પ્રતાપ કંઈ બોલ્યો નહિ; માત્ર હસ્યો.

વિજયકુમારે કહ્યું; "પ્રતાપ! પ્રેમવેદના કેવી છે તે તું બરાબ સમજે છે. મારાથી હવે આ કષ્ટ સહન થતું નથી. આપણે અ શત્રુઓ પર વિજય મેળવવા આવ્યા છીએ, પણ તે કામમાં જી લાગતો નથી. દિવસે અને રાત્રિએ સુંદરીઓનાજ વિચાર આવ્યા ક છે. ભાઈ! શું આ ઓછું દુઃખ કહેવાય ?"

પ્રતાપ હસ્યો અને બોલ્યો; "લોકો યૌવનાવસ્થાને આનંદ અ સુખમય માને છે. પણ તે સુખ અને આનંદ જેને રસીક રમણીએ મળી હોય છે તેને પ્રાપ્ત થઇ શકે છે. બાકી તમારા અને મારા જે દશાવાળા તો યૌવનાવસ્થાથી અકળાય છે. રમ્ય રમણીઓ આપણ આજ્ઞામાં છે, આપણી સમીપમાં છે; પણ આપણને આનંદ ક્યાં છે સુખ ક્યાં છે ? વિરહાવસ્થાથી બળ્યા કરીએ છીએ. મનમાં એ થાય છે કે આથી તો સાધુ બાવા બની જવું તે વધારે સારૂં."

"સાધુ બની શું કરવું ?" કુમારે સહજ હસીને પૂછ્યું.

"પહાડની તળેટીમાં જઇ રહેવું."

"પછી ?"

"ભગવાનની ભક્તિ કરવી."

"પછી ?"

" પછી શું ? "

" ભગવાનની ભક્તી વખતે મન રમણીની ભક્તી કરતું હશે તો ભગવાનની ભક્તિ કેવી રીતે ફળશે ? "

" એ પણ ખરૂં છે. મનને સંતોષ થયા વિના ભગવાનની ભક્તિ નકામી છે. મન મરવાથીજ ભક્તી-મૂક્તી મળે છે. "

" ત્યારે પ્રથમ એજ ઉપાય કરોને ? "

" શું ? "

" રમણીયો સાથે લગ્નથી જોડાવાનો. "

" શત્રુપર વિજય મેળવીને પ્રથમ હું તેજ કામ કરવાનો છું. કુમાર ! બીજી કંઇ વાત જાણી કે ? "

" શું ? "

" મણીકાન્તા-વસંતમાલતી અને રાજકન્યાએ પ્રતિજ્ઞાઓ કરી છે. "

" શી ? "

" શત્રુઓ પર વિજય મેળવ્યા પછી તરતજ આપણને વરમાળાઓ આરોપવાની. "

" આ આનંદની વાત. વારૂં, વસંતમાલતી કોને પરણશે ? "

" પેલા......બાહુકને ? "

" કયો બાહુક ? "

" આપણો નવલ. "

" તે બન્ને કોઇ વખત મળ્યાં છે ? "

" અરે ઘણી વખત ? નવલ નવ નવા વેશથી વારે ઘડીએ તેની પ્રેમપ્રતિમાને મળે છે. "

" શું ખરૂં કહે છે ? "

"હાજી, પ્રથમ આપણે જે વખતે બગીચામાં બેઠા હતા અને તે બાહુકના વેશમાં નાચતો-કુદતો આપણને ચેતાવવા આવ્યો હતો અને પછી પાછા જતાં વસંતમાલતીને પકડી થોડે સુધી ખેંચી ગયો હતો; તે યાદ છેને?"

"હા, બરાબર હવેજ મને સમજ પડી, પણ નવલ તો આપણાથી ઘણો આગળ વધ્યો."

"હા, બન્નેનાં મન મળી ચૂક્યાં છે."

"ત્હારૂં કહો હવે છાવણીમાં જઈ શું કર્યું?"

"દરેક સરદારોને મળી જે સૂચના આપવાની હતી તે આપી દીધી."

"એ ઠીક કર્યું. મહારાજા મળ્યા કે?"

"ના; હું તો ત્યાં ગયોજ નથી."

"આજે બિલ્કુલ તેમને મળ્યોજ નથી?"

"ના."

"કેમ વારૂ?"

પ્રતાપે ઉત્તર વાળ્યોઃ—આપના હુકમ પ્રમાણે સર્વે વ્યવસ્થા કરી દીધી. આખો દિવસ એક ઘડીભર પણ નવરાશ મળી નથી. તેથીજ દિવસે મળાયું નહીં અને અત્યારે રાત્રે હકીકત જણાવવા આવ્યો છું.

વિજયકુમારને આ સાંભળતાં હસવું આવ્યું અને કહ્યું—"કેમ જાગો છો કે સ્વપ્નામાં છો?! હમણાં છેક સાંજ સુધી તો આપણે સાથે હતા અને આ શું કહો છો કે આખો દિવસ મળાયું નહીં."

પ્રતાપસિંહને આ સાંભળતાંજ ફાળ પડી. અને બોલ્યોઃ—"હું તો નથી પણ આપ તો સ્વપ્નામાં નથી ને?!"

" અરે ના ના. શું આપણે આજે સાથે પેલા મહમદ અને ચદુને જોઇને પાછા નથી આવ્યા ?!" કુમારે કહ્યું.

આ સાંભળતાં પ્રતાપ વળી વિશેષ ચોંકયો અને કુમારના મ્હોં સામું એકી ટસે જોવા લાગ્યો. થોડીવારે તે બોલ્યો:—" વારૂ કહો જોઇએ આપણે કેવી રીતે ક્યાં મળ્યા ? ક્યારે ગયા ?ક્યારે પાછા આવ્યા ? આ બધું કહો જોઇએ ?"

કુમારે સર્વ હકીકત પૂરેપૂરી પ્રતાપને કહી. પ્રતાપે સઘળી વાત સાંભળી ઉંડો નિસાસો નાખ્યો અને કહ્યું:—" લ્યો થઇ રહ્યું. કરેલી મહેનત બરબાદ ગઇ. બન્ને કેદી છુટયા હશે. ખેર ! તે છુટયા તેની તો બહુ ફીકર નથી પણ દરવાજો ઉઘાડવા બંધ કરવાની રીતી જણાઇ ગઇ તેની મોટી ફિકર મને થાય છે."

કુમારે વિસ્મીત વદને પૂછ્યું—"આ તમે શું કહો છો ! કાંઇ સમજતું નથી. સ્પષ્ટ કહો ?"

" જો સમજાયું હોત તો આવું શાનું બનત ? લ્યો સાંભળો. વ્હેમસિંહના ચિત્રરંગીએ તમને છેતર્યા. દરવાજો ઉઘાડવા વાસવાનું જાણી લીધું..હવે કેદીઓને છુટા કરી તે લેઇ ગયો હશે. નક્કી આ બંકાનુંજ કામ. રમલના આધારે જોશીએ પત્તો બતાવ્યો હશે એટલે આ યુક્તિ કરી ને તેમાં ફાવ્યો. "" પ્રતાપ બડબડયો.

કુમાર આ સાંભળતાં દિંગ થઇ ગયો અને ભૂલ માટે પસ્તાવો કરવા લાગ્યો.

" જે થવાનું હતું તે થઇ ગયું. હવે અફસોસ કરવાથી કાંઇ વળે તેમ નથી. હું હવે હાલજ ત્યાં જાઉં છું. કેદીઓ તો નીકળી ગયા હશે પણ તાળાનો બંદોબસ્ત તો કરી આવું. " પ્રતાપે કુમારને શાંતિ વચનો કહ્યાં.

" હવે શો બંદોબસ્ત કરવાનો ? ! " કુમારે પૂછયું.

" દરવાજાને કાંઈ એકજ તાળું નથી, ઘણાંએ બીજા મજબુત તાળાં છે. પણ તેમને બંધ કરતાં અને ઉઘાડતાં વાર થાય છે તેથી હું ઉપયોગ કરતો નહોતો. પણ હવે તેમ કર્યા શિવાય છુટકો નથી. " પ્રતાપે કુમારને જણાવ્યું.

" આ બીજાં તાળાં મને બતાવશો ? કુમારે પૂછયું.

" ના જી, કદિ નહીં ! વળી ફરી છેતરાઇ જઇએ તો શું કરવું ? ! " પ્રતાપે કહ્યું

" જેમ તમારી મરજી. " કહી કુમાર શાંત રહ્યો.

રજા માગી તેજ વખતે પ્રતાપસિંહ નીકળી સીધો ખંડેરના તુરંગખાને ગયો. દરવાજો ખુલ્લોજ પડયો હતો. તપાસ કરતાં કેદીઓ અંદર નહોતા. દરવાજાનો બીજી રીતે બંદોબસ્ત કરી સ્હવાર પહેલાં પાછો આવી પહોંચ્યો. બાદ કુમારને મળી કેદીયો નાશી છુટયાની તથા તાળાંનો બંદોબસ્ત કર્યાની હકીકત જણાવી.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### ખુબીભર્યા ખૂન.

કર્યા વિણુ કાળા ને ધોળાં, મળે ના રાજસુખ ભ્હોળાં.
કર્યા વિણુ ઉંધાં ને આડાં, મળે ના મોજનાં ગાડાં.

પ્રાતઃકાળમાં સ્નાનાદિ કર્મથી પરવારી, સહેજ નાસ્તો કરી લેઇ કુમાર વિજયસિંહ અને મિત્ર પ્રતાપસિંહ બન્ને દરબારમાં ગયા. મહારાજા સાહેબ પધાર્યા હતા. નમન કરી

બન્ને પોતપોતાના સ્થાને બેઠા. એટલામાં જાસુસે આવી ખબર આપી કે બ્હેમસિંહનું લશ્કર નીકળી ચૂક્યું છે, માત્ર દશ ગાઉજ દૂર છે. કુમારે મહારાજાને અરજ કરી કે હવે વખત આવ્યો છે. મુસલમાન પલટણને, દુશ્મનોને આગળ વધતા અટકાવવાને મોકલવી જોઇએ. મહારાજાએ આ વાર્તાને અનુમતિ આપી. કુમારે પ્રતાપને જણાવ્યું કે આપણું એક તોપખાનું તૈયાર કરો અને મુસલમાન પલટણની પાછળ મોકલો. કાનમાં ધીમેથી વધારાનું સૂચન કર્યું કે, તોપખાનાના આગેવાનને હુકમ આપો કે જો મુસલમાન પલટણની દાનત બગડેલી જણાય તો તોપનો મારો ચલાવવો અને કોઇને પણ જીવતો ન છોડવો.

પ્રતાપસિંહ આજ્ઞા પ્રમાણે અમલ કરવા ઉઠયો. મહોબતસિંહ મંત્રિ પણ ઉઠયા. મહારાજાએ દરબાર બરખાસ્ત કર્યો. કુમાર તથા મહારાજા મહેલમાં ગયા. ભોજન બન્નેએ સાથેજ કર્યું. ભોજન કરી કુમાર પોતાના ઉતારે આવ્યા. આજરોજ પણ વિશ્વમોહિનીનાં દર્શન કુમારને ન થયાં તેથી ચટપટી થવા લાગી. વિશ્વમોહિનીએ તો ઓથે રહી કુમારનાં દર્શન નિરાંતે કર્યાં હતાં.

સાંજના મહારાજાને મળવા વિજયકુમાર તેમના દિવાનખાનામાં ગયા, મહારાજા સાહેબ તેમને પોતાની પાસે બેસાડી વાતો કરી રહ્યા હતા, એટલામાં પ્રતાપસિંહ અને મહોબતસિંહ મંત્રિ પણ આવી પહોચ્યા.

હકીકત પૂછતાં મંત્રિએ મહારાજાને નિવેદન કર્યું કે—"દુશ્મનનો ભેટો કરવાને મુસલમાન પલટણ મોકલી દીધી છે. પાછળ એક તોપખાનું પણ ગયું છે."

હવે યુદ્ધની તૈયારીનાજ વિચાર થવા લાગ્યા. યુક્તિઓ ગોઠવાવવા લાગી. વિચારમાં ને વિચારમાં મધ્ય રાત્રિ થઈ. એટલામાં એકાએક ચોબદારોએ આવી અરજ કરી કે:–" મહારાજા સાહેબ ! કેટલાક માણસો રાણીવાસ તરફની બાજુના મહેલમાંથી નીકળી નાઠા. દુશ્મન સમજી પહેરાવાળાઓએ તેમના ઉપર હુમલો કર્યો પણ જખમી થયા છતાં તે નાશી છુટયા. "

મહારાજા આ સાંભળતાં જ ઘણા વિચારમાં પડી ગયા. કુમાર વિજયસિંહ અને પ્રતાપસિંહ પણ ચમકી ઉઠયા. એટલામાં મહેલ તરફથી રોવા કકળવાનો અવાજ આવવા લાગ્યો. સર્વનું ધ્યાન તે તરફ ગયું. રૂદનનો અવાજ વધતો ચાલ્યો. થોડીવારમાં તો આખા રાણીવાસમાં હાહાકાર મચી રહેલો જણાયો. મહારાજા અને કુમાર આદિ સર્વના મુખ ઉપર ઉદાસી છવાઇ રહી. કેટલીક દાસીઓ રોતી કકળતી ત્યાં આવી. મહારાજાએ ગભરાટથી તેમને પૂછ્યું, " કેમ શું છે ? "

" બાપુ ! કંઇ કહેવાનીજ વાત નથી. "

" પણ છે શું ? " કુમારે વ્યાકુળતાથી પૂછ્યું.

" ગજબ થઇ ગયો છે. "

" જલ્દી જણાવને ? " પ્રતાપે પૂછ્યું.

" ખૂન. "

" કોનાં ? " રાજાએ વધુ ગભરાઇને પૂછ્યું.

" વિશ્વમોહિનીબહેન અને મણીકાન્તાનાં માથાં કાપી કોઇ લઇ ગયું છે. "

આ ખબર તીરની પેઠે સર્વને વાગી. મહારાજા તો "હાય" કહેતા જમીનપર પડયા. કુમારની સ્થિતિ ચિત્ર વિચિત્ર બની ગઇ.

રનું તમામ લોહી ઉડી ગયું અને શબવત્ બન્યું. મંત્રિની ખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. પ્રતાપસિંહ કાષ્ટવત્ બની ગયો. રાજા કાંઇક સાવધ થયા. કુમારની સ્થિતિ જોઇ તેને બાથમાં ખુબ રોવા લાગ્યા, કુમારને હલાવી સાવધ કરી તેને ઝાલી, ે લઇ, રાણીવાસ તરફ દોડયા. ત્યાં હાહાકાર મચી રહ્યો હતો. મોહિનીની લાશ આગળ મહારાણી પછાડા મારી રહ્યાં હતાં. ાનખાનું લોહીથી રંગાઇ ગયું હતું. મહારાજા લાશ આગળ ચતાંજ ઠોકર ખાઇ ત્યાં પડયા. કુમાર તો અંદર પણ ન જઇ શકયા. રણા આગળજ ઠોકર ખાઇ પછડાયા દાંત કચડાઇ ગયા. ચહેરો તેજ શબવત્ બન્યો. આખું જગત અંધારામાં ડૂબેલું જણાયું.

વિશ્વમોહિની અને મણીકાન્તાની લાશોમાં એકને પણ શિર તું. માત્ર ધડ હતાં. ઓરડામાં ચારે બાજુ ખૂન ઉડેલું અને ાયલું જણાતું હતું. મહારાણી રોતાં રોતાં બોલતાં હતાં—"અરે પ તું ક્યાં ગઇ?! તારા ગળા ઉપર કયા અધમે છરી ફેરવી? રે હવે હું જીવી શું કરૂં? તારા લીધે તો આ સર્વ બખેડો થયો. ૂ હવે તુંજ નથી, તો રાજયનું શું થશે?"

"હવે દુષ્ટ દુર્જનને તાઢક થઇ. વ્હેમસિંહની ધારણા પાર પડી . તેને કહેરાવો કે ખુશીથી આવી નવીનદુર્ગનું રાજ્ય કરે, અમારે નથી જોઇતું. અમે તો પુત્રિની પાછળજ પ્રાણ આપીશું." મહા- ા દુઃખદ ઉદ્ગારો કાઢવા લાગ્યા.

એવામાં મહારાજાની નજર એકાએક વિજયકુમાર ઉપર ગઇ. જયકુમાર બેશુદ્ધાવસ્થામાંજ જડવત્ થઇ જમીન પર પડયો હતો. ખોમાં અશ્રુ ઉભરાએલાં હતાં. મહારાજાએ તેની છેક નજીક જઇ જોયું જણાયું કે કુમારનું શરીર શિતળ બની ગયું છે. જીવ હોવાની શંકા

થઇ. પ્રતાપે પણ જોયું કે કુમાર કાષ્ટવત્ થઇ પડેલા છે. માથામાંથી લોહી વહી રહ્યું છે, પાસે આવી તપાસતાં શરીરમાં જાણે પ્રાણજ નથી. નાડી તપાસતાં નાડી પણ ઠેકાણાસર નહોતી. નાકપર હાથ મુકી જોતાં શ્વાસ ઠંડો પડયે જતો હતો.

વિશેષ જોરથી મહારાજા બુમ પાડી ઉઠયાઃ—" અરેરે ગજબ થયો. નવીનદુર્ગ સાથે વિજયગઢનું રાજ્ય પણ પાયમાલ થઇ ગયું. અરેરે હું તો આ વિજયકુમારને રાજ્ય આપી જંગલમાં ચાલ્યા જવાનો અને સાધુ વેશમાંજ જીવન પુરૂ કરવાના વિચારમાં હતો પણ દુષ્ટ વિધાતાને તે પણ ન ગમ્યું. બસ હવે જીવવામાં કંઈ સાર નથી. જગત ઝેર જેવું થઇ પડયું. હવે તો અહીંજ આ સ્થાને મરવું યોગ્ય છે. અરેરે શું ધારતા હતા અને શું થઇ ગયું. દુષ્ટ દેવ તેં આ શું કર્યું ? "

પ્રતાપસિંહ પણ કરૂણ કલ્પાંત કરવા લાગ્યો. ત્યાં પડેલા વિજ-કુમાર ઉપર હાથ મૂકી મહારાજાને પુશ્કળ રડતા જોયા. પ્રતાપનામાં કાંઇ હોશ હતા તે સર્વ ઉડી ગયા. કુમારના શ્વાસોશ્વાસ ધમણની સમાન ચાલતા હતા. આંખ્યો ફાટેલી હતી, નાડી મંદ પડી ગઇ હતી. પ્રતા-પસિંહ પાસે બેસી જોરથી બોલાવા લાગ્યોઃ—

"ભાઇ ? કુમાર ! વ્હાલા ! બોલો. મને રડવું હવે નથી આવતું. હું હવે આ દુનિયામાં નથી રહેવાનો. હું પણ તમારી સાથેજ આવું છું."

વિશ્વમોહિની અને મણીકાન્તાની પાછળ મહારાજા, મહારાણી, કુમાર તથા પ્રતાપસિંહ ત્યાં જ પ્રાણ આપવા તૈયાર થયાં.

પ્રતાપસિંહે કમ્મરમાંથી ખંજર કાઢયું. પરંતુ જેવો તે પેટમાં મારવા જાય છે કે ત્યાં એક અવાજ સાથે દિવાલ ફાટી. એક રંગી-બિરંગી ચિત્ર વિચિત્ર વેશ ધારેલી કોઇ નવીન આકૃતિએ આવી

પ્રતાપનો હાથ પકડયો, ખંજર છીનવી લીધું અને પ્રતાસિંહ તરફ જોઇ નીચેની ઉક્તિ કરી.

" શાને બનતા બેભાન ?
શાને ખોતા શુદ્ધ શાન ?
શાને દેતા આમ જાન ?
ધારો કહેવું મારૂં કાન
ખેલ ઠગોનો આ તો ખાસ,
લાશ જોઇને કરો તપાસ.
ઉઠો ઉઠો લાશ નિહાળો, જલદી ભાળો—
દુશ્મન હસતા તેને ખાળો."

ઉપરનાં વાક્યો કહી એક ક્ષણમાંજ આકૃતિ અદૃશ્ય થઇ ગઇ. તે ક્યાંથી આવી અને ક્યાં ગઇ તેની સમજ ત્યાં ભરાયલાં સર્વમાંથી કોઇને ન પડી. સર્વ તો ચકિતજ રહ્યાં. પણ પ્રતાપસિંહ ગર્જના કરી બોલી ઉઠયો:-

" સર્વે છાનાં રહો. કપટ થયું છે. ચાલાક રંગીઓ ચાલાકી ખેલી ગયા છે. વિશ્વમોહિની અને મણીકાન્તા બન્ને જીવે છે. આ લાશો તેમની નથી, પણ બનાવટી છે."

પ્રતાપનું વાક્ય પુરૂ થતાંજ સર્વે એકદમ છાનાં રહી ગયાં. ચકિત થઇ સર્વ પ્રતાપના મુખ સામું જોવા લાગ્યાં.

"ભાઇ ! જલદી કહો કે શું થયું છે ? .! શી હકીકત છે ? શી રીતે કહો છો કે વિશ્વમોહિની જીવતી છે. આ ભીંત ફાડીને મહેલમાં કુદી આવ્યો તે કોણ હતો ?"

પ્રતાપે કહ્યું:-" એતો મને ખબર નથી કે કોણ આવીને કહીને જતું રહ્યું પણ એટલો પત્તો મળ્યો કે વ્હેમસિંહનાં માણસો વિશ્વ-

મોહિની અને મણીકાન્તાને ચોરી લઇ ગયા છે અને આ બનાવટી લાશો અહીં મુકતા ગયા છે. તેમનો હેતુ એવો કે સહુ એમ સમજે કે તે મરી ગયાં અને તપાસ ન કરે"

"પણ લાશો બનાવટી છે એમ કેમ જણાય?" મહારાજે કહ્યું.

"એમાં શી મોટી વાત છે. લાશની પાસે ચાલો અને તપાસો. હું તુરત ખાત્રી કરી આપુ." પ્રતાપે હિમ્મતથી ઉત્તર આપ્યો.

રાજકુમારની સ્થિતિ જેવીને તેવીજ હતી. તોપણ પ્રતાપે તપાસી પુનઃ હિમ્મત ધારી. વસંતમાલતીને રાજકુમારને સંભાળવાનું સોંપી, પ્રતાપ, મહારાજા, રાણી સર્વ લાશ પાસે ગયાં. પ્રતાપે પોતાના ખંજર વડે મણીકાન્તાની લાશમાંથી એક પગ કાપી મહારાજાને બતાવ્યો અને કહ્યું:—જુઓ આમાં કાંઇ હાડકાં છે ? ! મહારાજાએ તપાસતાં લાશ કૃત્રિમ જણાઇ.

"વાહ ઠીક બનાવટ કરી છે." મહારાજા બોલ્યા.

વિશ્વમોહિનીની લાશ પણ એજ રીતે તપાસતાં તે પણ બનાવટી માલમ પડી. હવે સર્વની ખાતરી થઇ કે રંગીઓ રંગવિદ્યા અજમાવી ગયા.

મહારાજા ધીમેથી બોલ્યાઃ—"હશે, વિશ્વમોહિની જીવતી છે એટલું જણાયું, પણ તે દુશ્મનના હાથમાં પડી છે આ દિલગિરી શું ઓછી છે ? "

"હવે થવાનું હતું તે થઇ ગયું; ગભરાવાનું કાંઇ કારણ નથી. હું રાજકુમારી અને મણીકાન્તા બન્નેની ભાળ કાઢીશ અને પત્તો લગાડી પાછાં લાવીશ." પ્રતાપે શાંતિ વચનો કહ્યાં.

સર્વેને કાંઇક શાંતિ વળી.

હવે અચેત પડેલા કુમારને શુદ્ધિમાં આણુવા તે પ્રથમ કર્તવ્ય હતું. વૈદને બોલાવ્યા. ઘણા ઉપાયો કર્યા પણ કુમાર હોંશમાં ન આવ્યો.

પ્રતાપે પણ પોતાના ઉપાયો અજમાવ્યા, પણ સર્વ ફોગટ. મહારાજા બહુ જ ગભરાયા અને કાંઇ સુઝ ન પડતાં શું કરવું તે પ્રતાપને પૂછવા લાગ્યા. પ્રતાપે ઘણો જ વિચાર કરીને કહ્યું કે, તેને અહિંથી ખસેડી તેના પોતાના ઓરડામાં મોકલો. મહારાજાએ જાતે તેને ઉચકવા માંડયો. પ્રતાપે તેમ ન કરવા દેતાં સાચવીને પોતે ઉચકી જે ઓરડામાં તેનો ઉતારો હતો તે ઓરડામાં લેઇ ગયો. મહારાજા પણ સાથે જતા હતા પણ પ્રતાપે રોકી તેમને કહ્યું:—આપ અહીં જ રહો. હું એકલો જ તેને શુદ્ધિમાં આણીશ.

પ્રતાપસિંહે કુમારને તેના ઓરડામાં લઇ જઇ એક પલંગ ઉપર સુવાડયો. બારી બારણા બંધ કરી દીધાં અને તેના કાનમાં નીચેના શબ્દો જોરથી કહ્યા:—

" વિશ્વમોહિની મરી નથી ગઇ પણ જીવતી છે. હેમસિંહના રંગીઓ તેને લઇ જાય છે. જલદી દોડો ને બચાવો, નહીં તો લઇ જશે. શું આનું નામ વીરતા કે આંખ્યમાં ધુળ નાખી દુશ્મન તેને લઇ જાય અને તમે કાંઇ કરી ન શકો ? અરે રામ આ જ ક્ષત્રિયવટ કે ? "

અવાજ કાનમાં પડતાં જ કુમારે ગભરાતાં ગભરાતાં પણ આવેશી અવાજથી પૂછ્યું:—"કોણ લઇ જાય છે ? ક્યાં છે વિશ્વમોહિની ?" કુમાર ચારે બાજુ આંખ્યો ફેરવવા લાગ્યો. પ્રતાપને બેઠેલો જોઇ પૂછ્યું:—

" હમણાં કોણ કહેતું હતું કે કુમારી જીવતી છે અને તેને દુશ્મનો લઇ જાય છે ? "

પ્રતાપે ઉત્તર વાળ્યો કેઃ—" હું કહેતો હતો કે કુમારી જીવતી છે પણ દુશ્મનો તેને ચોરી લઇ ગયા. તેની જગાએ નકલી બનાવટી લાશો મુકી આમતેમ રંગ છાંટતા ગયા કે જેથી કોઇ મરેલી ધારી પછી તપાસ ન કરે."

" તું મને ઠગે છે. કેમ મનાય કે કુમારી જીવતી છે અને લાશ બનાવટી છે?" કુમારે પ્રશ્ન પૂછતાં પ્રતાપે કહ્યું. 'હમણાં જ તેની ખાત્રી કરાવું છું."

પ્રતાપે દરવાજો ઉઘાડયો. મહારાજા સજળ નેત્રે ત્યાં ઉભા હતા, તે અંદર આવ્યા. કુમાર ઉભો થયો. મહારાજાએ તેને પોતાની છાતી સરસો દબાવી પુછયુંઃ-" તબીયત કેમ છે?"

" સારી છે." કુમારે ઉત્તર આપ્યો.

મહારાણીએ ખબર કાઢવા મોકલેલી કેટલીક દાસીઓ પણ ત્યાં આવી હતી. તેમાંની એકને પ્રતાપે લાશમાંથી કાપેલા કકડા લાવવા મોકલી. દાસી દોડતી જઇ બન્ને કકડા લઇ આવી. પ્રતાપે કુમારને તે બતાવી પૂછયુંઃ-" કહો હવે આ બનાવટી લાશ છે કે નહીં?! આમાં હાડકાં છે?"

લાશ બનાવટી હોવાની ખાત્રી થતાં કુમાર બોલ્યોઃ-" એ તો ઠીક પણ એ લોકોએ ઘણું જ દુષ્ટ કૃત્ય કર્યું છે."

" જે થવાનું હતું તે થઇ ગયું. હવે શું થાય છે તે જુઓ." પ્રતાપે કહ્યું.

રાત્રિ વીતી. છેવટે પ્રાતઃકાળ થયો. મહારાજા, કુમાર અને પ્રતાપ વાતો કરી રહ્યા હતા ત્યાં મંત્રિ આવી પહોચ્યા અને નમન કર્યું. મહારાજાએ તેમને બેસવાનો ઇસારો કર્યો. મંત્રીએ બેસી ધી-

થી પ્રતાપસિંહને પૂછ્યું:—" મ્હેં સાંભળ્યું છે કે લાશ બના-
ટી નીકળી."

પ્રતાપે હા કહી અનેસર્વ બનેલી હકીકત જણાવી. બાદ મંત્રીએ
નેવેદન કર્યું કે:–" બીજી આફત સાંભળો. રાજકુમારી મરણ પા-
યાની વાત સાંભળી સર્વ દિલગીર થઇ ગયા. સરકારી નોકરો આ
ાત સાંભળી રોતા કકળતા મહેલના દરવાજે આવ્યા. આથી જ્યાં
'ગીઓને કેદ કર્યા હતા ત્યાં પહેરો ઢીલો થયો. લાગ જોઇ બીજા
'ગીઓ ત્યાં ધાયા અને હાજર પહેરાવાળાઓને જખમી કરી જે
'ગીઓ કેદમાં હતા તેમને છોડાવી લઇ ગયા."

આ નવીન ખબર સાંભળતાં મહારાજા, કુમાર અને પ્રતાપ ચમક્યા.

વિજયકુમાર બોલ્યો:—"ખરેખર વિચિત્ર પ્રસંગ આવ્યો છે.
શ્મનનો એક પણ રંગી આપણા કબજામાં નથી, પણ ઉલટું આપણે
ાંથી રાજકુમારી અને મણીકાન્તા તેમના કબજામાં સપડાયાં છે.
ા કાંઇ ઓછું થયું નથી. માટે આજે જ હું ફોજ લઇ ચહું છું એને
શ્મનને તેનો બદલો આપું છું."

આ વાર્તા થતી હતી એટલામાં એક ચોપદારે આવી
ામન કરી નિવેદન કર્યું કે લઢાઇની ખબર લેઇ એક જાસુસ આવી
રવાજે ઉભો છે, તેને માટે શું હુકમ છે? હાજર કરવાનો હુકમ
યો. જાસુસે આવી જણાવ્યું કે:—" દુશ્મનોને આગળ વધતા અટ-
ાવવા મોકલેલું મુસલમાન લશ્કર જઇ પહોચ્યું ત્યારે દુશ્મનો અહીં-
ી સાત ગાઉ દૂર હતા. ભેટો થતાં મુસલમાનો નાસવા લાગ્યા.
ાપખાનું શરૂ થયું. ચોથા ભાગના મુસલમાનો આમાં પૂરા થયા.
ાટલામાં બાકીના નાસવાને બદલે પૂર જોસથી લઢયા અને લગભગ
ામનનું એક હજાર લશ્કર માર્યું ગયું છે. પણ હવે તે લોકો ખપી

રહેવા આવ્યા છે અને મદદ નહીં જાય તો તોપખાનાવાળા માર્યા જશે. "

મદદ માટે પાંચ હજારનું લશ્કર તુરતજ મોકલવા વ્યવસ્થા કરવા કુમારે મંત્રિને આજ્ઞા કરી. પોતે પણ બપોરના યુદ્ધમાં ચઢવાને માટે પોતાના તંબુ ઉભા કરવા સૂચવ્યું. હુકમનો અમલ કરવા મંત્રિ ચાલ્યા. મહારાજાએ કુમારને જણાવું કે, હું પણ સાથે યુદ્ધમાં આવીશ. કુમારે વિનવ્યું કે એવી ઉતાવળ શું છે. આપ અહીં જ રહી રાજકાજ સંભાળો. હું જાઉં છું. જોઉં તો ખરો કે વ્હેમસિંહ મહારાજામાં કેટલું પાણી છે. આપને હમણાં તસ્દી લેવાની કાંઇ જરૂર નથી.

થોડીવાર અન્ય વાતચિત કરી મહારાજા મહેલમાં પધાર્યા. કુમાર અને પ્રતાપસિંહ પણ સ્નાનાદિ કર્મ કરી પરવારવાની ફિકરમાં ઉડયા. પ્રતાપસિંહે જલદી પરવારી રજા લેઇ એક ઢંઢેરો પીટનારને બોલાવ્યો અને કહ્યું કે—આખા શહેરમાં ઢંઢેરો ફેરવો કે "જે ધીરવીરનો ઉપાસક હોય તેણે પ્રતાપસિંહની પાસે હાજર થવું. "

આજ્ઞા પ્રમાણે ઢંઢેરાવાળાએ ઢંઢેરો ફેરવ્યો સર્વે આ ઢંઢેરો શું કામ ફેરવ્યો હશે તેનો વિચાર કરતાજ રહ્યા.

મહારાજા મહેલમાં પધાર્યા, ત્યાં મહારાણીએ પૂછ્યું:-"કાંઇ કુંવરીનો પત્તો મેળવવાની તજવીજ કરી ?"

"હા. પ્રતાપસિંહ પત્તો લગાવવા જાય છે. એના કરતાં બીજો કોણ વધારે હોંસીઆર છે કે તેને મોકલીએ. વિજયકુમાર યુદ્ધે ચઢવા તૈયાર થયા છે અને હવે શું થાય છે તે જોવાનું છે."



## પ્રકરણ ૬ ઠું.

### ધીરવીરના ઉપાશકનું આગમન.

ધન્ય ધન્ય તુજ રંગ, ગેબી ગોળા નવલના;
કીધો આશા ભંગ, વ્યષ્ટિ કરતાં વ્હેમને.

---

સૂર્યનારાયણ અસ્તાદ્રિએ લગભગ પહોંચી ગયા હતા. માત્ર કંઇક કંઇક દિવસ બાકીહતો. એક મેદાનમાં હારોહાર પંદર વીસ ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. આ પૈકી માત્ર ત્રણ જ ખુરશીઓ રોકાયલી અને બાકીની સર્વ ખાલી હતી.

કુમાર વિજયસિંહ, પ્રતાપસિંહ અને સેનાપતિ સુજનસિંહ આ ત્રણ વીર પુરૂષો બેઠાબેઠા વાતો કરી રહ્યા હતા.

પૂર્વની બાજુ તરફ અર્ધ ચન્દ્રકાર હજારો રાવટીઓ ઉભી કરવામાં આવી હતી. વિજયકુમારના લશ્કરના લોકો વચ્ચે બેસી પોતાના સાજ સરંજામ અને હથિઆરો સાફ કરી રહ્યા હતા. મ્હોટા મ્હોટા તંબુઓ ઉભા કરી તેમાં તોપો મૂકવામાં આવી હતી. આ સર્વ સારી સ્થિતિમાં અને તુરત જ ઉપયોગ કરવા યોગ્ય હોય તેમ જણાતી હતી. દક્ષીણ બાજુ તરફ ઘોડાની પાયગા ઉભી કરવામાં આવી હતી. ઘણા જ ઉમદા ઉમદા અશ્વો અહીં જણાતા હતા. કંઇક છેટે મ્હોટા મસ્ત હાથીઓની એક હાર હતી. પશ્ચિમ બાજુ તરફ વાજાંવાળા, સુરંગ ઉડાવનારા, પહાડ કુદાવનારા અને જાસુસોએ વગેરેએ પડાવ નાખ્યો હતો.

વિજયકુમારે સેનાધિપતિને કહ્યું:-"લડાઇના મેદાનમાં જ મારો તંબુ રાતની રાતમાં ઉભો કરી દેવો. પ્રાતઃકાળમાં હું અત્રેથી

નીકળી લશ્કર સાથે મેદાનમાં પહોર દહાડો ચઢતાં પહેલાં પહોંચ જઈશ અને બીજે દિવસે દુશ્મનથી મુકાબલો કરી આપણું પાણી બતાવીશું. બહુ દિવસથી હાથ નવરા પડયા હતા. બદનમાં સુસ્તી ભરાઈ હતી. હવે તેને કસવાનો પ્રસંગ આવ્યો છે."

આ વાત દરમિયાન સ્હામેથી નવલસિંહે પોતાના રંગી વેશમ આવી કુમારને નમન કરી એક ખુરશીમાં બેઠક લીધી. નવલસિંહ બેસતાં જ પ્રતાપ તેનાં વખાણ કરવા લાગ્યો. કુમારને તેના કશ કામની ખબર નહોતી. માત્ર પ્રતાપ જ તે સર્વથી વાકેફ હતો. કુમારે નવલસિંહે કરેલા કામની હકીકત જાણવાની ઇચ્છા જણાવત પ્રતાપે જણાવ્યું:—

૧. બગીચામાં વિશ્વમોહિની સાથે વાર્તા કરતી વખતે, મહારાજા આવી પહોંચે છે એવી ખબર કહેવા નવીન વેશમાં આવનાર અન્ય કોઈ નહી પણ આ નવલસિંહ જ હતો.

૨ રામાનંદી સાધુના વેશમાં આવી દુર્જન અને ચિત્રરંગીઓ આવી પહોંચ્યા છે, તે ચેતવનાર પણ આજ નવલ હતો.

૩ વિશ્વમોહિની અને મણીકાન્તા જીવતાં છે, લાશો બનાવટી છે અને વ્હેમસિંહના રંગીઓએ કુતુહલ કર્યું છે એવી ખબર આપનાર પણ આ જ નવલસિંહ.

આ નવલસિંહ ક્યાં છે તેના પત્તાની મને ખબર નહી તેથી જ ધીરવીરના ઉપાસકને બોલાવવા મેં ઢંઢેરો ફેરવ્યો હતો અને તે પ્રમાણે તે આવેલ છે.

કુમારે આ હકીકત જાણી નવલસિંહને ઘણીજ શાબાશી આપી તેનાં વખાણ કર્યાં. બે વાર નવલસિંહને લીધે જ જીવ બચ્યો એમ પણ કુમારે જણાવ્યું.

" શાબાશી મળવા યોગ્ય મેં કાંઇ પણ કામ નથી કર્યું. તેમ છતાં શાબાશી આપવી હોય તો સર્વ કામ પરિપૂર્ણ થતાં આપજો. અત્યારે તો પહેલાં રાજકુમારી અને મણીકાન્તાને છોડાવવાની પ્રથમ તજવીજ કરો. વાર થશે તો તેમનો જાન વખતે જોખમમાં આવશે. વળી એજ વાત પર ધ્યાન આપી ખોળવા તરફ લક્ષ આપી યુદ્ધમાં જીવ નહીં રાખો તો પરિણામ ઠીક નહીં આવે." નવલસિંહે જણાવ્યું.

" પણ ભાઇ નવલ, રાજકુમારી ક્યાં છે એતો કહો? " કુમારે અધીરા બની પૂછ્યું.

" એ તો મને નથી ખબર કે ક્યાં છે. હું તો માત્ર એટલું જાણું છું કે મહમદ અને મોતીલાલ બંકા મળી બન્નેને લઇ ગયા છે. " નવલે ઉત્તર વાળ્યો.

દુશ્મનના સર્વે ચિત્રરંગીઓ છુટા છે. એ સર્વ મળી નવ છે અને અમે માત્ર બેજ છીએ. એજ મુશ્કેલી છે. આપણે બેએ તે વિશ્વમોહિનીની શોધમાં નીકળવું કે અત્રે કુમારની સાથે યુદ્ધમાં રહી ખીજમત ઉઠાવવી ? " પ્રતાપે શોક મુદ્રાથી કહ્યું.

" અરે કાંઈ મુશ્કેલી નથી. જુઓ તો ખરા. બધુંએ થશે. પ્રથમ તો હેંમસિંહ મહારાજાના ભેટા માટે ચાલવું. ભેગાભેગી ત્યાં કુમારીના છુટકારા માટે પણ તજવીજ કરાશે. " નવલસિંહે ધીરજનાં વચનો કહ્યાં.

મોડી રાત સુધી અરસપરસ વાતો ચાલી. કુમાર ઉઠી પોતાના તંબુમાં ગયો, પાસે જ પ્રતાપનો પણ તંબુ હતો. તેમાં નવલસિંહ અને પ્રતાપસિંહ બન્ને સુતા. ચારે તરફ ફોજનો પહેરો ફરવા લાગ્યો. કંઈક રાત્રિ બાકી હતી તે વખતે એકાએક તોપનો અવાજ થયો. થોડીવારે વાજાં પણ વાગવા લાગ્યાં. કુચની તૈયારી થઇ. સર્વે ફોજ ચાલવા

માંડી. સર્વની પછવાડે એક હાથી ઉપર બેસી કુમાર વિજયસિંહ પણ ઘણા સ્વારોને સાથે લઈ નીકળ્યો. પ્રતાપ અને નવલસિંહ ચાલતા જ પોતાના રંગવિદ્યાના સરંજામની તૈયારી કરી, કોઈવાર આગળ તો કોઈવાર પાછળ, વળી કોઈવાર સાથે એમ પગે ચાલતા જ સાથે કુચ કરવા લાગ્યા. પ્રાતઃકાળમાં પહોર દિન ચઢતાં તો લડાઈના મેદાન પાસે લશ્કર જઈ પહોંચ્યુ. એક બાજુ મહારાજા હ્હેમસિંહનો પડાવ હતો. બીજી બાજુએ સ્હામે કુમાર વિજયના લશ્કરે પડાવ નાખ્યો.

કુમાર વિજયસિંહે યુદ્ધનો આરંભ થતાં પૂર્વે મહારાજા હ્હેમસિંહને એક પત્ર મોકલી સમજાવવું યોગ્ય ધાર્યું. એક પત્ર તૈયાર કર્યો. તેમાં હ્હેમસિંહને લખ્યું કેઃ—" એમ સમજાય છે કે આજકાલ તમારા શિરમાં બહુજ તોર ભરાયો છે. એક દુષ્ટ દુર્જનના ભંભેરવાથી સિંહની બોડમાં હાથ ઘાલ્યો છે. સુતા સાપને છંછેડયો છે. મહારાજા ખડગસિંહ સાથે નાહક વેર બાંધ્યું છે. વળી એમ પણ જણાયું છે કે તમારા રંગીઓએ વિશ્વમોહિનીકુમારી અને મણીકાન્તાની ચોરી કરી છે. માટે ઉતમ રસ્તો એજ છે કે બન્નેને માન આબરૂ ભેર મહારાજા ખડગસિંહને સોંપી દો અને તમે પાછા સીધાવી જાઓ, નહીતો પસ્તાવું પડશે. એકવાર અમારા બહાદુર વીરોની સાથે યુદ્ધમાં ભેટો થતાં પછી નાશી છુટવાનો રસ્તો નહી મળે."

પત્ર તૈયાર થયો, પણ એ મોકલાવવો કોની સાથે તેનો વિચાર કુમારને થયો. નવલસિંહે આગળ આવી સલામ ભરી અને તે પત્ર પોતાની સાથે મોકલવા આજીજી કરી.

" ઘણા દિવસથી હ્હેમસિંહ મહારાજા સાથે વાત કરવાની હોંસ છે તે પુરી થશે. " નવલસિંહે જણાવ્યું.

"અરે આટલી મ્હોટી ફોજમાં તમને એકલાને કેમ મોકલાય ?" કુમારે તેને મોકલતાં અચકાતાં કહ્યું.

"કાંઈ ફિકર નહી જવા દો." પ્રતાપે વચ્ચે પડી કહ્યું.

આનાકાની સાથે કુમારે પત્ર નવલસિંહને આપ્યો. વળી જરૂર વખતે બચાવ અર્થે ઉપયોગ કરવા પોતાનું ખંજર કમ્મરમાંથી કાઢીને આપ્યું. નવલસિંહે સલામ ભરી ખંજર લીધું, પોતાના પોટલામાં મૂકી દીધું અને પ્રતાપના ચરણે હાથ લગાડી રસ્તો લીધો.

## પ્રકરણ ૭ મું.

### રાજા અને બારોટ.

મધ્યાન્હકાળ થયો હતો. સૂર્યનારાયણ સખત તાપે તપી રહ્યા હતા. વ્હેમસિંહ તેના તંબુમાં પાથરેલા ખાટલા પર બેઠો-બેઠો હુક્કો ગગડાવી રહ્યો હતો. થોડા સરદારો અને ભાયાતો તેમની સમિપ બેઠા હતા. બે દરબારીયો કસુંબો તૈયાર કરતા હતા. રાજાની પાસે એક બારોટ બેઠો હતો. બારોટના હાથમાં મોટો ચોપડો હતો. ચોપડાનાં પાનાં ઉથલાવતો ભાટ રાજા વ્હેમસિંહનાં બાપ દાદાઓની વંશાવળી વાંચતો હતો. આવી રીતે વંશાવળી વાંચવાનું કામ લગભગ એક કલાક ચાલ્યું. બાદ ભાટે ચોપડો નીચે મૂક્યો. બાપદાદાઓનાં વખાણ સાંભળી વ્હેમસિંહ ઘણો ખુશી થયો અને બોલ્યો; "બારોટ ! શાબાશ છે તમને. તમારા જેવાઓના લીધે જ મારા બાપદાદાઓનાં નામ હજી જળવાઇ રહ્યાં છે. અહા ! શું તેમનાં પરાક્રમ ?"

બારોટ ખુંખારો કરી બોલ્યો; "બાપુ! એ તો તમારા કુળમાં ચાલતું જ આવ્યું છે. તમારા કુળમાં કાળો ડાઘ લાગેલો જ નથી. તમારા દાદાના દાદા ભીમ જેવા પરાક્રમી અને અર્જુન જેવા બાણાવળી હતા. તેઓ જ્યારે જુદ્ધે ચઢે ત્યારે ધરણી ધમધમે–હોંકારે દશમનનાં કાળજાં કંપે. વાહ, ભા, વાહ, શું વાત કહું? શોખીન પણ એવા. એકહો અને પચીસ રાણીયોમાં જાણે કનૈયો કાન માલે. વળી અમલ પીવામાં પણ પૂરા. મોટો વાડકો ભરી અમલ જોઇએ. આવા વીરલા હવે થવાના નથી જ?"

ભાટનું બોલવું પૂરૂં થતાં વ્હેમસિંહ બોલ્યો; "તમારૂં કહેવું ખરૂં છે. એ તો દેવ થઇ ગયા. તેમના જેવાં કામ અમારાથી થવાનાં નથી."

"અરે ભા! એમ શું બોલો છો? મોરનાં ઇંડાંને તે વળી કંઇ ચિતરવાં પડતાં હશે કે? સિંહનાં છોકરાં તે સિંહ જ."

"અમે એવાં શું પરાક્રમ કરવાના છીએ?"

"હિરો તેના મુખે નથી કહેતો કે હું કીમતી છું. વ્હેમસિંહ મહારાજ જેવો શૂરો; દાને પૂરો આખી અવનીમાં કોઇ નથી. બાપુ! તમારૂં નામ તો સેનાના અક્ષરે ઇતિહાસમાં લખાશે. જ્યાં સુધી સુરજ ચંદ્ર તપશે ત્યાં સુધી તમારૂં નામ ભુંહાવાનું નથી. ધન્ય છે મારા વ્હેમસિંહ બાપાને; કે જેણે જનમનું સાર્થક કર્યું, ઘણી ખમા બાપુને."

"બારોટ! તમારાં વચનો સાંભળી મને ઘણો જ આનંદ થાય છે. આ લઢાઈ પૂરી થયા પછી હું તમને મારા રાજબારોટના પદે સ્થાપીશ."

"ઘણી ખમા બાપુને. હિરાની કીંમત ઝવેરી જ કરી શકે છે."

"તમે કંઇ જ્યોતીષ જાણો છો ?"

"સારી રીતે."

"ક્યાં શીખ્યા હતા ?"

"હું અને તમારા જોશીજી જ્યોતીશ વિદ્યા સાથે જ શીખ્યા તા. સૂર્યપૂર ગામમાં એક સુપ્રસિદ્ધ જોષીજી રહે છે. અમે તેમની ણી સેવા કરી. તેઓશ્રી જ્યોતીષ વિદ્યામાં ઘણાજ પ્રવિણ છે. ત, ભવિષ્ય અને વર્તમાન સારી રીતે જાણી શકે છે. વળી રમલ ાદ્યા તો તેમની જ. અમે તેમની પાસેથી એ વિદ્યા સંપાદન કરી. ગુરૂજીના પ્રતાપે જ અમે દુનીયાંમાં આનંદથી ફરી હરી મોજ ીએ છીએ."

"તેમનું નામ ?"

"તેઓશ્રીનું નામ જગ જાહેર છે."

"કહો તો ખરા."

"રેવાશંકરભાઇ."

"ધન્ય છે તેમને. બાકી આજકાલ તો બધા જોશીયો અને લ વિદ્યાના ઉપાસકો બહુધા ઠગ જ હોય છે. જ્યોતિષ વિદ્યા ાપણી પૂરાણી વિદ્યા છે. જ્યારથી એ વિદ્યા વિદ્વાનો ભૂલ્યા ારથી સઘળા અધોગતીના તળીએ ડૂબ્યા. વારૂ કહો જોઇએ કે ા લડાઇમાં શું થશે ?"

"મહારાજ ! તમારા જોશીજીએ કહ્યું છે છતાં મને શા માટે ો છો ?"

"તમારી પરીક્ષા કરવાની મારી મરજી છે."

ભાટ મનમાં બરબડયો અને બોલ્યો; "મારો દિકરો જાણે ોતનો બેટો હોય નહિ ! અફીણીઆને દોઢશેર એરણ જોઇએ,

અક્કલમાં તો મોભના આગલા ભાગ જેવો. રાંડનો પોતાને જ ડાહ્યો માને છે." આમ બોલતા ભાટે કંઇક ગણત્રી કરવાનો ડોળ કરી કહ્યું. "બાપજી! ખરૂં કહું ?"

"હા, ચોખું ચટ કહી દયો ?"

"તમારી ભારે જીત થશે."

"એ તો હું પણ જાણું છું."

"ત્યારે શા માટે પૂછ્યું ?" બારોટે પૂછ્યું.

"મારે બીજું જાણવું છે ?"

"શું ?"

"લાભ શું થશે ?"

"ત્યારે એમ કહો ને ? હું હમણાં જ કહું છું." આમ કહી બારોટે કસુંબો તૈયાર કરતા માણસો તરફ જોઇ પૂછ્યું, "અલ્યો ? અમલની કેટલી વાર છે ?"

"એ બાપુ તૈયાર છે."

"લાવો ત્યારે."

રાજાએ અને બારોટે કસુંબો પીધો. બીજાઓ પછી પીવા લાગ્યા. રાજાએ ખુંખારો કરી હુક્કાની નેળ મ્હોમાં લઇ હુક્કો ગગડાવતાં પૂછ્યું; "બારોટ ! હવે જોઈ નાખો કે કયમનું છે ?"

બારોટે એક ખડી મંગાવી સલેટ પર કંઇક લખવા માંડયું. સલેટમાં ત્રીકોણ ચીતર્યો અને તેના ખાનામાં એકડાથી દસ સુધીના આંકડા લખ્યા. એવી રીતે અર્ધો કલાક ગુમાવી બારોટ બોલ્યો; "બાપુ ! લાભ તો ઘણો થશે ?"

"શો ?"

"ધન ઘણું મળશે."

"બીજું."

"હાથી ઘોડા."

"પછી?"

"રાજ્ય."

"બીજું?"

"બે પદમણીયો."

"હાં; બસ મારે એજ જાણવું હતું. શાબાશ શાબાશ; તમે ખરેખરા જોશી છો. મારા જોશીએ પણ આવુંજ કહ્યું હતું."

"બાપુ! આખા હિંદુસ્તાનમાં કોઇ જોશી મારી બરાબરી કરી શકે એમ નથી. મોટા મોટા રાજાઓ અને મોટા મોટા શેઠીઆઓ તો મને દાસની માફક કરગરે છે. પણ આ સઘળો પરતાપ ફક્ત મારા ગરુજીનો જ."

"બારોટ! એ બે પદમણીયો મને તેમના પતિ તરીકે સ્વીકારશે?"

"અરે એ શું બોલ્યા? બાપુ! ખરૂં પૂછાવો તો એ પદમણીયો આપનું રૂપ જોઇ કેટલાએ દહાડાથી તમારી પર મોહિત થઈ છે."

"શું ખરૂં કહો છો?"

"હા, બાપુના સમ."

"ત્યારે તો તેમને મનાવતાં ઝાઝી મહેનત પડશે નહિ."

"અરે લગીર પણ નહિ."

"બસ આજે મને અપાર આનંદ થયો. બારોટ! આનો બદલો હું સારો આપીશ."

"ઘણી ખમ્મા બાપુને."

રાજા કંઇ બોલ્યો નહિ. થોડીવારે બારોટને કંઇક યાદ આવતાં પૂછ્યું; "બાપુ ! મને લાગે છે કે તે બે સુંદરીયો તમારા કબજામાં આવી ગઇ છે."

"હા." રાજાએ હશીને કહ્યું.

"તેમને ગુપ્ત રાખજો; દુશ્મનનાં ઘણાં માણસો તેમની શોધમાં ફરે છે."

"દુશ્મન જખ મારે છે, તે બન્નેને એવા ઠેકાણે રાખી છે કે કોઇને ખબર જ પડે નહિ."

"એ ઠીક કર્યું."

રાજાને અફીણનો નીસો ચઢયો. હુકકાની નળી નીચે મૂકી રાજા ખાટલામાં આડો પડી બોલ્યો.

"બારોટ ! એકાદ વાત તો લલકારો."

"બાપુ કહે એવી વાત કહું?"

"સુંદરમાં સુંદર વાત કહો."

"બે મિત્રોની વાત કહું ?"

"તમને ઠીક લાગે તે કહો."

"ગાયનમાં કહું તો ચાલશે ને ?"

"હા, ગાયનનો તો હું ઘણોજ શોખીન છું."

"અને એ ગાયનમાં જ એક ગોરી બાપુને ગુલતાન બનાવી ગઈ છે નહિ વારૂ ?"

"હા, હા, હા," રાજા મોટેથી હસી પડયો. ત્યાં બેઠેલાઓને પણ હસવું આવ્યું.

બારોટે થોડીક વાર મૌન રહી વાર્તા લલકારવા માંડી. રાજા અને અન્ય જનો ધ્યાનપૂર્વક શ્રવણ કરવા લાગ્યા.



# પ્રકરણ ૮ મું.

## દગાબાજ દોસ્તની વાત.

ભોળા દીલના માનવી રાખે નહિ સંદેહ,
મિત્રઘાતીના પાસમાં સપડાયે છે સેજ;
મુખે મીઠું બોલીને ભોગવે ભોળા લોક,
સપડાવી તેને પુરો મુકાવે છે પોક.

સુવર્ણપુર નામે સુંદરગ્રામ,
અમરાપૂરી સરીખું ધામ.
તેમાં વસતા બન્ને મિત્ર,
વર્ણવું તેમનાં ચરિત્ર.
કરે કાર્ય એકથી સવયું,
કરે પોતાના મનનું ધાર્યું.
મુખે વદતા મીઠા બોલ,
કરતા બન્ને ત્યાં કલ્લોલ.

દુર્ગુણી મિત્રો તણી મૈત્રી અરે શું કામની,
કોઇદિન ખરે ભુલાવશે તમ સ્નેહથી અળગા થઇ;
તમ સ્નેહથી અળગા થઇ નીજ પાસમાં સપડાવશે,
નીજ સ્વાર્થ સારૂં મૂર્ખ તે નીજ મિત્રને વિસરી જશે.
દુર્જન ઝેરી નાગ છે સ્વાર્થમતી ભંડાર છે.
જીવ્હાગ્રે રાખે મધુ અને ઉરમાં હળાહળ ઝેર છે;

દ્રષ્ટાંત દાખું એ વાચક સહુ વિચારજો,
ચંદ્ર અને પ્રિયકાંતની મૈત્રી સહુ સરખાવજો.
ન્યારી ગતી છે કર્મની જે જગ મહી વિખ્યાત છે,
કંઇ કર્મના સંયોગથી ચંદ્ર દુઃખીઓ થાય છે.

મુકી મને મમ માત પિતા સ્વર્ગમાંહી સંચર્યાં,
મુજ બેન દ્વાદશ વર્ષની તેની મને આવે દયા.
શું કરૂં હું એકલો આધાર હીન જગમાં રહ્યો,
સુલક્ષણી મુજ બેનથી હું એક દીન અળગો થયો;
શોધતો હું નોકરી મમ મિત્રની પાસે ગયો,
જોતાં મને મમ મિત્ર આવી પ્રેમથી ભેટી પડયો.
શાંત ચિત્તે બેસીને બન્ને જણે વાતો કરી,
દુઃખદ કથની મારી મમ મિત્રને મેં કહી દીધી;
વચન આપ્યું પાળવા મુજ બેનને નીજ ગૃહ વિષે,
આ જીવ મમ કુરબાન છે નીજ મિત્ર ધર્મરૂપરે.
નિકળયો મમ ગૃહ થકી ને જઇ વસ્યો મધુપુરમાં,
હાલમાં હું છું ખુશી ને વખત જાયે સુખમાં;
મુજ શેઠને ત્યાં નોકરી કરતો હતો બહુ પ્રિતથી,
દુઃખો બધાં સહુ દુર કરતો હોંસ હું હૃદયે ધરી.
મુજશેઠને સંતાનમાં સુલક્ષણી બાળા હતી,
કુળ, ગુણ અને સૌંદર્યમાં એ પ્રેમની દેવી ખરી;
નોકરી કરતાં મને તો વર્ષ બે વીતી ગયાં,
મમ મિત્રના સંસારની મેં કંઈ લીધી સંભાળ ના.

તે પ્રેમી મિત્ર માહરો નહિ ભેદ ઉરમાં રાખતો,
સ્નેહી થકી કાંઇ નથી છાનું ખરે એમ જ ધારતો;
ચિંતા થઇ તેની અતી તે કાર્ય શું કરતો હશે,
ભાસ્યું મને લખું પત્ર તેને પ્રેમથી મુજ પુર વિષે.

પત્ર.

ઓ પ્રેમી મિત્ર માહરા તું શાંત કાં બેસી રહ્યો,
નીજ સહોદરના સ્નેહને તું શું ખરે વિસરી ગયો;
જ્યારથી વિખુટા પડયો ઓ મિત્ર હું તુજથી અરે,
ત્યારથી હું તો ડુબ્યો છું શોક સાગરમાં ખરે;
અગાધ જળ સાગર તણું તેમાં હું ગોથાં મારતો,
ઘડી ઘડી અને પલકે પલક તુજ શુભ નામ ઉચ્ચારતો.
ઇશ્વરતણી કૃપાવડે હું તો શરીરે છું સુખી,
કેમ ની લખી મુજને ખબર તારી અને મુજ બેનની.
પ્રણામ છે મારા તને ઓ પ્રેમી મિત્ર મા'રા,
સ્વિકારજે તેને સદા તુ ઉર વિષે તા'રા,
બદલો ખરે વાળી શકુ નહિ મિત્ર તુજ અશક્ત છે,
પણ તુજ પ્રત્યે મા'રી મૈત્રી સદા સુદ્દઢ છે.

પ્રિયસ્વપ્ન.

એક દિ હું સુતો હતો મુજ શેઠના મંદિર વિષે,
પ્રિયસ્વપ્ન આવ્યું નિંદમાં મુજ હૃદય મંદીરના વિષે.
રૂપવતી અને સુલક્ષણી જે શેઠની તનયા હતી,
પ્રેમાંધ બની સમિપ આવી અંજતો મુજને કરી.

અનંગ તણા અનળથી અત્યંત હું પીડાઉછું,
વિરહ કેરી વેદના તેથી અતિ રીબાઉં છું;
પ્રેમ માગું તમ કને દય મુજ પરે કરો,
આશામયી આ અબળા તણી ઇચ્છા પરિપૂર્ણ રે કરો.
આશ્ચર્ય પામ્યો હું ખરે ન્યારી ગતિ છે નેકની,
મારી અને સુંદરી તણી વાચક કરો સરખામણી;
હું મુખથી એવું વદયો ના ભ્રષ્ટ થાઓ સુંદરી,
જાગી ઉઠીને જોઉં તો મુજ શીષને તે ચાંપતી.
દુનીયા બધી છે પ્રેમની બસ પ્રેમ દુનીયામાં રહ્યો,
પ્રેમવીણ સર્વસ્વ વસ્તુ શુન્ય ભાસે જઈ જુઓ;
પૂર્વને પશ્ચિમ દીશા ઉત્તર અને દક્ષીણ જુઓ,
સહુ પ્રેમમાં તો લુબ્ધ છે તેતો તમે નજરે જુઓ;
ગભરાઈને હુંતો ઉઠયો ને ચાલવા મેં માંડીયું,
બાળા બિચારી શું કરે મુજને વિનવવા માંડીયું;
દુર થાશો ના પ્રાણ પ્યારા જીવ અતિ મુંઝાય છે,
મુકી મને જાશો નહિ આ જીવ અતિ અકળાય છે;
મમ મનતો પીંગળી ગયું સુંદરી તણા કલ્પાંતથી,
પાછો વળી પાસે ગયો ના ઘેલાં થાઓ સુંદરી;
એ સુંદરીના શરીરને મુજ હસ્તનો સ્પર્શજ થયો,
મમ અંગમાં વિદ્યુત ચમકી ને ભાન હું ભુલી ગયો;
કર્તવ્ય જાણી મારૂં હું તો થયો બસ શાંતરે,
આ દેહ પણ કુરબાન છે બસ નીજ ધર્મ ઉપરે;
મીઠાં વચન મુખે વદીને શાંત પાડી સુંદરી,

ના ટેક તજવો આપણો એતો રૂઢી છે ધર્મની;
અમલ કિતર્યો રાત્રિનો ઉષા સમય નજીક થયો,
બન્ને જણાના સ્નેહનો પણ સમય તો વીતી ગયો;
પ્રભાતના શુભ સમયમાં હું ઉઠયો શૈય્યા થકી,
વિનવે અતિ બાળા મુને ના દુર થાશો મુજથકી;
પ્રેમથી એવું વદયો હું શાંત થાઓ સુંદરી.
કહું સાક્ષી રાખી સૂર્યને હું તા'રો છું સુંદરી.
પ્રેમાળ વચનો સાંભળી બાળા પછી થઇ શાંતરે,
તુલના કદી થાએ નહિ વિશુદ્ધ પ્રેમતણી ખરે;
શાંત પાડી સુંદરી ને હું વળ્યો નીજ કામમાં,
ઘડી ઘડી અને પલકે પલક હું વખાણ કરતો પ્રેમનાં.
પ્રેમ રાખે મુજ પરે તે દિનથી બાળા અતિ.
પ્રેમાળ બાળા મુજથી જુદાઈ કાંઇ રાખે નહિ;
બન્ને જણાં સુખીયાં થતાં લુબ્ધ બનીને પ્રેમમાં,
સ્વર્ગિય સુખને માણતાં મશગુલ રહીને પ્રેમમાં.
સ્નેહી સંબંધી છે નહિ આ જગતતો બસ શુન્ય છે,
પ્રેન વીણુ સર્વસ્વ વસ્તુ આ જગતમાં શુન્ય છે;
પ્રેમી મિત્રો એજ કે જ્યાં પ્રેમ છે અવિચળ સદા,
પ્રેમવીણુ અથડાતા મિત્રો શ્વાન સમ ભાસે સદા.
મૈત્રી કરવી પ્રેમથી તે વીણુ સર્વે વ્યર્થ છે,
સન્મિત્ર વીણુ સર્વસ્વ વસ્તુ આ જગતમાં વ્યર્થ છે;
શાબાશ છે નરને સદા જે મિત્ર ધર્મ જાણે છે,
મિત્રો તણી પડતી દશામાં શીરને ઝુકાવે છે.

શીરને ઝુકાવીને નીજ કાર્ય કરતાં નવ ડરે,
પ્રેમીતણું પ્રિય નામતો આ હૃદયથી નવ વિસરે;
વિશુદ્ધ પ્રેમ તણી ખરે તુલના કદી થાએ નહિ,
જ્યાં પ્રેમનું રહેઠાણ છે ત્યાં ક્લેશ તો થાએ નહિ.
ચડતી અને પડતી તણી ન્યારી ગતી નજરે પડે,
જ્યમ રાત્રિને દિવસતણો ફેરફાર તો થયા કરે.
સુખ દુઃખતણી માયા ઘડી આ નાશવંત સંસારમાં,
ના ધૈર્ય તજો ઓ ધૈર્યવાનો આ દુઃખદ સંસારમાં;
જે પ્રેમી મિત્ર માહરો, પ્રેમે મમ ઘેર આવીઓ,
મમ શેઠના મંદિર વિષે હેતે થકી ઉતારીઓ.
અજ્ઞાન મિત્ર વૈરીની શુદ્ધ ગરજ સારે છે,
સન્મિત્રના સુવાક્યને સુખે કુવાક્ય ધારે છે;
અજ્ઞાનીને જ્ઞાની તણી મૈત્રી સદા ટકતી નથી,
જેમ સમાસ સુવર્ણનો પિતળમાં થાતો નથી.
જણાવી પ્રેમ કથની મેં, થયો ઘાયલ મદનથી તે,
થયો ઘાયલ મદનથી તે, ન સુઝયો પંથતો તેને,
મદનને કોઇએ જીત્યો નથી આ દુનીઆ વિષે,
તજી નિજ ધર્મને ભૂલ્યા બ્રહ્માદિતો મદનથી રે;
ભુલે છે ભલભલા જગમાં અરે આ મદનના રંગમાં.
અરે તે મદનના રંગમાં થઇને અંધ આ જગમાં.
તે દિનથી મમ મિત્રતો જુદાઈ રાખે મુજથી.
જીવ્યાશે રાખે મધુ અને ઉરમાં હળાહળરે નહી;
પરિચય કરાવ્યો સુંદરીનો સાથ તેને તો થઇ,

મુખે મીઠું બોલીને મુજને રીઝાવે તે અતિ.
એક દિન મેં એવું કહ્યું ઓ પ્રેમી મિત્ર મા'રા,
સ્વિકારજે આ અર્જ મારી ઉર વિષે તા'રા;
પ્રાતઃકાળે જાઇશ હું તું આવજે મમ સાથમાં,
સુંદરીની સાથે જાઇશું હું તું આવજે મમ સાથમાં.
વખત આવ્યો પાસ એની સાધવા નિજ સ્વાર્થને,
ઉન્મત બનીને નીકળ્યો તે સાધવા નિજસ્વાર્થને;
• મુજ શેઠની પાસે જઇ બીના જણાવી રે દીધી,
નિજ મિત્ર ધર્મને ભુલીને દુર્જન બન્યો રે તે નકી.
હું ઉઠયો શૈય્યા થકી ઉષા સમય ત્યારે થયો,
બાળાને લીધી સાથ મારા ગાઉને અંતર ગયો;
કલાક ઉભો તે સ્થળે પણ મિત્રનો પત્તો નહિ,
મુજ જીવ અતિ અકળાયરે રે વખત જાય છે વહી.
ઓ દીલ ઘેલું કાં બન્યું શા માટે ભોળું તું રહ્યું,
મિત્ર તણા તું પાસમાં શા માટરે ભોળું રહ્યું;
વિચાર સાગરમાં ડુબ્યો ગોથાં ખરે ખાધાં બહુ,
દુર દૃષ્ટી નાખી જોઉં તો માણુસ તણું ટોળું દીઠું.
ધારી ધારી જાતો અતી ફાંફાં ખરે હું મારતો,
ટોળાની મધે શેઠ જોતાં દોટ મૂકી નાસતો,
બાળા બિચારી એકલીને હું મૂકી અળગો થયો.
• વિશ્વાસ આપીને ખરે વિશ્વાસઘાતી હું થયો.
વનમાં અતિ ભટકી અને હું આખરે થાકી ગયો,
નિરાશ થઇને ઘાત કરવા દેહનો તતપર થયો.

## સુંદરીની સ્થિતિ.

જે દિવસથી બાળાને ત્યાગી, ચંદ્રરે ચાલ્યો ગયો,
તે દિવસથી બાળા બળે છે ક્રોધ અંતર ઉપજ્યો;
વહાણ ભાગ્યું મધ્યમાં નાવીક તરી સામે ગયો,
બાળાને મૂકી એકલી વિશ્વાસ ઘાતી તે થયો.
પ્રિયકાંત આવે પાસ એની સાધવા નીજ સ્વાર્થને
દુર્ગુણ બતાવે મિત્રના તે સાધવા નીજ સ્વાર્થને;
તે પ્રેમી બાળા છે ખરી બસ પ્રેમ દીલમાં ધારતી,
વિશ્વાસઘાતી ચંદ્રની મૂર્તી હૃદયમાં ધારતી.
દિનરાત્રિને દુઃખમાં રહે બસ શુન્ય સઘળું ભાસતું,
નિજગૃહ ભાસી શુન્ય તેના હૃદયને સંતાપતું;
દુઃખથી વ્યાકુળ બાળા આખરે ચાલી ગઇ,
શોધવા નિજ પ્રેમીને બાળા ખરે ચાલી ગઇ.
એમ કંઇક દિનો વહી ગયા બસ શોધતાં નિજપ્રેમીને,
પણ નહિ પડી તેને ખબર કે ક્યાં ગયો પ્રેમી ખરે.
આ તરફતો પ્રિયકાંતની સ્થિતિ ઘણી દુર્બળ બની,
મિત્રઘાતી મનરે સંતાપતું તેને નકી.
ઓ મન શીદ મુંઝાય તું શા માટ ફાંફાં મારતું,
દુર્જન બન્યો છું હું નકી સત્ય મુજને ભાસતું;
ચાલી નિકળ્યો તે ખરે બસ શોધ કરવા મિત્રની,
વન વન ભમ્યો તે તો અરે બસ શોધ કરવા મિત્રની,
એક દિન તે ફરતો હતો ને શોધ કરતો મિત્રની,
ત્યાં દુરથી તેણે દીઠી એક સુંદરીની આકૃતિ.

ચી. જોશી.

આવી રીતે બારોટ કવિતામાં વાત લલકારી રહ્યો હતો; પણ તેની આ વાત રાજાને પસંદ પડી નહિ. બીજા પણ કંટાળ્યા હતા. છેવટે રાજાએ એકાએક બેઠા થઈ બારોટ પ્રતિ કહ્યું, "બારોટ વાત હવે એટલેથીજ અટકાવો."

બારોટ ચમક્યો, ગભરાયો અને બોલ્યો; "કાં નામદાર?"

"તમારી વાતમાં કંઇ રસ પડયો નહિ."

"પૂરી તો થવા દયો?"

"ના, કંટાળા ભરેલું ટાયલું સાંભળવાની મારી ઇચ્છા નથી."

• એવામાં એક સરદારે પૂછ્યું; "બારોટ! તમે વાર્તા કહેવામાં મશહુર છો, વળી કવિતા કરવામાં પણ પ્રવિણ છો; છતાં આજે આવી ભલીવાર વીનાની કવિતામય વાર્તા કેમ લલકારી?"

બારોટ થોડીવાર મૌન રહ્યો અને પછી બોલ્યો, "ભાઇ સાહેબ! તમે સઘળા માફ કરજો. મેં આજે સૌની પરીક્ષા કરવાની ઇચ્છાથી આવી ઢંગ વિનાની વાત કહી, પણ મહારાજા અને તમે સઘળા ચતુર અને વિદ્વાન હોવાથી કવિતા કેવી છે એ તરત જાણી શક્યા. આને માટે નેક નામદાર મહારાજા અને તમને ધન્યવાદ ઘટે છે."

"બારોટ! તમારી વાતમાંનાં ત્રણ જણાનું શું થયું?"

"ત્રણે આપઘાત કરીને મરી ગયાં."

"આ કવિતા તમે જાતે બનાવી છે?"

"અરે? આવીતે કવિતા હું બનાવું ખરો કે?"

• "કદાચ બનાવો."

"અરે એમ તે હોય? મારી કવિતાઓ મશહુર છે, હું આખા હિંદુસ્થાનમાં શિઘ્ર ક્વીશ્વર તરીકે પંકાઉં છું. જો આવી કવિતા બનાવું તો મારા નામને લાંછન લાગે."

"ત્યારે આ કવિતા ક્યાંથી કાઢી."

"સાંભળો, આ કવિતા વિશે તમને જણાવું. જાણે એક દિવસ એમ બન્યું કે હું મારા મકાનમાં ખાઈ-પી બેઠો હતો; એવામાં એક યુવાન છોકરો મારા ઘર આગળ આવ્યો.

હું નીચેજ બેઠો હતો. મેં તેને મારી પાસે બોલાવ્યો. તે મનેજ મળવા માંગતો હતો. તેણે મને બે હાથ જોડી પ્રણામ કર્યા. મેં તેને મારી સામે બેસવાનું સૂચવ્યું. તે બેઠો. આ છોકરો દેખાવડો હતો. ઉમ્મર આશરે વીસેક વર્ષની હતી. કપડાં ઉજળાં હતાં. બોલવામાં વાચળ અને સાથે કંઇક શરમાળ પણ હતો. તેના મુખ પર ગરીબાઇનાં ચિહ્ન જણાતાં હતાં. મેં તેને પૂછ્યું, "ભાઇ! તું કોણ છે?"

તેણે નમ્રતાથી કહ્યું, "હું એક બ્રાહ્મણ છું."

"અહિં કેમ આવ્યો છે?" મેં પૂછ્યું.

તે છોકરાએ આંખ્યોમાં અશ્રુ આણી કહેવા માંડયું; "હું આપનું નામ સાંભળીને આપની પાસે આવ્યો છું. આપનું નામ સર્વત્ર સુપ્રસિદ્ધ છે. આપ દયાળુ અને ડાહ્યા છો, આપના ગુણની તારીફ સાંભળીનેજ હું આપની પાસે ખેંચાઈ આવ્યો છું. હું એક ગરીબ માબાપનો છોકરો છું. બહાર ગામનો વતની છું. જાતે બ્રાહ્મણ છું. મારો બાપ મને ચાર વર્ષની ઉમ્મરમાં મૂકીને મરણ પામ્યો છે. મારી વિધવા માતા હાલ હયાત છે. તેણે ગરીબીના કારણે ઘણું કષ્ટ સહન કરી મને ઉછેરીને મોટો કર્યો. હું વિદ્યા સંપાદન કરવા લાગ્યો. મારી માએ મહેનત મજુરી કરી, પૈસાદારોની ખુશામત કરી મને ભણાવ્યો. હું વિદ્યા સંપન્ન થયો. અને નોકરીમાં રહ્યો. પણ નોકરીમાં મારૂં ચિત્ત ચોંટ્યું નહિ. મારી ઇચ્છા કવી અગર લેખક થવાની હતી. હું મારૂં નામ પ્રસિદ્ધ થાય એ જોવાને ઘણો આતુર

કતો. મેં લખવા માંડયું. એક નાટક લખવું પણ શરૂ કર્યું; પણ ગરીબાઇને કારણે; પેટની વેઠના પરીણામે હું મારૂં કાર્ય બરાબર કરી શકતો નહિ. એવામાં હું માંદો પડયો. સખ્ત મંદવાડ આવ્યો. માંદગી લંબાઇ. બે ચાર દયાળુ સજ્જનોએ મને પૈસાની મદદ કરી. ડાક્તરોની દવાથી સારો થયો. પછી હું મારૂં નાટક અને લેખ લઇ નીકળ્યો અને કેટલાક નાટકવાળા તથા પુસ્તક પ્રકાશકોને મળ્યો. પણ અફસોસ! થતા લેખક અને કવિને આશ્રય આપી લાઇટમાં લાવવાની સઘળાઓએ સાફ ના પાડી. હું લેખકોને મળ્યો. ત્યાં પણ નાશીપાસ થયો અને અંતે રઝળી-રખડી નિરાશ થઇ આપની પાસે આવ્યો. આપ દયાળુ છો. મને આપની પાસે રાખો, તમે કહેશો એ કાર્ય કરીશ અને આપના પ્રતાપથી દુનિયાંમાં પણ ઓળખાઇશ.

આપને દરેક કામમાં મદદરૂપ થઇશ. અને તમારો સેવક થઇને રહીશ. આ ગરીબને આશ્રય આપવાથી તમારૂં કલ્યાણ થશે. મારી ગરીબ વિધવા રાંકડી માતા પણ તમને આશિષ આપશે. ” આટલું કહી તે નામધારી કવિરાજ એક નાના બાળકની માફક રડી પડયા. તેની આંખ્યોમાં અશ્રુજળ જોઇ મને તેની ઘણી દયા આવી. મેં તેને કેટલાક સવાલ પૂછ્યા. તેણે વિનયથી મારા સઘળા પ્રશ્નના જવાબ આપ્યા. આ પછી મેં તેને મારા પડોશમાં એક ઘર ભાડે લઇ રખાવ્યો; અને તેને વખતો વખત મદદ કરવા લાગ્યો. એક દિવસે મેં તેને પૂછ્યું. કે તને કવિતા બનાવતાં આવડે છે કે? તેના પ્રત્યુત્તરમાં તેણે તરતજ ખીસ્સામાંથી કાગળની એક ચોપડી કાઢી મને બતાવતાં કહ્યું, જુઓ; આ કવિતા મારી પોતાનીજ બનાવેલી છે. વળી આ કવિતા ઘણાં માણસોને પસંદ છે. કેટલાક ગૃહસ્થોએ મને આ કવિતા છપાવવાનો આગ્રહ પણ કર્યો છે. આ કવિતા બના-

વવામાં મેં મારા લોહીનું પાણી કર્યું છે. માત્રા–મેળ વગેરે મેળવવા આખી રાત્રીઓના ઉજાગરા કર્યા છે. વિદ્વાનોએ પણ આ કવિતાનાં મુક્ત કંઠે વખાણ કર્યા છે. આવી રીતે તે કવિરાજે તેની કવિતાનાં હદ ઉપરાંત વખાણ કર્યાં. હું તરતજ સમજી ગયો કે આ કવી બોલવામાં વાચાળ છે. મેં તેની કવિતા વાંચી, પૂરી વાંચી અને મનમાં હસ્યો." આટલી વાત કરી બારોટ શાન્ત રહ્યો.

રાજાએ પૂછ્યું; "એ કવિતા અમને ગાઇ સંભળાવો."

"આપ નામદારને એજ કવિતા નિવેદન કરી છે."

"શું તમે હમણાં ગાઇ તેજ ?"

"હા એજ."

રાજા અને અન્યજનો ખડખડાટ હસી પડયા. બારોટે આગળ કહેવા માંડયું; "તેની કવિતા સાંભળી હું મનમાં હસ્યો. મારી ખાત્રી થઇ કે આ નામધારી કવી દંભી અને પોતાનાં વખાણ કરનારો છે. કવિતા બનાવવાનું અગર લખવાનું તેને મુદ્દલે જ્ઞાન નથી. ઠીક, મારે શું. આમ વિચારી મેં તેની કવિતા તેને પાછી આપી જણાવ્યું કે ઠીક છે. આ પછી તે મારી પાસે રહેવા લાગ્યો. મને મોટાભાઇ સાહેબ વગેરે માનસૂચક શબ્દોથી ખુશ રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો. કોઇ કોઇ વખતે સ્વાદિષ્ટ રસોઈ પણ બનાવી મને જમાડવા લાગ્યો. જો તેને કંઇ પણ સારૂં આવડતું હોય તો તે એજ કે તેને રસોઇ સારી બનાવતાં આવડતી હતી. તેની જાતના અને તેનાં સગાંમાંનાં ઘણાખરાનો ધંધો રસોઇ બનાવવાનો જ હતો. મેં પણ નિર્માણ કર્યું કે આ કવિરાજને ભવિષ્યમાં રસોઇનો ધંધો સ્વીકાર્યા વિના સિદ્ધિ નથી. દિવસોપર દિવસો જવા લાગ્યા. દિવસો વિતતાં મને ખબર પડી કે આ કવિરાજ દેખાવમાં ઉપરથી જેવા

સુંદર જણાય છે. એવા અરે એથી પણ વિશેષ હૃદયમાં ભયંકર છે. તે ડગલે-ડગલે અસત્ય બોલનારો, હરામ હાડકાંનો-પ્રમાદી-આળસુ વગેરે દુર્ગુણોનો ગાઢ દોસ્ત માલૂમ પડયો. વ્યસની પણ પૂરો હતો. જીભ્યા સ્વાદ હદ ઉપરાંત હતો. એક મહિનો થતાં તો દેવું વધી ગયું. લેણ-દારો તરફથી ઉઘરાણી શરૂ થઇ. તે અકળાયો-મુંઝાયો; અને છેવટે મને ધાપ મારવાનો નિશ્ચય કર્યો. એક દિવસે સમય સાધી તેણે મારાં પુસ્તકોની ચોરી કરી. કેટલાક પૈસા પણ ઉપાડયા. પુસ્તકો બુકસેલરને પાણીના મૂલે વેચ્યાં અને પછી તે નાણાં લઇ રસ્તે પડયો. મેં તેને કપડાં પણ પહેરવા આપ્યાં હતાં. તે કપડાં-પૈસા લઈ પસાર થયો. ઘરનું ચઢેલું ભાડું-અનાજ વાળાનું દેવું, વ્યસનની વસ્તુઓનાં ચડેલાં બીલ વગેરે ચૂકાવ્યા વિના રસ્તે પડયો. તે આજ સુધી નજરે પડયો જ નથી. મહારાજ! આવા ઉજળા ઠગ આ અવનીમાં ઘણા છે. તે ઉજળા ઠગની બનાવેલી કવિતા આપને રમુજ ખાતર અને આજકાલના કવિઓ કેવા વિદ્વાન છે એ જણાવવાની ખાતર જ કહી સંભળાવી."

"તમે તે તાલીમબાજ કવિની પછી તપાસ કેમ કરી નહિ?"

"મારે તપાસ કરવાની શું જરૂર? ગમે ત્યારે પણ તે મારા સપાટામાં સપડાશે એવી મારી પક્કી ખાત્રી છે."

"તેનું નામ શું?"

"નામ સારૂં છે. વળી ઉપનામ પણ રાખે છે."

"ઉપનામ અને નામ જણાવો?"

"નામ......" બારોટે ઘણાજ ધીમા સબ્દથી કહ્યું.

"ઉપનામ?"

"મનસ્વી."

"અજબ ઉપનામ ?"

"આવાજ જગતને છેતરનારા હોય છે. પણ કુદરત તરફથી તેમને ગયથી ઈન્સાફ જરૂર મળે છે."

"ઠીક, હવે બીજી કોઈ રસમય વાર્તા લલકારો." રાજાએ કહ્યું.

એક સરદારે ઉભા થઇ નમ્ર અવાજે કહ્યું, "આપ નામદારને મારે એક વિનંતિ કરવાની છે ?"

"શું છે ?"

"સાંજ પડવા આવી છે. વળી દુશ્મનો નીકળી ચૂક્યાના પણ સમાચાર મળી ચૂક્યા છે. રણમેદાનમાં આપણે છીએ. આવા સ્થાનમાં વાર્તાવિનોદમાં સમય ગૂમાવવો તે ઇષ્ટ નથી."

"ત્યારે ?"

"સૈનિકોની તપાસ અને દુશ્મનોની હિલચાલપર ધ્યાન આપવાની ખાસ જરૂર છે."

"તે કામ રાજાનું નથી." રાજાએ મૂછોપર હાથ ફેરવતાં કહ્યું.

"ત્યારે તે કાર્ય કોનું મહારાજ ?"

"સેનાપતિનું અને તમારા જેવા સરદારોનું. અમારે-રાજાએ તો નિરંતર આનંદમાંજ રહેવાનું છે. શું તમને ખબર નથી કે અમારા વડવાઓ જ્યારે જુદ્ધે ચઢતા અને રણમેદાનમાં ડેરા તંબુઓ તાણી પડતા તે વખતે અમલ કસુંબામાં ગુલતાન અને રંડીઓનાં ગાનતાનમાં મસ્તાન રહેતા. લઢાઇમાં શું થાય છે એની તેઓ લેશ માત્ર દરકાર રાખતા નહિ. પણ જ્યારે તમામ સરદારો અને સેનાપતિ રણમાં પડે; ત્યારે તરતજ તે પોતે જુદ્ધે ચઢે અને શત્રુઓ સામે લઢી પરીયાનું પાણી દાખવે. સમજ્યા, માટે જાવ. તમે તમારૂ કામ કરો. તમે અને લશ્કર વફાદાર અને બહાદુર છો એવી મને

સંપૂર્ણ ખાત્રી છે. તમે છો તેથી મારે લઢાઇની બાબતમાં ધ્યાન આપવાની કશી પણ જરૂર નથી."

બિચારો સરદાર ચૂપજ થઈ ગયો અને રાજાની મૂર્ખાઇપર મનમાં હસ્યો. ભાટે એક બીજું કવિત લલકારવા માંડયું. રાજા સાંભળી રહ્યો. અન્ય સરદારો તંબુમાંથી ચાલ્યા ગયા. તંબુમાં રાજા અને બારોટ રહ્યા. બાદ થોડીવારે એ ગાનારી યુવાન ગણિકાઓ રાજાના તંબુમાં પ્રવેશી અને ગાનતાનથી રાજા અને બારોટને ખુશ કરવા લાગી.

---

## પ્રકરણ ૯ મું.

---

### અદ્દભુત સન્યાસી.

સાંજ પડવા આવી. સૂર્યભગવાન અસ્તાદ્રિ તરફ ગમન કરવા લાગ્યા. વ્હેમસિંહરાજા અને બારોટ ાંરાંગનાઓનું સંગીત સાંભળી રહ્યા હતા. સરદારો અને સેનાનાયકો બીજી તરફ આનંદ ઉડાવી રહ્યા હતા. સૈનિકો પણ આમોદ પ્રમોદ ારી રહ્યા હતા. આ સમયે એક સાધુ જેવો જણાતો માણુસ છાવણી બાગળ આવ્યો. તેનો દેખાવ અદ્દભુત હતો. માથાપર પીળી જટા ્તી. ગળામાં જાતજાતની માળાઓના થોકડા નાખેલા હતા. પગમાં ાાવડીયો પહેરેલી હતી. ખભાપર ઝોળી ભરાવેલી હતી. હાથમાં લાંબો ચીપીયો પકડેલો હતો. છાવણીની આગળ એક ચોકી આવેલી હતી. મા ચોકી આગળ આવી સાધુએ જયસિતારામ શબ્દોનો મોટેથી ચ્ચાર કર્યો. બે સિપાહીયો અંદર બેઠેલા હતા. તેઓ ચમક્યા અને

બહાર આવ્યા. સાધુએ એકાગ્ર દ્રષ્ટે તે બન્નેની સામે જોયું. સિપાહીઓ પણ સાધુની સામે જોઇ રહ્યા. થોડીવારે સાધુએ પૂછ્યું, "ભાઇ! આ ક્યું નગર છે?"

સિપાહીઓ આશ્ચર્ય પામ્યા અને આ કોઇ અજાણ્યો સાધુ છે જાણી તેમાંના એકે કહ્યું, "મહારાજ! આ નગર અગર ગામ નથી."

"ત્યારે શું છે?"

"છાવણી."

"એટલે?"

"લશ્કરનો મુકામ."

"એમ! વારૂ આ કોનું લશ્કર છે?"

"મહારાજા વ્હેમસિંહનું."

"દેશ જીતવા નીકળ્યા હશે?"

"કંઇક એવું ખરૂં."

એવામાં બીજા સિપાહીએ પુછ્યું, "મહારાજ! તમે આ પ્રદેશથી તદ્દન અજાણ્યા હો એમ લાગે છે?"

"તમારૂં માનવું ખરૂં છે."

"આપ ક્યાંથી આવો છો?"

"આબુના પ્હાડમાંથી."

"આપનું નિવાસસ્થાન?"

"ત્યાંજ."

"ત્યારે આ તરફ આગમન કેમ થયું?"

"હું ગઇ કાલેજ સમાધીમાંથી જાગ્યો છું અને આ તરફ નીકળી આવ્યો છું."

"અહિંથી આબુ કેટલે દૂર છે?"

" આ સામે જે પ્હાડ જણાય છે તેની બીજી બાજુએ આબુ પ્રદેશની સીમા શરૂ થાય છે."

" શું આબુરાજ આટલો નજીક છે?" સિપાહીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

" હા."

" આપ સમાધિમાં કેટલો વખત રહ્યા?"

" લગભગ બાર વર્ષ."

" શું કહો છો?" બન્ને સિપાહીઓ આંખ્યો ફાડીને સાધુની સામે જોઇ રહ્યા.

" પાંચ વર્ષ ફળાહાર અને બાકીનાં વર્ષ વિનાહારે વ્યતિત કરી પ્રભુનાં દર્શન કર્યાં છે."

" મહારાજ! પ્રભુ કેવા છે?"

" સાધુ હસ્યો અને બોલ્યો, "પ્રભુ કેવા છે એ હું તમને શી રીતે જણાવું? તેના રૂપનું વર્ણન બ્રહ્મા પણ કરી શકવા અસમર્થ છે."

" અમારાથી ભગવાનનાં દર્શન કરી શકાય કે?"

" શા માટે નહિ? મનુષ્ય ધારે એ કરવાને શક્તિવાન છે."

" ત્યારે અમારે શું કરવું?"

" દુનિયાંની જંજાળ છોડી જંગલમાં ચાલ્યા જવું અને સર્વેશ્વરનું ધ્યાન ધરવું."

સિપાહીઓને આ ગમ્યું નહિ. તેઓએ વાત બદલવાના ઉદ્દેશથી પૂછ્યું, "કહો હવે આપનું પધારવું આ સ્થળે શા કારણથી થયું છે?"

" સત્યનો ઉપદેશ કરવા."

"કોને ?"

"જે સાંભળે તેને."

"પણ અહિં તો સૈનિકો છે. તેઓ તમારો ઉપદેશ સાંભળશે નહિ."

"સૈનિકો જડવાદના અંધકારમાં ડુબ્યા છે. તેઓ હિંસાને મૂખ્ય ધર્મ માનનારા છે. જ્યાં સુધી આ દેશમાં સૈનિકવાદ કાયમ છે ત્યાં સુધી લડાઇ અને હિંસા નાબુદ થનાર નથી. મારો વિચાર સૈનિકોનેજ ઉપદેશ આપી સત્ય પંથે ચઢાવવાનો છે."

"તમારા ઉપદેશની કંઇ અસર થાય એમ અમને લાગતું નથી."

"અસર થાય અગર ન થાય તેની દરકાર નથી. મારે મારૂં કર્તવ્ય બજાવવું જોઇએ."

"પણ તમારાથી છાવણીમાં જઇ શકાશે નહિ."

"કારણ ?"

"અમારા માહરાજનો એવોજ હુકમ છે."

"તમારા મહારાજનું નામ વ્હેમસિંહ કહ્યું નહિ વારૂં ?"

"હા."

"શું તે એટલો દુષ્ટ છે કે પવિત્ર સાધુઓને માટે પણ તેના દરવાજા બંધ રહે છે ?"

"મહારાજ ! એ વાતજ પૂછશો નહિ. અમારો રાજા સાધુઓનો તો કટ્ટો દુશ્મન છે. સાધુઓને તે ભીખારી અને મફતનું ખાનારા સમજે છે. દેશમાં દુકાળ અને અનાજની મોંઘવારીનું મુખ્ય કારણ સાધુઓનેજ તે માને છે. આથી તેમના રાજ્યમાં સાધુઓને માટે ખાસ કાયદો ઘડવામાં આવ્યો છે."

"શો ?"

"અમારા રાજ્યમાતા કોઇ માણસે સાધુ થવું નહિ અને પર-રાજ્યના સાધુએ અમારા રાજ્યમાં આવીને રહેવું નહિ. આમ છતાં જો કદાચ કોઇને રહેવુંજ હોય તો તેણે દરમહિને પાંચ રૂપીઆ કરના આપવા અને ભીખનો ધંધો નહિ કરતાં કોઇ બીજો ધંધો કરી ગૂજરાન ચલાવવું."

"આતો ઘણો ભયંકર કાયદો? ધારો કે કદાચ કોઇ સાધુએ આવા જુલ્મી કાયદાનો અનાદર કર્યોતો?"

"તો પછી પૂછવુંજ શું? સાધુ બાવાના રામ રમી ગયાજ સમજવા."

"એટલે?"

"સાધુ બાવાને કાંતો ફાંશીએ ચઢવાનું અગર તો જીવનપર્યંત કેદમાં સડવાનું."

સાધુ ખડખડાટ હશી પડયો.

સિપાહીઓ આશ્ચર્ય પામ્યા અને પછી તેમાંના એકે પૂછ્યું, "મહારાજ કેમ હસ્યા?"

"કંઇ નહિ."

"અરે એમ તે હોય? તમારા હસવામાં કંઇક ભેદ છે."

"કદાચ એમ હશે."

"અમને જણાવો?"

"ના, એ ભેદ ભયંકર છે. હું હવે જાઉં છું."

"મહારાજ અમારી પર દયા કરો."

"તમારી પર દયા સંભવેજ નહિ."

"કારણ?"

"તમે દુષ્ટ છો, સાધુઓના શત્રુ છો અને એક નીચ રાજાના ગુલામ છો."

બન્ને સિપાહીયો પીગળ્યા અને બોલ્યા, " મહારાજ ! આમાં અમારો કંઇ પણ દોષ નથી. અમે બચરવાલ માણસો છીએ. પેટની વેઠને માટેજ દુષ્ટ રાજાની સેવામાં જોડાયા છીએ."

" પેટની વેઠને માટે તમે હિંસા કરો છો; પેટની વેઠને માટેજ પ્રભુની કારીગરીરૂપ મનુષ્યો કે જે તમારા ભાઇઓ છે તેઓની પરતલવારો ચલાવો છો. અરે ! શું તમને અન્ય ધંધો નથી જડતો કે જેથી આવું રાક્ષસી કર્મ કરી રહ્યા છો ? મનુષ્યનો અવતાર ફરી ફરી મળવાનો નથી. તમારે તો અન્ય જન્મે નર્કમાં કીડા રૂપેજ અવતરવાનું છે. જે મનુષ્ય મનુષ્યઘાતી છે તે ભયંકર પાપી છે. તે ફરી મનુષ્ય જન્મ લેતોજ નથી. સિપાહીઓ ! તમે આ રાક્ષસી રાજાની નોકરી છોડી દો. મજુરી કરી પેટ ભરો. ઇશ્વર પર શ્રદ્ધા રાખો. પરમાત્મા જરૂર તમને સહાય કરશે. સિપાહીઓ ! યાદ રાખજો કે જુલ્મ ગુજારનારને જુલ્મનો બદલો જરૂર મળે છે. તમારા રાજાનો પાપકુંભ હવે સંપૂર્ણ ભરાઇ ચૂકયો છે અને તેથીજ તેણે મદાંધ થઇ એ પવિત્ર બાળાઓને ઉપાડી લાવી એક ન્યાયી રાજા સામે લઢાઇ જગાવી છે, પણ પરીણામ વિપરીતજ છે. સિપાહીઓ આશ્ચર્ય પામ્યા. સાધુ પર શ્રદ્ધા બેઠી; અને પછી તેમાંના એક સિપાહીએ નમનતાઇથી પૂછયું, " મહારાજ ! આ યુદ્ધમાં શું થશે ? "

" તમારો સંપૂર્ણ પરાજય થશે."

" રાજા."

" રાજા જીવતો કેદ પકડાશે અને પછી ફાંસીએ ચઢશે."

" શું ખરૂં કહો છો ? "

" હા, મારી સત્યતાની ખાત્રી તમારો આત્મા કરી રહ્યો છે છતાં તમે ઉપરથી શા માટે પૂછો છો ? "

"પ્રભુ ! આ વિનાશમાંથી બચવાનો કોઇ ઉપાય છે કે નહિ ?"

"છે, પણ તે ફક્ત એકજ."

"તે શું ?"

"તે તમને જણાવી શકાય એમ નથી."

"ત્યારે કોને જણાવાય એમ છે ?"

"ફક્ત રાજાનેજ."

"ત્યારે તો કૃપા કરી આપ થોડીક ક્ષણ રોકાવ. હું મહારાજાને આપના આગમનની ખબર આપું."

"સાધુના નામથી તારો રાજા ગુસ્સે થશે તો ?"

"ના, એમ નથી. મારો રાજા ઢોંગી સાધુઓનોજ શત્રુ છે. બાકી ચમત્કારી સાધુઓને તો તે માનપૂર્વક જુએ છે."

"પણ તેથી શું ? દુષ્ટ રાજાને નહિ મળવામાંજ પવિત્ર પુરુષોનું શ્રેય સમાએલું છે."

"મહારાજ ! આપ દયામય છો. આપ કોઇ પણ ઉપાયે અમારી ખરાબી થતી અટકાવો."

"ભાઇ ! એતો જે ભાવીમાં લખાયું હશે તે જરૂર થશેજ. છતાં હું પ્રયત્ન કરીશ. જો રાજા મારૂં કહેવું માનશે તો પાયમાલીમાંથી બચી જશે."

"આપનો ઘણોજ ઉપકાર. આપ અત્રે બિરાજો. હું રાજાની પાસે જઇ તરતજ પાછો આવું છું."

"ઠીક." સાધુએ જમીન પર સ્થાન લીધું.

સિપાહી ચાલતો થયો. બીજો સિપાહી સાધુની સામે બેઠો.

થોડીવાર પછી સાધુએ બીજા સિપાહી પ્રત્યે કહ્યું, "ભાઈ ! મને અત્યારે ભજન ગાવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે."

"સુખેથી ગાવ. હું પણ સાંભળીશ."

"કંઇ હરકત જેવું તો નથીને ?"

"ના, રાજાનો તંબુ દૂર છે એટલે ત્યાં સુધી સંભળાશે નહિ."

સાધુએ નીચે પ્રમાણે ભજન લલકાર્યું.

દેહ થકી જીવ છૂટે જ્યારે,
ત્યારે શું લેવું દેવું ?
હિરા માણેક મોતી ઝવેરો;
મૂકીને જાવાનું છે.
હાથ એકથી આપેલું તે,
બીજેથી લેવાનું છે;
પુણ્ય કર્યું પરમાર્થ કાજે,
તે સાથે પળવાનું છે.
ઇશ્વરમાં મન રાખી,
કુડી માયાથી ડરવાનું છે;
સત્ય કર્મના રાહે સારા,
સ્વર્ગે સંચરવાનું છે.
બુરૂં કરતાં બદી લઈ,
બેહાલ બની ભમવાનું છે;
જેણે હરીને હેતે ભજ્યા,
તે સ્વર્ગે પળવાનું છે.
માયામાં લપટેલા ચિત્તે,
મમતામાં મરવાનું છે;
સગાં સંબંધી બાઇ ભ્રાતને,
અીથી દૂર થવાનું છે.

ફ઼ંદા અપરાધો કરનારા,
અપજશમાં રગડાવું છે;
લાખેણું જીવન ગુમાવી,
અંતે તો મરવાનું છે.
માયા પથ્થર કોટે બાંધ્યો,
તેણે ના તરવાનું છે;
ખટ્ટ તણા સહુ ખેલ ત્યજીને,
પ્રભુની પાસ જવાનું છે.
કાયા કંચન સરખી કેરા,
મોહ ત્યજી તરવાનું છે;
ભસ્મ થઇ ઉડી જાવાની,
ના તે સાથ જવાની છે.
માટે મમતા મોહ ત્યજીને,
રામ રટણ કરવાનું છે;
ખોટી બાજી ખેલી અંતે,
કરણી સાથ જવાનું છે.

માનસ તરંગાવલી.

સાધુ મહારાજે તાનથી ગાન લલકાર્યું. તેમનો પ્હાડી અવાજ લાંબે સુધી પહોંચ્યો. છાવણીમાંના અન્ય સૈનિકોએ તે તરફ જોયું. ગાનના તાનમાં મસ્તાન બનેલો સાધુ જણાયો. અનેક સૈનિકો ત્યાં ખેંચાઇ આવ્યા. સઘળાએ ધ્યાનથી ગાન શ્રવણ કર્યું. સાધુએ ગાન પૂરૂં કરી સઘળાના મુખ સામે જોયું. સાધુની વિલક્ષણ દ્દષ્ટે અજબ અસર કરી. મદોન્મત્ત પહેલવાન જેવા જણાતા સૈનિકો શાન્ત અને રાંક જેવા જણાયા. થોડીક ક્ષણ શાન્તિ પ્રવર્તાઇ રહ્યા બાદ

એક સિપાહીએ પૂછ્યું; "મહારાજ! માણસના મરણ પછી પુણ્ય પાપ તેની સંગાથે જાય છે એ શું સત્ય હશે?"

"હા, તદ્દન સત્ય." સાધુએ દાઢી પર હાથ ફેરવતાં કહ્યું.

"ત્યારે અમારૂં શું થશે?" સિપાહીએ શોકમય મુખ-મુદ્રાથી પૂછ્યું.

"તમારી તો અધોગતીજ થવાની."

"શામાટે? અમે તો અમારી ફરજ બજાવી છે?"

"તમે તમારી ફરજ સત્ય વફાદારીથી બજાવી નથી. તમે તમારી ફરજ ફક્ત સ્વાર્થની ખાતર બજાવી છે. તમે માણસોની અરે તમારા બંધુઓની અમૂલ્ય જીવન દોરી તોડી છે. તમે એક દુષ્ટ રાજાને ખુશ રાખવાને અનેક પાપકર્મો કર્યાં છે. જે પ્રજા–માણસોના પૈસાથી તમારા રાજાનું અને તમારૂં પોષણ થાય છે તે મનુષ્યો પર તમે તમારા રાજાના હુકમથી કાળો કેર વર્તાવ્યો છે. નિર્દોષ પ્રજાજનોનાં ગળાં કાપ્યાં છે. તેમ કરતાં તમે તમારા રાજાના રાજાને ભૂલ્યા છો. તેનો ભયંકર અપરાધ કર્યો છે. ભયાનક શિક્ષા તમારે સહન કરવીજ પડશે." સિપાહીયો કંપ્યા અને સઘળા સાધુની સામે જોઈ રહ્યા. સાધુની આંખ્યો વિલક્ષણ તેજથી ચળકવા લાગી. પુનઃ એક સિપાહીએ પૂછ્યું, "મહારાજ! આમાં અમારો શું દોષ? અમે તો અમારા રાજાની આજ્ઞા પાળવાને બંધાએલા છીએ?"

"ત્યારે શું તમે તમારા રાજાના પણ રાજા કે જે પ્રભુ તેની આજ્ઞા પાળવાને બંધાએલા નથી?"

"તેની આજ્ઞા તો જરૂર પાળવી જોઇએ."

"તમે કોની આજ્ઞાને મોટી માનો છો?" સાધુએ પુછ્યું.

"પ્રભુની."

" પ્રભુની આજ્ઞા જાણો છો?"

" હા."

" શું?"

" નિરંતર સત્યથી ચાલવું અને દરેક પર પ્રેમ રાખવો."

" આ આજ્ઞા તમે પાળી છે?"

સિપાહી નિરૂત્તર રહ્યો. કોઇપણ સિપાહીએ જવાબ આપ્યો નહિ.

પુનઃ સાધુ મહારાજે પૂછયું; " બોલો? જવાબ આપો? તમે પ્રભુની આજ્ઞાને માન આપ્યું છે?"

" ના." સઘળા એકે અવાજે બોલી ઉઠયા.

" ત્યારે તમારે શિક્ષા સહન કરવીજ જોઇએ? તમે મનુષ્ય છો. પશુથી ઉત્તમ છો. તમારામાં જ્ઞાન-બુદ્ધિ છે. તેથી તમે સારા-સારનો-સત્યનો વિચાર કરી શકો એવા છો. તમારો રાજા પણ પ્રભુનું બનાવેલું પુતળું છે. તે પણ પ્રભુની આજ્ઞા પાળવાને બંધાએલો છે. તમે કહો છો કે રાજાની આજ્ઞા દરેક સૈનિકે પાળવી જોઇએ. હું પણ કહું છું કે રાજાની આજ્ઞા વગર વિલંબે માનવી જોઇએ. પણ તે આજ્ઞા કેવી છે તેનો પ્રથમ વિચાર કરવો જોઇએ. આ બુદ્ધિનો વિષય છે. રાજાએ નિરંતર સત્યનુંજ સેવન કરવું જોઇએ, સત્યથી વિરૂદ્ધ વર્તન ચલાવનાર રાજા નથી પણ રાક્ષસ છે. તમારે તમારા રાજાની અને તમારા ઉપરી અમલદારોની આજ્ઞાઓને સત્યની આજ્ઞાઓ સાથે સરખાવવી જોઇએ. જો તેઓની આજ્ઞાઓ સત્યને અનુસરતી હોય તો તરતજ ઉઠાવવી જોઇએ. પણ જો તે સત્યથી વિમુખ હોય તો તેજ ક્ષણે તે આજ્ઞાનો અનાદર કરવો જોઇએ, આમાં ઉભયનું કલ્યાણ છે. સિપાહીઓ! વિચાર કરો. તમારો રાજા કેવી પ્રકૃત્તિનો છે તેનો મનથી ખ્યાલ કરો. શું નિર્દોષ પ્રજાપર જુલ્મ

નથી થતો ? શું તેણે હાલમાંજ એ નિર્દોષ કુમારીકાઓનું હરણ નથી કર્યું ? શું તેણે અન્ય રાજ્યને દગાપ્રટકાથી જીતવાનો પ્રયત્ન નથી કર્યો ? તેનો દાખલો તાજોજ છે. તમારા બાહુબળથી–તમારા શૌર્યથી તમારા રક્તપાતથી તમારો રાજા આનંદ ઉડાવી રહ્યો છે. તમારા ભાઇયોપર જુલ્મ–ત્રાસ વર્તાવી રહ્યો છે. તમારી બ્હેન–દીકરીઓની આબરૂપર હલ્લા કરી રહ્યો છે; અરે આ યુદ્ધ સમયે પણ તમારા અમૂલ્ય પ્રાણની પરવાહ નહિ કરતાં અમલ–કસુંબાનું સેવન કરી તંબુમાં ભરાઇ રહ્યો છે. સિપાહી બચ્ચાઓ ! ઉંડો વિચાર કરો. તમે શું તમારી સાચી ફરજ બજાવો છો ? શું તમે એક શયતાનની સેવા નથી કરતા ?" આટલું લંબાણ વિવેચન કરી સાધુ શાન્ત રહ્યો. તેનું મુખ ગુસ્સાથી લાલચોળ બન્યું. સિપાહીયો પણ સ્તબ્ધ બન્યા; અને અંતે કંઇક નિર્ણયપર આવી બોલ્યા, " અમે શું કરીએ ? અમને કંઇ રસ્તો બતાવો ? અમે તમારે શરણે છીએ ?"

" તમે શયતાનની સેવાનો ત્યાગ કરો."

" પેટનું પોષણ ?"

" પ્રભુપર વિશ્વાસ રાખો."

" અમે આપના ચરણના સોગન ખાઇને કહીએ છીએ કે અત્યારે અમે અહિં જેટલા છીએ તેટલા આ અઠવાડીયામાં નોકરીથી છૂટા થઇ જઇશું અને હમેશાં સત્યના રસ્તે ચાલીશું."

" પ્રભુ તમારૂં કલ્યાણ કરો. સિપાહીયો ! તમારે ગભરાવું નહિ. પ્રભુપર વિશ્વાસ રાખજો. તેજ તમારૂં પોષણ કરશે." સાધુએ થોડીવાર શાન્ત રહી પુનઃ કહેવા માંડયું.

" બહાદુરો ! તમે હવે જાવ; અને તમે નોકરીમાંથી છૂટા થઇ મને આવી મળજો. પ્રભુ કૃપાએ હું તમને સારી નોકરી અપાવીશ. આ સાથે તમારે એ પણ કર્તવ્ય બજાવવાનું છે કે તમારા બંધુઓ

કે જેઓ પેટને માટે શયતાનની સેવામાં જોડાએલા છે; તેઓને પણ સમજાવી સત્યના પથે પ્રેરવા. આમ કરવાથી મહાપુણ્ય પ્રાપ્ત થશે."

સઘળા સિપાહીયો ઉઠયા અને સાધુના ચરણમાં પ્રણામ કરી રસ્તે પડયા. સાધુ અને પ્રથમનો ચોકીદાર સિવાય ત્યાં અન્ય કોઇ રહ્યું નહિ. સાધુએ આંખ્યો બંધ કરી ધ્યાન ધરવાનો આરંભ કર્યો, તેમની સામે બેઠેલો સિપાહી રાજાના તંબુમાં ગએલા તેના જોડીદારની રાહ જોઇ રહ્યો.

## પ્રકરણ ૧૦ મું.

### સાધુના સમાચાર.

હેમસિંહ રાજાના તંબુમાં આનંદનો આરંભ થઇ ચૂક્યો હતો. તંબુના દ્વાર આગળ એક ચોકીદાર ઉભો હતો અને તે પણ તંબુના પડદામાંથી અંદરની લીલા અવલોકી રહ્યો હતો. આ વખતે તંબુમાં બે વારાંગનાઓ હાજર હતી. એ બન્ને નવયૌવનાઓ આંખ્યો નચાવતી અને વિવિધ નિર્લજ્જ ચેષ્ટાઓથી રાજા તથા બારોટને રીઝાવી સ્વહસ્તેજ બન્નેને મદીરા પીવરાવતી હતી. તંબુમાં અદ્ભુત નાટક ભજવાઇ રહ્યું હતું. આ વખતેજ પેલો સિપાહી તંબુ પાસે આવ્યો. દ્વાર આગળ ઉભેલા ચોકીદારે હસીને તેના સામે જોયું.

આવનાર સિપાહીએ તેને પૂછયું, "કાં ભાઇ! રાજાજી અંદર છે ને?"

"હા, શું કામ છે?"

"અગત્યનું કામ છે?"

"પણ શું?"

"તમને જણાવાય એવું નથી."

"ત્યારે શું ખુદ રાજાજીનેજ કહેવા જેવું છે?"

"હા."

"પણ અત્યારે તમારાથી તેમને મળી શકાશે નહિ."

"કેમ વારૂ?"

"રાજાજી આનંદમાં છે."

"ત્યારેજ ઠીક પડશે."

"પણ આ આનંદ તો જુદોજ છે."

"શું?"

"રામજણીયો સાથે રંગરાગ કરી રહ્યો છે."

"કેટલી રામજણીયો છે?"

"બે."

"રાજાજી પાસે કોઇ બીજું છે કે?"

"હા."

"કોણ?"

"પેલો ભાટ."

સિપાહીએ નિઃશ્વાસ નાખ્યો. તંબુ પાસે ઉભેલા સિપાહીએ આવનાર સિપાહીને તંબુની ફાટમાંથી અંદરની લીલા બતાવી. આવનાર સિપાહી અંદરનું નાટક જોઇ કંપ્યો અને રાજા પ્રત્યે ધિક્કાર પ્રકટયો. ગરીબ બિચારો સિપાહી વિચારમાં પડયો. જો તે આમને આમ ઉભો રહે તો પેલી તરફ સાધુનો વખત જાય અને આ બાજુ જો રાજાને આ વાત ન જણાવાય તો ખરાબી થાય. તેને વિચારમાં પડેલો જાણી તંબુરક્ષકે પૂછયું, "કાંભાઇ! શું વિચારમાં પડયો?"

"દોસ્ત ! હું અત્યારે એક સંકટમાં સપડાયો છું."

"એવું તે શું છે ?"

"અમારી ચોકી આગળ એક સાધુ આવ્યો છે અને તે જાને મળવા માગે છે."

"તે સાધુને જણાવી દે કે રાજાજી હાલ મળી શકે એમ નથી."

"ભાઇ ! એમ કરવા જેવું નથી. સાધુ ચમત્કારી છે. ભુત-વિષ્યને જાણનાર છે."

"એમ કે ?"

"હા."

"ત્યારે શું કરીશ ?"

"તેજ વિચારમાં છું."

સિપાહીઓ આ પ્રમાણે વિચાર કરી રહ્યા હતા, એ અર-સામાંજ પેલી તરફ બિરાજેલા સાધુ મહારાજે સમય વ્યતિત કરવા એક બીજું ભજન લલકાર્યું. તે ભજનનો અવાજ રાજાના તંબુ સુધી આવ્યો. બન્ને સિપાહીયો કાન માંડી સાંભળી રહ્યા. ભજન આ મુજબ હતું.

વિશ્વે વસી કીરતારની,
  ભક્તિ ન ભાવેથી કરી;
ઝણકાર વિણા સત્યનો,
  ઉરમાં ધરી રાખ્યો નહિ.
વિષયી ને સ્વાર્થી બની,
  સંસારમાં સરસા રહે;
એવા નરાધમને અહિં
  સંસારમાં શું સાર છે?

નિજ ધર્મની રીતિ રૂડી,
　ભાવે તજી દેનારને;
સત્સંગ છોડી દંભનો,
　જેને અતિશે પ્યાર છે.
નિજ આત્મના કલ્યાણુ માટે;
　ધર્મ કંઈ ના જે કરે,
એવા નરાધમને અહિં,
　સંસારમાં શું સાર છે ?
આ વિશ્વની અકળીત લીલા-
　-માં જનો ભરમાય છે,
સંસારના ખટરાગમાં;
　ખાલી જીવન કરમાય છે,
વ્યાધિ નવી શિર વ્હોરવી,
　એવીજ જેને ટેવ છે,
એવા નરાધમને અહિં,
　સંસારમાં શું સાર છે ?

* * * * *

રોગી બહુ ભોગી વળી,
　વિધ વિધના લોકો વસે;
વિણુ અર્થે દુઃખથી રાત દિન,
　તે લોક હીજરાયા કરે.
એવી ગરીબી કારમી,
　કદુ કષ્ટની દેનાર છે;
એવા ભરેલા કષ્ટમય,

સંસારમાં શું સાર છે ?
સ્નેહી સગાં પળ એકમાં,
મૃત્યુ તણા મુખમાં પડે,
હૃદય દગ્ધ બની દુઃખેથી,
શોક અશ્રુ ખેરવે,
ફાંશી દઈ હાંશી કરે,
તે જીવન કડવાં ઝેર છે;
કટુતા ભરેલા એહવા,
સંસારમાં શું સાર છે ?
પરમાત્મના નિયમ ક્રમે,
ઘટમાળ સૌ ચાલ્યા કરે,
સુખવા ઘડીભર દુઃખથી,
અંતર બહુ દ્રવતું રહે.
આવરણ આવે અનેરાં,
બાજી પણ બદલાય છે;
તેથી કહું છું, સત્ય કે,
સંસારમાં શું સાર છે ?
× × × × × × ×
ચોરી લબાડી વિષયને,
વ્યાધી સદા વળગી રહે;
આધી અને ઉપાધીથી,
હૃદય અરે સળગી રહે.
વૈભવ અને રમણીયતા,
તનનીજ ખાક થનાર છે;

જાવું ત્યજી ક્ષણ એકમાં,
સંસારમાં શું સાર છે ?
સંસારમાં સુખ દુઃખ રૂપી,
ચક્ર એ ચાલ્યાં કરે.
ચિરકાળ સમસુખે સ્થળે કો,
કોઇ ના મ્હાલ્યા કરે;
આદર્શમય જીવન વિના,
ક્યાં મોક્ષનો અધિકાર છે ?
જાવું ત્યજી ક્ષણ એકમાં,
સંસારમાં શું સાર છે ?
માયા અને મમતા થકી,
જીવન સદા ભરપૂર છે;
કિરતારના આદેશનું,
જ્યાં ભાન ભૂલાયેજ છે;
ભટક્યાં રહે સંસારમાં,
સજનાર શું મળનાર છે ?
જાવું તજી ક્ષણ એકમાં,
સંસારમાં શું સાર છે ?

**માનસ તરંગાવલી.**

ભજન સમાપ્ત કરી સાધુએ નારાયણ—નારાયણ શબ્દનો મોટેથી ઉચ્ચાર કર્યો. આ ભજન સાધુએ મોટા અવાજથી ગાએલું હોવાથી છાવણીમાં ઘણે દૂર સુધી સંભળાયું હતું. તંબુમાં રાજાએ પણ સાંભળ્યું, રાજાએ તરતજ બૂમ મારી; " અરે પહેરાપર ! કોણ છે ? "

" જી, હુજુર ! સેવક હાજર છે ? " કહેતો દ્વાર રક્ષક હાથ
ો અંદર આવી ઉભો.

તરતજ રાજાએ તેને પૂછ્યું, " અલ્યા ! હમણાં થોડીકવાર
કોણ ગાતું હતું ? "

" મહારાજ ! તે એક સાધુ છે. "

" શું સાધુ ? " રાજાએ ભવાં ચઢાવી પૂછ્યું.

" હા મહારાજ. "

" તે સાધુ ક્યાં મુએો છે ? "

" છાવણીની બહાર આવેલી પહેલી ચોકી આગળ. "

" તે કોણ છે ? ક્યાંથી આવ્યો છે ? "

" તેની મને ખબર નથી. "

" કોઇ ભેદી તો નથી ને ? "

" તે પણ હું જાણતો નથી. "

" કેવો મૂર્ખ ? તારી ફરજ છે કે પૂરી તપાસ કરવી. "

" પણ હુંતો અહિંનો પહેરેદારછું. "

" તંબુ આગળનો પહેરેદાર તું છે ? "

" હા. "

" ઠીક, જા; અને તે ચોકી પરના પહેરેદારને બોલાવવા કોઇ
ાપાહીને મોકલ. "

" ત્યાંનો પહેરેગીર હાજર છે ? "

" ક્યાં છે ? "

" તંબુની બહાર. "

" તે કેમ આવ્યો છે ? "

" તે સાધુની કંઇ બીના જણાવવા માટે. "

" ક્યારનો આવ્યો છે ? "

" ઘણી વાર થઇ. "

" કેવો બેવકુફ ? તેં તેને તરતજ કેમ હાજર ન કર્યો ? "

" મહારાજ ! આપ તે વખતે પૂર આનંદમાં હતા. "

" ઠીક, જા અને તેને અંદર મોકલ. "

સિપાહી ચાલતો થયો. થોડીવારેજ પેલો ચોકીદારનો સિપાહી તંબુમાં દાખલ થયો અને રાજાને કુર્નિશ બજાવી ઉભો રહ્યો.

" રાજાએ તેના સામે જોઇ પૂછ્યું; " પહેલી ચોકીના પહેરા પર તુંજ છે કે ? "

" હાજી. "

" હાલ ત્યાં કોણ છે ? "

" મારો ભાઇ. "

" ત્યાં કોઇ સાધુ આવ્યો છે તે શું ખરી વાત છે ? "

" હા, મહારાજ ! હું તેના વિશેજ આપ નામદારને જણાવવા આવ્યો છું. "

" એમાં મને કંઇજ જણાવવાની જરૂર નથી. તું આપણો કાયદો જાણે છે ને ? જા; તેને કેદમાં મોકલાવી દે. અને જેલરને કહેજે કે તેની પાસે દરરોજ પાંચ મણ દળાવે. "

" પણ મહારાજ ! " સિપાહીએ બે હાથ જોડી કહ્યું.

" કેમ શું છે ? "

" તે સાધુ ચમત્કારી છે. "

" એટલે ? "

" દેવી પુરૂષ છે. "

" શું તેણે કંઇ ચમત્કાર બતાવ્યો ? "

"ચમત્કાર તો કંઈ કર્યો નથી; પણ તે આપણી સઘળી વાત જાણે છે."

"શું?"

"બની ગએલી અને બનવાની."

"કદાચ ઠગારો હશે તો ?"

"આપ નામદાર ખાત્રી કરો."

"કેમ બારોટ! શું વિચાર છે?" રાજાએ બારોટને પૂછ્યું.

"મને લાગે છે કે તે કોઇક ભેદી હશે?"

"આપણા રંગીઓને હાજર રાખો કે જેથી ઝટ ભેદ કળાઈ આવશે." વારાંગનાઓએ સલાહ આપી.

"હા, આ વાત બરાબર છે. સુંદરીઓ! તમે જાવ હવે."

આજ્ઞા મળતાં રામજણીયો ચાલી ગઇ. રાજાએ તરતજ રંગીઓને બોલાવ્યા અને તેમને સુચના આપી. બીજા સરદારોને પણ તંબુમાં બોલાવ્યા. આ સર્વ ગોઠવણ કર્યા બાદ પેલા સિપાહીને રાજાએ કહ્યું, "જા; અને તે સાધુરામને અહિં લઇ આવ."

સિપાહી ચાલતો થયો અને સાધુ મહારાજ પાસે આવ્યો, તેને જોતાંજ સાધુએ પૂછ્યું; "કાં ભાઇ! વાર કેમ લાગી?"

"મહારાજા આનંદ ઉડાવતા હતા."

"રામજણીયો હાજર હતીને?"

"હાજી."

"ઠીક; શું સમાચાર છે?"

"આપને બોલાવે છે."

"તને કંઇ પૂછ્યું કે?"

સિપાહીએ રાજાની સાથે થએલી વાત જણાવી."

સાધુ થોડીકક્ષણ વિચારમાં પડી અંતે ઉભો થયો અને પેલા સિપાહીની સાથે ચાલ્યો. સિપાહી આગળ અને સાધુ પાછળ, એવી રીતે બન્ને રાજાના તંબુ તરફ જવા લાગ્યા.

## પ્રકરણ ૧૧ મું.

### ગયબી ગોળો.

ધન્ય ધન્ય તુજ રંગ, ગેબી ગોળા નવલના;
કીધો આશાભંગ, વ્યષ્ટિ કરતાં વ્હેમને.

સાધુએ ચાલતાં-ચાલતાં બારીકાઈથી છાવણીનું નિરીક્ષણ કરવા માંડયું. સિપાહિ પાછળ જોયા વિના આગળ ચાલ્યો જતો હતો. છાવણીમાંના સૈનિકો સાધુની તરફ આશ્ચર્યતાથી જોતા હતા. તંબુ થોડેક દૂર રહેતાં સાધુએ આગળ ચાલનાર સિપાહીને પૂછ્યું; " આ પેલો મોટો તંબુ દેખાય છે, તેજ રાજાનો તંબુ કે ? "

" હાજી. " સિપાહીએ પ્રતિઉત્તર વાળ્યો.

" મહારાણી સાથે છે કે ? " પુનઃ સાધુએ પૂછ્યું.

" ના. "

" ત્યારે ? "

" નગરમાં. "

" રાજાજી આગળ રાણીજીનું કેવું ચાલે છે ? "

" બહુ સારૂં તો નહિ. પણ રાણીજીથી રાજાજી કંઇક દબાય છે ખરા. "

" રાજાને તે સિવાય બીજી કેટલી રાણીયો છે ? "

" એકે નહિ; પણ ઉપપત્નિઓ અનેક છે. "

" આ લડાઇ વિશે રાણીજીનો કેવો મત છે ? "

" રાણીજી આ લડાઇથી સખ્ત વિરૂદ્ધ છે. "

સાધુએ મૌન ધારણ કરી ચાલવા માંડયું. અંતે તેઓ તંબુ આગળ આવ્યા. પહેરેગીરે અંદર જઇ તેમના આગમનના સમાચાર આપ્યા. રાજાએ સાધુને અંદર લાવવાની આજ્ઞા આપી.

સાધુએ આસપાસ નજર ફરી તંબુમાં પ્રવેશ કર્યો. રાજા બ્હેમસિંહ ઢોલીયા પર બેઠો હતો. તેની સામે અનેક સૈનિકો અને સરદારો જમીનપર પાથરેલી શેતરંજી પર બેઠા હતા. બાજુ પર બેઠેલા રંગીઓને પણ સાધુની ચપળ આંખ્યોએ જોઇ લીધા.

સાધુ અંદર આવતાંજ એક સરદારે ઉભા થઇ કહ્યું, " પધારો મહારાજ. "

સાધુએ હાથ ઉંચા કરી આશિષ આપી અને મૃગચર્મ બીછાવી રાજાની સામે સ્થાન લીધું. રાજાએ સાધુની સામે જોયું. તત્કાળ સાધુએ પણ રાજાની આંખ્યો સાથે પોતાની આંખ્યો મેળવી. રાજા વધુવાર સાધુની સામે જોઇ શક્યો નહિ. સાધુની આંખ્યોનું તેજ તેનાથી સહન થયું નહિ. તરતજ રાજાએ દ્રષ્ટિ ખેંચી લેતાં પૂછ્યું, " સાધુ બાવા ! કઈ તરફથી પધારવું થયું છે ? "

" આબુરાજ તરફથી. "

" ત્યાં કેટલાક વખતથી રહોછો ? "

" ઘણાં વર્ષોથી. "

" શું વ્યવસાયમાં સમય નિર્ગમન કરો છો ? "

" પ્રભુના ધ્યાનમાં, નારાયણના રટનમાં તીર્થાટનમાં હાલ તો જીવન વ્યતિત થાય છે."

" પેટનું પોષણ શી રીતે કરો છો ? "

" ક્ષુધાપર આત્માએ સત્તા મેળવી છે તેથી ક્ષુધા અમને પીડા કરી શકતી નથી. "

" એમકે ?" રાજાએ મશ્કરી રૂપે બોલી પુનઃ આગળ પૂછયું; " તમારૂં નામ ?"

" સદાનંદ. "

રાજા ખડખડાટ હસી પડયો અને બોલ્યો; " હવે આપના આગમનનું કારણ જણાવો ? "

" હું કંઈ કાર્ય પ્રસંગે તમારી પાસે આવ્યો નથી. "

" ત્યારે ? "

" ફરતો-ફરતો આ તરફ આવી ચઢયો છું. મને પ્રથમ ખબર નહોતી કે આ તમારી છાવણી છે. હું તો કોઈ ગામ સમજીનેજ આ તરફ આવ્યો હતો. "

" ભલે પધાર્યા, અમને ઘણોજ આનંદ થયો. " રાજાએ ઠીક લગાડવા કહ્યું. એવામાં બારોટે સાધુ પ્રત્યે પૂછયું: " મહારાજ ! આપ તો જ્ઞાની પુરૂષ છો. વળીભૂત- વર્તમાન અને ભવિષ્યને જાણવા વાળા છો. આપ પ્રત્યે મારે એક વિનંતિ કરવાની છે. "

" જે કહેવું હોય તે વિના સંકોચે જણાવો ? " સાધુએ કહ્યું.

" મારે થોડાક પ્રશ્નો પૂછવા છે ? "

" ખુશીથી પૂછો. "

" અમારા રાજાજીની મન કામના પૂર્ણ થશે કે નહિ ? "

" મનકામના જણાવશો ? "

" આપ સર્વજ્ઞ છો; છતાં અમને શા માટે પૂછો છો ? " બારોટે મશ્કરી રૂપે કહ્યું.

" સત્ય જાણવું છે ?"

" દરેક મનુષ્ય સત્યજ જાણવવાને ચાહે છે."

" સત્ય જાણતાં કોઇ હસે છે, કોઇ રડે છે."

" ગમે તેમ પણ સત્ય જાણવું જોઇએ."

" ઠીક ત્યારે સાંભળો." સાધુએ નાક દબાવી આંખ્યો બંધ કરી. સઘળાની દ્રષ્ટિ સાધુ તરફ ખેંચાઈ રહી.

સાધુએ થોડીકવારે આંખ્યો ઉઘાડી કહ્યું; " સઘળું જણાઇ ચૂક્યું."

" શું ?" સઘળાએ વિસ્મય થઇ પૂછ્યું.

" મહારાજ વ્હેમસિંહે બે બાળાઓનું હરણ કરાવ્યું છે." સાધુએ જણાવી દીધું.

સઘળા સ્તબ્ધ બન્યા. સાધુ પર વિશ્વાસ પ્રકટયો. રાજાએ પૂછ્યું, " પછી ?"

" પ્રથમ મને જણાવો કે મારૂં ક્હેવું ખોટું છે કે ખરૂં ?"

" ખરૂં."

" તેમનાં નામ વિશ્વમોહિની અને મણીકાન્તા છે."

" બરાબર."

" તેમાં એક રાજકન્યા છે."

" હાજી." રાજાએ નમ્ર થઇ કહ્યું.

" તારી ઇચ્છી તે બન્નેને રાણીયો બનાવવાની છે."

" હાજી."

" અને તેથીજ તેં આ લઢાઇની તૈયારી કરી છે."

" તદ્દન ખરૂં."

" રાજા ! બોલ, તેં તે બાળાઓને ક્યાં પૂરી રાખી છે ?"

"રાજા હસ્યો. તેણે કંઇ પણ જવાબ આપ્યો નહિ. પુનઃ સાધુએ પૂછ્યું; "રાજા! મારી ખાત્રી છે કે તું અવિશ્વાસુ છે. તું મારીપર પણ શંકા ધરાવે છે. તારી એ પરિક્ષાની ખાતરજ મેં તને આ પૂછ્યું."

"તમે ગમે એમ ધારો; પણ આ પ્રશ્નનો જવાબ મારાથી આપી શકાશે નહિ."

"કંઇ ફિકર નહિ. મારે જાણવાની પણ જરૂર નથી. રાજકન્યા અને મણીકાન્તા ક્યાં છે તે હું સારી રીતે જાણું છું; તે સ્થળ પણ મેં જોએલું છે." આટલું કહી સાધુએ એકાગ્ર નજરે રાજાની સામે જોયું, રાજા ગભરાયો. ગભરાટનાં ચિન્હ તેના મુખ પર પ્રત્યક્ષ થયાં. સાધુએ તેના મુખ પરના ફેરફારથી પોતાને જાણવું હતું તે જાણી લીધું.

રાજા સાધુ પર હવે વ્હેમાયો અને ગુસ્સે પણ થયો; તેણે બારોટ સામે જોઇ કંઇક સંકેત કર્યો.

તરત બારોટે સાધુ સામે જોઇ વિનયથી કહેવા માંડ્યું, "બાપજી! આપ તો મોટા પુરૂષ છો. આપને ગુસ્સો કરવો ઘટે નહિ. આ જગતમાં ઢોંગી–ધૂતારા ઘણા વસે છે અને તેવાઓથી મારા મહારાજા ઘણી વાર ઠગાયા છે; તેથીજ આપની પર કદાચ શંકા લાવતા હશે. આ રાક્ષસી જમાનામાં ખોટાને લીધે બિચારા સારાઓને પણ ખોટા ગણાવું પડે છે."

સાધુએ કંઇક ઉચ્ચ સ્વરે કહ્યું; "તમે બધા કેવા છો તે હું સારી રીતે સમજી ચૂક્યો છું. જો રાજાનું અને તમારૂં દિલ સાફ હોત, તો તમે મને પણ તેવોજ સમજી શકત. પણ તમારા હૃદયમાં મલીનતા હોવાથીજ તમે મને તમારા જેવો સમજી શકો છો."

બધા ચૂપ થઈ ગયા. રાજાને ઘણોજ ગુસ્સો ચઢયો. તે કંઇક બોલવા જાય એટલામાંજ બારોટે રાજાને શાન્ત રહેવાની સંજ્ઞા કરી સાધુ પ્રત્યે કહેવા માંડયું, "બાપજી! ક્ષમા કરો."

"પ્રભુ તમને ક્ષમા આપે."

"આપે ક્રોધને ત્યાગવો જોઇએ."

"અમારા હૃદયમાં ક્રોધને સ્થાન છેજ નહિ. લ્યો હવે હું જાઉં છું." સાધુ ઉભો થયો.

બારોટે હાથ જોડી કહ્યું; "બાપજી થોડીકવાર રોકાવ."

"શા માટે?"

"કંઇક ભીક્ષા લેતા જાવ."

"હું કોઈની ભીક્ષા ગ્રહણ કરતો નથી."

"કારણ?"

"દુષ્ટ માણસોની ભીક્ષા-દાન વૃત્તિઓને દુષ્ટ બનાવે છે."

રાજા અને બીજાઓને ઘણું ખોટું લાગ્યું. પુનઃ બારોટે પૂછ્યું, "આપની જ્યારે એવીજ ઇચ્છા છે ત્યારે અમે લાચાર છીએ. મહારાજ! હવે એકજ પ્રશ્નનો ઉત્તર આપવાની કૃપા કરો."

"તે વળી શું છે?"

"એક પ્રશ્ન."

"જલ્દી જણાવો."

"આ યુદ્ધમાં શું થશે?"

"તે જાણવાની શી જરૂર છે?"

"અમારે જાણવાની ખાસ ઇચ્છા છે."

"હું તો કહું છું કે નહિ જાણવામાંજ સારૂં છે."

"કૃપા કરી જણાવો?"

" એમ! ચાલો ત્યારે તમે બધા ધ્યાનપૂર્વક સાંભળો. તમારા રાજાએ આ અધર્મ યુદ્ધનો આરંભ કર્યો છે. કામાંધપણાથી બે નિર્દોષ પવિત્ર પ્રેમદાઓનું હરણ કર્યું છે; આથી આ યુદ્ધમાં અવશ્ય પરાજય છે. વ્હેમસિંહ આ યુદ્ધથી પાયમાલ થશે. તમે........"

સાધુ આવેશથી આગળ બોલે જતો હતો, એવામાંજ રાજાએ રાતા પીળા થઇ ઢોલીયામાંથી છલંગ મારી ઉભા થતાં ઘોર અવાજે કહ્યું, " બસ ચૂપ થા. મારે તારૂં કહેવું સાંભળવું નથી."

સાધુએ અટ્ટહાસ્ય કરી કહ્યું, " અભિમાની રાજા! યાદ રાખજે કે તારે કુદરતનો ઇન્સાફ જરૂર મેળવવોજ પડશે. "

" હું કુદરત અગર પરમેશ્વરને માનતોજ નથી. રાજા વ્હેમસિંહ પોતેજ કુદરત અને ઇશ્વર રૂપે છે. "

" બસ, આ તારી ઉદ્ધતાઇજ તને મ્હોતના મુખમાં હડશેલશે."

" બસ ચૂપ થા. " રાજાએ ક્રોધાયમાન થઈ સિપાહીયો પ્રત્યે કહ્યું, " આ બે અદબ જોગટાને પકડો. "

તરતજ સિપાહીઓ સાધુને પકડવા દોડયા; પણ તેઓ નજીક આવે તે પહેલાંજ સાધુએ તિક્ષ્ણ નજરે તેઓના સામે જોઇ ભયંકર અવાજે કહ્યું; " દગાબાજ રાજાના ગુલામો! મારી નજીક આવતાં વિચારજો." આટલું બોલતાંજ સાધુની આંખ્યોમાંથી જાણે વિજળી ચમકતી હોય એમ જણાવા લાગ્યું. સિપાહીઓ સ્તબ્ધ બની ત્યાંજ ઠરી ગયા. સાધુ એકજ નજરે ગુસ્સાથી તેઓની સામે જોઇ રહ્યો.

આવું જોઇ રાજાના ક્રોધનો પાર રહ્યો નહિ. તેના મનને ખાત્રી થઇ કે આ સાધુ નથી પણ કોઇ દુષ્મન છે. રાજાએ સિપાહીયો પ્રત્યે કહ્યું; " તમે બધા કેમ આમ ઠરી ગયા ? "

"મહારાજ! અમારાથી સાધુ મહારાજને પકડી શકાશે નહિ." સઘળા બોલી ઉઠયા.

·"કારણ?"

"સાધુ ચમત્કારી છે. તેમનું તેજ અમારાથી સહન કરી શકાતું નથી."

"ઓ હરામખોરો! તમે આ શું બોલો છો?" રાજાએ વેકળતાથી પૂછયું.

"અમે આપના પગના સોગન ખાઇને જણાવીએ છીએ કે આ વખતે અમે છેકજ નિર્બળ બની ગયા છીએ."

"ઓ બેવફાઓ! નિમકહરામો! જાઓ, ચાલ્યા જાવ; અહિંથી મરી જાવ." રાજાએ ક્રોધથી કહ્યું.

"અમે આ સ્થળેથી લગીર પણ ખસી શકીએ એમ નથી.

"અરે! આ શું? શું તમે ત્યાં ચોંટી ગયા છો?"

"કંઇક એમજ છે."

"નક્કી આ સાધુનુંજ કારસ્થાન." આમ મનમાં બરબડી રાજાએ વિકાળ વદને સાધુ તરફ જોઇ ક્રોધભર્યા અવાજે કહ્યું; "ખરેખર તું કોઇ જાદુગર છે; દગાબાજ છે."

"જે દગાબાજ હોય તે અન્યને પણ એમજ સમજે."

"તું શું કરવા માગે છે?" રાજાએ વ્યાકુળતાથી પૂછયું.

"હું શું કરૂં? કરનારો કરશે; તે સમય તને ભારે થઇ પડશે."

"તું અહિંથી એકદમ ચાલ્યો જા. હું તને સુખેથી જવા દઉં છું."

"દુષ્ટ રાજા! તું મને કંઇ પણ કરી શકવાને શક્તિવાન નથી. તું જો કે અત્યારે મોટા લશ્કરથી ઘેરાએલો છે અને હું એકલો છું; છતાં નિર્ભય છું અને ધારૂં તો તને અને તારા આ શૂરવીર કહેવાતા સૈનિકોને જહનમમાં મોકલી આપવાને સમર્થ છું."

"તું સાધુ નથી પણ કોઈક શયતાન છે." રાજા બરાડી ઉઠયો.

"હા, તારૂં ધારવું ખરૂં છે. આ શયતાનજ લાવ્યો છે તારા મ્હોતનો પયગામ."

"હેં શું લાવ્યો છે?"

"મ્હોતનો પયગામ."

"સ્પષ્ટ જણાવ?"

"લે જો." કહી સાધુએ ઝોળીમાંથી એક પત્ર કાઢી રાજાની તરફ ફેંક્યો.

રાજાએ પત્ર હાથમાં લેતાં પુછ્યું; "આ પત્ર કોનો છે?"

"મહારાજ કુમાર વિજયસિંહનો."

"ઓહ! શું વિજયનો?" રાજા અકળાઇને પોકારી ઉઠયો.

"હા, વાંચીજો એટલે બરાબર ખબર પડશે."

રાજાએ પત્ર બારોટને આપી વાંચવાનું જણાવ્યું.

બારોટે સૌ સાંભળે એમ મોટા અવાજથી પત્ર વાંચવા માંડયો.

રાજા વ્હેમસિંહ!

આ પત્રથી તમને જણાવવાનું અને ચેતાવવાનું કે, જ્યારે રાજાની બુદ્ધિ બ્હેર મારી જાય છે અને તેને વિનાશ તરફ જવાનું હોય છે, ત્યારે તેની વિપરીત બુદ્ધિ થાય છે. તેથી કરીને તે અન્યાયી દુષ્ટ અને ભયાનક કાર્યોનો કરતા બને છે. તદનુસાર તમારી વિપરીત બુદ્ધિ થએલી છે. જો તેમ ના હોત તો તમે રાજકન્યા અને મણીકાન્તાને ઉપાડી જવાનું દુષ્કર્મ ન કરત. તમે રાજા થઇ ઘણું અઘટિત કર્મ કર્યું છે. રાજકન્યા અને તેની સખી તમારી પુત્રી સમાન છે. માટે તમને જણાવવાનું એજ કે તે તમારી બન્ને પુત્રીઓને લઇ તમે અમારી પાસે હાજર થાવ અને કરેલાં પાપની ખરા

હૃદયથી માફી માગો. અમે ત્રણ દિવસ તમારી રાહ જોઇશું. જો તેટલા સમયમાં તમે અમારી આજ્ઞા મુજબ નહિ વર્તો તો અમે તરતજ તમારી પર આક્રમણ કરીશું. માટે સમજજો. હજી સમય હાથમાં છે. યુદ્ધમાં તમે કદાચિ ફાવી શકશો નહિ. બસ એજ. આ પત્રને લઢાઇના આમંત્રણ રૂપજ સમજજો. લી.

કુમાર વિજયસિંહ.
દા. પ્રતાપસિંહ.

બારોટે પત્ર પૂર્ણ કરી રાજા સામે જોયું.

આ વખતે રાજાની અવસ્થા વિચિત્ર પ્રકારની થઇ રહી હતી. તેની આંખ્યોમાંથી આતસના તનખા ઝરતા હોય એમ જણાવા લાગ્યું. સર્વાંગ ધ્રુજતું હતું. રાજાએ ઝડપથી બારોટના હાથમાંથી પત્ર છીનાવી લઇ તે પત્રના ફાડીને ચૂરેચૂરા કરી નાખ્યા; અને પછી કર્કશસ્વરે સાધુ પ્રત્યે કહ્યું, "બસ હવે જ મને સમજાઇ ગયું કે તું સાધુ નથી પણ શત્રુ છે."

"ખરેખર એમજ છે." સાધુએ નિર્ભયતાથી જણાવ્યું.

"તારૂં, નામ?"

"નવલરાજ."

"કોણુરંગી?" રાજા સક્રોધ બોલી ઉઠયો.

"હાજી."

"સાધુના વેશથી આવવાનું કારણ?"

"આ પત્ર પહોંચાડવા."

"વિજય નાદાન બાળક છે. એક નાના મચ્છરે હાથીની સામે હામ બીડી છે; આ હેમસિંહ તેને જોતજોતામાં જમીન દોસ્ત કરશે."

"પછી?" નવલે મશ્કરી રૂપે પૂછયું.

"વિશ્વમોહિનીને અને તેની સખીને પટરાણી બનાવશે."

"પછી?" પુનઃ નવલે ટોળથી પૂછ્યું.

"તમારૂં રાજ્ય તાબે થશે."

"પણ તે પહેલાંજ હેમસિંહ નર્કકુંડમાં ડુબી જશે તો?"

"શું મારૂં અપમાન."

"હા, શયતાનનું અપમાન."

"તું જીવતો જઇ શકીશ નહિ."

"મને મારવાનું તારૂં ગજું નથી."

"એમ?"

"હા."

"ત્યારે હવે જોયા કર કે તારી કેવી અવદશા થાય છે."

"તે પહેલાંજ તું આ નવલરાજના બળના ચમત્કારની ખાત્રી કરી લે."

આટલું બોલતાંજ નવલે ખભાપર ભરાવેલી ઝોળીમાંથી એક ગોળો કાઢી ઉંચે ઉછાળ્યો. સઘળાનું ધ્યાન એ તરફ ખેંચાયું. ગોળો જમીન પર પછડાયો. ભયાનક કાટકો થયો. ધરતી ધ્રુજી ઉઠી. સૈનિકો-સરદારો જમીનપર પછડાયા. સઘળાના કાન બ્હેર મારી ગયા. ગોળો ફાટયો. ધુમાડાના ગોટે ગોટ નીકળ્યા. તંબુ ધુમાડાથી ભરાઇ ગયો. થોડીવારમાંજ એકાએક મોટો ભડકો થયો. જ્વાળાઓ ચારે તરફ ફેલાવા લાગી. તંબુ સળગ્યો. સઘળા જીવ બચાવવા તંબુ બ્હાર નાઠા. રાજા પણ ભયભીત બની નાઠો. પણ ઠોકર વાગવાથી પડયો. માથા પરથી રત્નજડિત શીરપેચ પડી ગયો. તેની પરવાહ નહિ કરતાં પુનઃ તે ઉઠયો અને ધુમાડાથી આંખ્યો ચોળતો તંબુના દ્વાર તરફ દોડી બહાર નીકળી ગયો. બહાદુર નવલ રાજાનો શિરપેચ ઉપાડી

તંબુના બીજે દરવાજેથી બહાર નીકળી પસાર થઇ ગયો. લશ્કરીયો રાજાની આસપાસ એકત્ર થએલા હોવાથી તેમજ રાજાનો તંબુ એક બાજુ તરફ આવેલો હોવાથી નવલની પર કોઇની નજર પડી નહિ.

એક કલાકમાં તો તંબુ અંદરના તમામ સામાન સાથે બળીને ખાખ થઇ ગયો. ગયબી ગોળાએ ગજબ કર્યો, સઘળા આંખ્યો વિકાશી જોઇ રહ્યા. શત્રુ સર્વની આંખ્યોમાં ધૂળ નાખી પસાર થઇ ગયો.

રાજાની સ્થિતિ અજબ પ્રકારની થઇ રહી. તેણે દાંત કચકચાવ્યા. રાજાની પાસે તેના વફાદાર રંગીઓ ઉભા હતા. રાજાએ તેઓની પર ગુસ્સો ઠાલવવા માંડયો. રાજાએ કહ્યું, "ધિક્કાર છે તમને સર્વને કે તમે બધા મૂઆ હતા; છતાં દુશ્મનનો એક રંગી અત્રે આવી આવું જીવલેણ તોફાન કરી ગયો. અને તમે નામર્દો તેને કંઇ પણ કરી શક્યા નહિ."

મોતીલાલ રંગી બોલ્યો, "મહારાજ! આમાં અમે શું કરી શકીએ? અમારા રંગીઓનું કામજ આ છે. ગમે તેટલા માણસોમાં પ્રવેશ કરવો અને ત્યાં ચમત્કાર બતાવવો તેજ અમારૂં કાર્ય છે. તે એકજ રંગી હતો; તેથી અમારા રંગ વિદ્યાના કાયદા મુજબ અમારા સર્વથી તેના પર હાથ ન કરાય; આથીજ અમે અમારો ચમત્કાર તેને બતાવ્યો નહિ. વળી આપની પાસે મોટા મોટા સરદારો અને પહેલવાનો પણ બેઠેલા હતા. તેમણે શું ઉકાળ્યું? અમારો સપાટો વખત આવે જોશો. દુષ્મન અને તેના રંગીઓને જ્યારે કેદ કરી આપના ચરણમાં રજુ કરીશ ત્યારેજ હું શાન્ત થઇશ." મોતીલાલ બંકાએ જણાવ્યું.

આ પછી રાજા ગુસ્સો મનમાંજ સમાવી ત્યાંથી ચાલતા થયા અને બીજા તંબુમાં ગયા.

# પ્રકરણ ૧૨ મું.

## પ્રતાપનું પ્રયાણ.

કૃષ્ણપક્ષનો સમય હતો. રાત્રિના દ્વિતીય પ્રહરનો પ્રારંભ ચૂકયો હતો. સર્વત્ર ગાઢ અંધકાર વ્યાપેલો હ મનુષ્યો નિદ્રાનું શરણુ સ્વિકારવાની તૈયારીમાં હતા. સર્વત્ર શાન્તિ વ્યા હતી. વિજયકુમારની છાવણીમાં પણ સઘળું શાન્ત હતું. છાવણું થોડે થોડે અંતરે ચોકીઓ બનાવેલી હતી ત્યાં ચોકીદારો તાપણાં ર ગાવીને બેઠા હતા. કેટલાક ચોકીદારો આમ તેમ ફરી તપાસ રાખ હતા. આ વખતે વિજયકુમાર ચિંતાગ્રસ્ત મુખે તંબુની બહાર આ તેમ આંટા મારી રહ્યો હતો. તે સ્થળે ચોકીદાર કે સૈનિકો ન્હોતું. ગાઢ અંધકારમાં આમ તેમ ફરતો કુમાર ભૂતના ઓળ માફક ભાસતો હતો. તેના મનમાં વિચાર તરંગો ઉછળી રહ્યા હ તેના મનમાં શાના વિચાર થતા હશે ? ક્ષત્રિય કુમારને રણમ નમાં યુદ્ધ સિવાયના વિચાર સંભવેજ નહિ. પણ વિજયકુમા મનમાં યુદ્ધના વિચારને બદલે તેની વ્હાલીના વિચાર ઉદ્દભવી હતા. તે વિચારતો હતો કે, " વિશ્વમોહિની અને મણીકાન્તાનું થયું હશે? પાપાત્મા વ્હેમસિંહે તે બન્નેને કયાં રાખ્યાં હશે ? અ ઘણી શોધ કરાવી પણ હજી કંઈ પત્તો લાગ્યો, નથી. બિચારો પ્ર પણ તનતોડ મહેનત કરી રહ્યો છે. ઓહ ! દગાબાજ દુષ્મન ! હદ કરી છે. તેં એક સાચ્ચા શત્રુની ગરજ સારી છે. દુષ્ટ દુર્જનના ભમાવ્યાથી તું આ મેદાનમાં મરવાને ખેંચાઇ આવ્યો પાપાત્મા! તારા અસીમ અત્યાચાર સાંભળી મારૂં મન કંપી ઉઠે

તારા અન્યાયી વર્તનથી તારે મૃત્યુના તાબે થવુંજ પડશે. તારા જુલ્મથી પ્રજા પીડાઇ રહી છે. ચારે તરફથી તારા અન્યાયના પડઘા પડી રહ્યા છે. બસ, તારે હવે મરવુંજ પડશે. દુષ્ટત્મા! તેં ન્યાય વિરૂદ્ધ વર્તન ચલાવી કિરતારનો કોપ માથે ખેંચી લીધો છે. વિશ્વમોહિની અને તેની સખીનું તેં હરણ કરી આ સૂતેલા સિંહને જગાડયો છે. આ સઘળાનો બદલો તને હવે બરાબર મળશે." આમ બોલતા કુમારે થોડીકવાર શાન્ત રહી પુનઃ બોલવા માંડયું, "દુષ્મનની છાવણી તરફ ગએલો નવલ પણ હજી સુધી પાછો આવ્યો નથી, શું થયું હશે? શું દુષ્મને તેને પકડી કેદમાં તો નહિ પૂર્યો હોય? પણ નવલ બહાદુર છે. તે કેદ પકડાય જ નહિ. નાશી છૂટવામાં ચાલાક છે. રંગવિદ્યામાં નિપુણ છે. તે કંઇક અગત્યના કામને માટેજ રોકાયો હશે? અરે પ્રતાપ પણ હજી સુધી આવ્યો નથી. સમી સાંજનો ગયો છે; મધ્યરાત્રિ થવા આવી, તેના વિશે પણ શંકા થયા કરે છે. લાવ તેના તંબુમાં તપાસ કરાવું કે તે આવ્યો છે કે નહિ? કદાચ મને નહિ જગાડવાની ઇચ્છાથી તે પણ તેના તંબુમાં સુતો હોય." આમ વિચારી કુમાર નજીકની ચોકી તરફ ગયો. ચોકીદાર તાપણા આગળ નીચું માથું કરી બેઠો હતો. કુમારે તેની પિઠ પાછળ આવી કહ્યું.

"સિપાહી?"

સિપાહી ચોંકયો, ઉભો થયો અને કુમારને આટલી રાત્રે જોઇ આભો બન્યો. તે વિસ્મિત વદને કુમારની તરફ જોઇ રહ્યો.

વિજયકુમારે તેની સ્થિતિ કલ્પી કહ્યું, "તું શા માટે ગભરાય છે?"

કુમારના શાન્તિમય શબ્દોથી સિપાહીનો ગભરાટ દુર થયો.

પુનઃ કુમારે કહ્યું, "તું પ્રતાપસિંહના તંબુએ જા અને તે આવ્યા હોય તો મારી પાસે બોલાવી લાવ."

સિપાહી શીર ઝુકાવી ચાલતો થયો અને થોડીવારે પાછો આવી બોલ્યો; "તેઓશ્રી તંબુમાં નથી."

"આશ્ચર્ય ?" કુમાર ત્યાંથી ચાલતો થયો અને પ્રથમની જગાએ આવી એક પત્થર પર બેઠો.

છેવટે મધ્યરાત્રિ થઇ તારાઓ ઝગમગી રહ્યા હતા. ખુલ્લા મયદાનમાં જાંખો પ્રકાશ પથરાઇ રહ્યો હતો. ઝાડ–પ્હાડ અવનવાં ભાસતાં હતાં. આ અરસ્સામાં એક કૌતક થયું. વિજયકુમારની નજરે દૂર એક કાળી આકૃતિ પોતાની તરફ ચાલી આવતી જણાઈ.

વિજયકુમાર આશ્ચર્ય પામ્યો. તેના મનમાં વિવિધ શંકા સ્થાન લેવા લાગી. કદાચ દુષ્મન હશે તો ? જો તેમ ન હોય તો આ કાળી રાત્રે છાવણી તરફ શામાટે આવે ? કુમારના મનમાં આવી શંકા પણ ઉદ્દભવી. વિજયકુમારે કમ્મરપટામાંથી પિસ્તોલ ખેંચી મોટા અવાજે પૂછ્યું; ત્યાં કોણ આવે છે ?"

આકૃતિ નજીક આવી પહોંચી હતી. તેણે ધીમા અવાજે કહ્યું, "એ તો હું છું."

"હું તે કોણ ?" પુનઃ વિજયકુમારે પૂછ્યું.

"મિત્ર."

"નામ ?"

"પ્રતાપ."

કુમારે પિસ્તોલ પાછી પટામાં ખોસી. પ્રતાપ નજીક આવી ઉભો. કુમારે સઆશ્ચર્ય તેના સામે જોઈ પૂછ્યું; "ભાઇ ! અત્યારે કઇ તરફથી આવો છો ?"

"એક કિલ્લા તરફથી."

"તમે તો આજ બપોરના નગર તરફ ગયા હતા ને?"

"હા, હું નગરમાંથી સમીસાંજના વખતે આ તરફ આવવા ાકળ્યો હતો. એવામાં આપણો એક માણસ મળ્યો. તે માણસે મને ાગાવ્યું કે અહિંથી ચાર-પાંચ માઇલ પર એક કિલ્લો આવેલો છે. કિલ્લાની આસપાસ પર્વતો આવેલા છે. કોઇ અજાણ્યા માણસને ખબર પડે નહિ કે ત્યાં કિલ્લો આવેલો છે. એ કિલ્લો ભયંકર છે; ના વિશે અનેક દંતકથાઓ પહેલાં ચાલતી હતી. એ કિલ્લામાં ાજકન્યા અને મણીકાન્તાને રાખવામાં આવ્યાં છે એવી બાતમી ળવાથી હું તત્કાળ તેને લઈએ કિલ્લા તરફ ગયો. ત્યાં જતાં એક ાટો લોખંડી દરવાજો અમારી નજરે પડયો. તે દરવાજો આ વખતે ંધ હતો. અમે તેને જોરથી ધકેલી જોયો; પણ તેનાં મજબુત બારણાં ગીર પણ હાલ્યાં નહિ. એવામાં મારી નજર ઉપર ગઇ. દરવાજા ઉપર ેક પાટીયું લટકાવેલું મારી નજરે પડયું. તે પાટીયામાં લખેલું હતું , "આ દરવાજો તલેસ્માતી છે. જો કોઇ તેને ઉઘાડવાનો પ્રયત્ન કરશે ા નાહક જીવ ખોશે." હું મનમાં સમજ્યો કે આ જુઠું લખ્યું હશે. ાામ ધારી હું પુનઃ દરવાજા નજીક ગયો અને દરવાજાનાં બારણાંને ારીકાઇથી તપાસવા લાગ્યો. લગભગ એક કલાક તપાસ કરતાં દર- ાજાથી એક હાથ દૂર જમીનપર એક સમચોરસ પત્થર પર એક ાખંડનો લાંબો-ભાલા જેવો ખીલો ઠોકેલો જણાયો, મેં તે ખીલાને ાશ બધા બળથી હલાવ્યો. પરીણામે એક મોટો અવાજ થયો અને તે ત્થર તેની જગ્યાએથી ખસી ગયો. નીચે ખાડો જણાયો. મેં આશ્ચર્ય ચ્ચે જોયું તો જણાયું કે તે ખાડામાંથી કોઇ માણસ ધીમે ધીમે ઉપર ંચાઇ આવે છે, મારા આશ્ચર્યની સીમા રહી નહિ. હું લગીર

દૂર ખશી ઉભો. મારી સાથેનો માણુસ તો ભયથી ધ્રુજવા લાગ્યો. થોડીવારમાં અમારી સામે તે ખાડામાં એક માણુસ ઉભેલો જણાયો. તે માણુસના હાથમાં લાકડાની એક નાની પેટી હતી. તે માણુસ કંઇ પણ બોલ્યા–ચાલ્યા વિના અમારી સામે ઉભો રહ્યો. આ વખતે સાયંકાળ થયો હતો. સ્હેજસાજ અજવાળું હતું. આ માણુસ કેમ બોલતો નથી. શું તે મુંગો હશે? લાવ તપાસ કરૂં. આમ વિચારી હું તે માણુસની છેક નજીક ગયો અને તેને મેં મારા હાથનો સ્પર્શ કર્યો. હું અજબ થયો. તે માણુસ ખરો માણુસ નહિ પણ માણુસના આકારનું લાકડાનું પુતળું હતું. હું મોટેથી હશી પડયો. મેં તેના હાથમાંની પેટી તરફ જોયું. પેટીનું ઢાંકણુ બંધ હતું. તે ઢાંકણુ પર "રાણી" એવું લખેલું હતું. મારા આશ્ચર્યની સીમા રહી નહિ. આ કિલ્લો તલેસ્મી છે એવી મને પૂરી ખાત્રી થઇ. વળી વિશેષ ખાત્રી કરવા મેં તે માણુસના હાથમાંની પેટીનું ઢાંકણુ ધીમેથી ઉઘાડયું. ઢાંકણુ ઉઘડતાંજ અંદરથી ધૂમાડાના ગોટેગોટ નીકળ્યા. હું ચીસ પાડી પાછળ હઠયો. અમારી આસપાસ ધૂમાડાના ગોટે ગોટ વળ્યા. અમારાથી આંખ્યો ઉઘાડી જોઇ શકાય એમ ન્હોતું. શ્વાસ પણ બરાબર લઇ શકાતો નહોતો. લગભગ અર્ધાં કલાકમાં તો અમે બન્ને બેશુદ્ધ થઇ પડયા. અમે ઘણીવાર બેશુદ્ધ રહ્યા હોઇશું. જ્યારે અમે સાવધ થયા; ત્યારે રાત્રિ પડી હતી. કેટલી રાત્રિ ગઇ હશે તેનું પણ અનુમાન કરવું અશક્ય હતું. મેં પેલા લાકડાના બનાવેલા પુતળા તરફ જોયું; પણ મને મારી અત્યંત અજબ અજાયબીની અંદર માલમ પડયું કે તે લાકડાનું પુતળું ત્યાં નથી, પણ તેની જગાએ પેલો દૂર ખસેલો પત્થર પ્રથમની પ્રમાણે ગોઠવાઇ ગએલો માલમ પડયો. આ ભયાનક સ્થાને વધુ રોકાવું એ

જીવ ગુમાવવા જેવું છે એમ ધારી હું આપણા તે માણસ સાથે તરત જ બહાર નીકળ્યો; અને મારી સાથેના માણસને બીજા કામે વિદાય કરી હું તમારી પાસે આવ્યો. ભાઇ ! આજે આવી ઘટના બની." પ્રતાપ બોલતો બંધ રહ્યો. વિજય કુમારના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે બોલ્યો, "ખરેખર એ કિલ્લો એવોજ હોવો જોઇએ અને ત્યાં જ રાજકન્યા અને તેની સખી હોવાં જોઈએ."

"મારૂં માનવું પણ એવું જ છે. વળી પેટીપર રાણી શબ્દ લખેલો હોવાથી હું અનુમાન કરૂં છું કે તે કિલ્લાનો ભેદ રાજા વ્હેમ-સિંહની રાણી જાણતી હોવી જોઇએ."

"ત્યારે તમે......" કુમાર આગળ બોલે તે પહેલાં જ પ્રતાપે કુમારને કહ્યું, "ચુપ રહો."

કુમારે ચમકીને પૂછ્યું, "કેમ શું છે ?"

"જુઓ, સાંભળો; આ બાજુ ઘોડાનાં પગલાં સંભળાય છે." પ્રતાપે કહ્યું.

વિજયકુમારે એ તરફ જોયું. ઘોડાનાં પગલાં સ્પષ્ટ સંભળાયાં. પ્રતાપે પૂછ્યું, "તમારી પાસે પિસ્તોલ છે કે ?"

"હા."

"ચાલો; પિસ્તોલ હાથમાં પકડી મારી સાથે ઉભા રહો."

બન્ને ચૂપકિદીથી ઉભા રહ્યા, ઘોડેસ્વાર આવતો જણાયો. નજીક આવતાંજ તે ઘોડેસ્વારે પોતાની પાસેની પિસ્તોલના ઉપરાસાપરી ત્રણ અવાજ કર્યા. કુમાર ગભરાયો; પણ પ્રતાપ હસી પડયો. કુમારે પૂછ્યું, "કેમ હસવું આવ્યું ?"

"પિસ્તોલના અવાજ સાંભળી." પ્રતાપે કહ્યું.

"શત્રુ લડવા માગે છે નહિ વારૂ ?" પુનઃ કુમારે પૂછ્યું.

"ના, એ શત્રુ નથી પણ મિત્ર છે."

" કોણ ? "

" હું પોતે. " કહી તે ઘોડેસ્વાર નજીક આવી ઘોડેથી નીચે ઉતર્યો અને બન્નેની પાસે આવી ઉભો.

કુમારે તેને ઓળખી પૂછ્યું, " કોણ નવલ ? "

" હા, સેવક પોતે જ."

" અત્યારે ક્યાંથી ? "

" તંબુમાં ચાલો. " તે પછી ત્યાં વધુ વાર નહિ રોકાતાં ત્રણે તંબુમાં આવી બેઠા. પ્રતાપે પૂછ્યું, "નવલ ! તું અત્યારે ક્યાંથી આવ્યો ?"

" શત્રુની છાવણી તરફથી. " નવલે જવાબ આપ્યો.

" ત્યાંના શું સમાચાર છે ? "

" ઠીકાઠીક. "

" સવિસ્તર બીના જણાવો ? " કુમારે પૂછ્યું.

નવલે સઘળી હકીકત જણાવી કહ્યું કે; " મારી રંગવિદ્યાના પ્રતાપે શત્રુઓને ચમત્કાર બતાવી પાછો આવ્યો છું અને રાજા વ્હેમસિંહનો રાજ્યમુકુટ પણ ઉપાડતો આવ્યો છું. " નવલે રાજા વ્હેમસિંહનો શીરપેચ કુમારના ચરણ આગળ મૂકયો. પ્રતાપ અને વિજયકુમાર હશી પડયા. પ્રતાપે હસતાં હસ્તાં કહ્યું, "ચાલો શુકુન તો સારા થયા. યુદ્ધમાં વિજય આપણો જ છે. "

"મારી તો દ્રઢ શ્રદ્ધા છે કે ફત્તેહ આપણી છે. રાજા વ્હેમસિંહ પાયમાલ થશે અને યુદ્ધમાં મરશે યાતો જીવતો કેદ પકડાશે." નવલે કહ્યું.

" તેના સૈનિકોની શું સ્થિતિ છે ? "

" સેવકે તેમને શુભોપદેશ આપી અસંતોષનું જળ સિંચ્યું છે. કેટલાકે તો નોકરી છોડી દેવાની પ્રતિજ્ઞાઓ પણ કરી છે. પ્રભુ કૃપાએ અસંતોષની આગ પ્રચંડ રૂપે વ્યાપશે અને શત્રુનાં સૈનિક આપણા શત્રુ મટી મિત્ર બનશે. "

" આ કામ તમે ઘણું સારૂં કર્યું." વિજયકુમારે કહ્યું.

" હા, પણ......" પ્રતાપ બોલતાં અટક્યો.

" પણ કહીને કેમ અટકી ગયા ?" કુમારે પૂછ્યું.

" લડાઇની પૂર્ણાહુતી પહેલાં રાજકન્યા અને મણીકાન્તાને ોધી કાઢવાની અગત્ય છે."

" કારણ ?"

" કારણ પછીથી જણાવીશ."

" ત્યારે હું તેમની શોધમાં જાઉં તો ?" નવલે પૂછ્યું.

" તમે ક્યાં જશો ?"

" હું પ્રથમ બ્હેમસિંહના નગરમાં જઇશ."

" પછી ?"

" મારા ધારવા પ્રમાણે બ્હેમસિંહની રાણી સઘળો ેદ જાણે છે."

પ્રતાપે થોડીક ક્ષણ વિચારમાં રહી કહ્યું, " નવલ! તું શોધમાં જાય એ મને ઠીક લાગતું નથી."

ત્યારે કોણ જશે ?"

" હું."

" અહિં લડાઇમાં કોણ રહેશે ?"

" તું."

" તમે આ યુદ્ધ વખતે હાજર હોત તો ઘણું સારૂં પરીણામ ાવી શકાત."

" તું મારાથી ક્યાં જાય એમ છે ?"

" ગુરૂ કરતાં ચેલો ચઢે જ નહિ."

"અરે ! વખત આવે ગુરૂ કરતાં ચેલો પણ વિશેષ કરી બતાવે છે."

"આપની ઇચ્છા."

"નવલ! હું આજ રાત્રે જ રવાના થનાર છું. યુદ્ધમાં પૂર્ણ ધ્યાન આપજો. શત્રુના કપટતંત્રથી ચેતતા રહેજો. તારા કહેવા મુજબ જો શત્રુના સૈનિકો આપણા પક્ષમાં આવે તો પૂર્ણ પરીક્ષા કરી તેઓ વફાદાર જણાય તોજ પક્ષમાં લેજો."

"તે બાબતથી આપ નચિંત રહેજો."

"ત્યારે હવે હું જાઉં છું."

"શું અત્યારે જ?" કુમારે પૂછ્યું.

"હા."

પ્રતાપે બૂમ મારી એક સિપાહીને બોલાવ્યો અને તેની પાસે પોતાનો ઘોડો મંગાવ્યો. પ્રતાપે જોઇતાં વસ્ત્ર–શસ્ત્ર સજી લીધાં અને પછી કુમાર તથા નવલને ભેટી ઘોડેસ્વાર થયો. આ વખતે નવલ અને કુમારની આંખોમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. પ્રતાપની પણ એવીજ ગતી થઇ.

મધ્યરાત્રિ વીતી ચૂકી હતી. નિઃસ્તબ્ધતા વ્યાપેલી હતી. છેવટે પ્રતાપે મિત્રોને રામરામ કરી રજા લીધી. ઘોડો વિજળી વેગે દોડયો અને જોતજોતામાં પ્રતાપને લઈ પ્હાડી પ્રદેશમાં અદ્રશ્ય થયો. વિજયકુમાર અને નવલસિંહ પણ પછીથી તંબુમાં જઇ સુતા. રજનીદેવીના સામ્રાજ્યમાં સર્વત્ર શાન્તિ પ્રવર્તાઇ રહી. શાન્તિઃ

# પેશાવરની પદ્મિની

**લેખકઃ-ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ.**

આજ પર્યંત અનેક ઐતિહાસીક નવલકથાઓ બહાર પડી છે; પરંતુ આ નવલકથામાં કંઇક જુદોજ આનંદ મળશે, મહારાજા રણજીતસિંહના રાજ્ય અમલ પહેલાં પેશાવરમાં કેવી અંધાધુંધી ચાલી રહી હતી, અફઘાન અધિકારીઓ કેટલો ત્રાસ, કેટલો રાક્ષસી જુલ્મ ગુજારતા હતા; સુકુળ સુંદરીઓને શીયળ રક્ષવાને માટે કેવાં અદ્ભૂત હૃદયદ્રાવક સંકટો સહન કરવાં પડતાં હતાં; સાથે તેમની હિંમત-સાહસ, વગેરે વાંચતાં હૃદયમાંથી આનંદના ઉદ્દગાર નિકળ્યા સિવાય રહેશે નહિ. આ સાથે શૂરાઓની સત્યપ્રિયતા રણરંગ વગેરેના વાચનથી આશ્ચર્યના મહાસાગરમાં ડૂબી જશો. ગ્લેજ કાગળો, સુંદર બાઇન્ડીંગ છતાં કીમત માત્ર રૂ. ૧-૮-૦.

## ( જાણવા જોગ નિયમો. )

૧ પુસ્તકો મંગાવનાર ગૃહસ્થોએ પોતાનું નામ, ઠામ, ઠેકાણું, ગામ, પોષ્ટ, જીલ્લો વગેરે પૂરેપૂરૂં સાફ અક્ષરથી દર વખતે લખતા રહેવું.

૨ દશ રૂપીઆની કીંમતનાં પુસ્તકો મંગાવંનારને રૂપીઆ એની કીંમતનાં કમીશનમાં આપીશું.

૩ પંદર રૂપીઆનાં પુસ્તક એકી વખતે મંગાવનારને રૂપીઆ ત્રણની કીંમતનાં પુસ્તકો કમીશનમાં આપીશું.

૪ પચીસ રૂપીઆનાં પુસ્તકો સામટાં આ લીષ્ટની અંદરથી મંગાવનારને રૂપીઆ પાંચની કીંમતનાં પુસ્તકો કમીશનમાં અમારી પસંદગીનાં આપીશું.

૫ પચાસ રૂપીઆનાં પુસ્તકો સામટાં આ લીસ્ટની અંદરથી મંગાવનારને રૂ. ૧૨ા ની કીંમતની ભેટ મલશે.

**બુકસેલર કચરાભાઇ વનમાળીદાસ પટેલ.**
**ઠે. મોટી હમામ—અમદાવાદ.**

१६

## સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા કૃત.
## લોકપ્રિય સુબોધક નવલકથાઓ.

| | | |
|---|---|---|
| કાળરાત્રિનું ખુનીખંજર ભા. ૧-૨ સચિત્ર. | કિં. રૂ. | ૬—૦-૦ |
| ઝેરીજમાનો ભા.૧-૨-૩-૪-૫ આવૃત્તિ બીજી સચિત્ર | | ૧૧-૦-૦ |
| વસંત-વિજય ભા. ૧-૨-૩-૪ ... | ,, | ૧૨-૪-૦ |
| બહાદુરબાળા ભા. ૧-૨ આવૃત્તિ બીજી ... | ,, | ૩—૦-૦ |
| તરૂણતપસ્વિની ભા. ૧-૨. સચિત્ર. ... | ,, | ૬-૧૨-૦ |
| પદ્મલતા-કંટકમાં ગુલાબ. સચિત્ર. ... | ,, | ૩—૦-૦ |
| જુલ્મી જાલીમ યાને ધ્રુજતી ધરા સચિત્ર... | ,, | ૩—૦-૦ |
| વિશ્વમોહિની ભા. ૧-૨-૩-૪ ... ... | ,, | ૮—૦-૦ |
| કુસુમકાન્ત ભા. ૧-૨ ... ... | ,, | ૫-૧૨-૦ |
| માયાવી મોહિની ... ... ... | ,, | ૩—૦-૦ |

### અન્ય ગ્રંથકારકૃત રસીક નવલકથાઓ.

| | |
|---|---|
| રણઘેલા રજપૂતો-સતીઓનું શૂરાતન સચિત્ર ભા.૧-૨. | ૬--૦-૦ |
| ચૂડેલનો ચમત્કાર. સચિત્ર... ... ... | ૩—૦-૦ |
| મધુ-માલતી ભા. ૧-૨ સચિત્ર ... ... | ૪—૦-૦ |
| પેશાવરની પદ્મિની ... ... ... | ૧-૮-૦ |

સઘળી જાતનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—

## કચરાભાઈ વનમાળીદાસ પટેલ.

### બુકસેલર-મોટી હમામ-અમદાવાદ.

અમદાવાદ-સલાપોસ રોડપર ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું. સને ૧૯૨૨.